નેકનામ શેઠ દીનશાહજી માણેકજી પીટીટ,

કે જેઓ

જરથોસ્તી ધરમના અભ્યાસને ખીલવવાની

વખાણવા જોગ હીસસાજી

અને

ને ફાગણુસર આશરો આપવાને

ભારે ઉલટ ધરાવે છે.

તેમને

આ પુસ્તક

કર્તાએ માન પૂર્વક અર્પણ કર્યું છે.

# દિબાચો.

વન્દિદાદ એ અવસ્તાનો ઘણોજ અગત્યનો ભાગ છે; એ કેતાબ આપણને ઘણાજ પુરાતમ વખતની રીતભાંતો, મઝ્દયસ્નની ધર્મના ક્રત્વાઓ અને કાયદાઓથી વાકેફ કરે છે. તેનું નામજ તેની મતલબ અને નેમ બતાવે છે; વન્દિદાદ એ 'વી-દએવો-દાત' નો બગડેલો આકાર છે અને તેનો અર્થ 'દેવોને દફે કરવા માટેનો કાયદો' થાય છે; જરથોસ્તી ધર્મ ક્રિયાઓની મુખ્ય નેમ સાથે આ નામ પુરતી રીતે બંધ બેસે છે. એ કાયદાનું સામાન્ય નામ કાંઈ 'વી-દએવ' નથી; ઘણીવાર તે 'દએન-સ્પેન્ત' યાને પવિત્ર દીન એવાં નામથી ઓળખાય છે.

વન્દિદાદ બાવીસ પ્રકરણોમાં વેંહેંચાયલો છે, જે ફર્ગરદો, અથવા ફર્ગરદો એટલે કે ('ફ્રકૅરત=કાપવું' ઊપરથી) વીભાગોનાં નામે ઓળખાય છે. એ બાવીસ ફર્ગરદોને બે મુખ્ય બાબોમાં વેંહેંચી શકાય. પેહેલો બાબ (૪–૧૨, ૧૫–૧૮, ૨૦ અને ૨૧ ફર્ગરદો) દેવોને દફે કરવાને લગતા ઘટતા રેવાજોનું વર્ણન કરેછે; બીજો બાબ ચીજોની ઊત્તપત્તીને લગતી કથા વિષે (૧, ૨, ૧૯, ૨૨ ફર્ગરદો), અને ખેતીને લગતાં તથા ઊપયોગી જાનવરોની સંભાળ લેવાને લગતાં ફરમાનો વિષે (૩.૧૩,૧૪ ફર્ગરદો)નો છે. આવી ભેળસેળ અને ગેરવ્યવસ્થાવાળી બાબદો એક પ્રથમ પુસ્તકનું લખાણ હોઈ શકે નહીં. મૅસીદોન્યન ફત્તેહનાં તોફાંન પછી મઝ્દયસ્નાનોએ પોતાની ઘણીક પવિત્ર કેતાબોનો જે ભાગ બચી રહયો હોય તેને એક કરી નાંખીને હાલ જે વન્દિદાદ આપણે ધરાવ્યે છીયે તે બનાવયો હોય એમ સંભવે છે. એ ફર્ગરદોના માંહેલા ભાગમાં પણ કેટલેક ઠેકાણે જે અવ્યવસ્થા જોવામાં આવે છે તે ઉપરથી પણ એ વિચાર વધુ સાબેત થતો લાગે છે; કેટલીક વાર તેમાં મોટો ભાગ ખોહોવાયલો માલમ પડે છે, કેટલીક વાર તેમાં કેટલુંક લખાણ પાછલથી વધારેલું દીસે છે, જે મતલબને તોડી નાખે છે અને કેટલીક વાર તો તે વીચારોમાં સદનતર ગુચવાડો કરી મેલે છે.

બીજી કેતાબોથી વન્દિદાદ તેમાં એક છેડેથી બાજે છેડે સુધી વાતચીત ના આકારે જે લખાણ આવ્યું છે તે ઊપરથી ઓળખાઈ આવે છે; તેમાં

અહુરમજદ અને જરથુશ્ત્ર વચ્ચે વાતચીત થતી બતાવી છે. આ વાતચીતનો આગમચ એક સ્વપ્નામાં ફીરસ્તારે પોતાના પેગમબરને દેખાવ આપી તેને પોતાની દીનનો પેરવા મુકરર કરેલો હોવો જોઇએ, પણ અવસ્તાએ તે વિષે કાંઇબી યાદદાસ્ત જાલવી નથી.

વન્દિદાદના પ્રથમ ભાગો ઘણાજ પુરાતમ હોવા જોઇએ. ખરૂં છે કે, બાખ્ધિ (ફરકરો ૨૨) જે બકત્રનો નરમ થયલો આકાર છે તે ઉપરથી તકરાર ઉઠાવાય કે, ૧લી ફર્ગરદ જે જમાનામાં એ શબ્દનો આકાર ફેરવાયો હતો તે જમાનામાં બનેલી છે. પુરાતમ સૈકાના છેલા જમાનામાં તે બની હતી એવું પરિણામ તે વીચાર ઉપરથી નીકલશે. એમ કદાચ હોય; પરંતુ આ ફર્ગરદમાંની ભુગોલ બતાવે છે કે, તે રચાઈ તે જમાનામાં પણ જરથોસ્તી મહજબ ઇરાંનમાં દાખલ થયલો ન હતો. આ ફર્ગરદ પાછલા વખતની હોય તોપણ વન્દિદાદના કેટલાક ભાગો જરથોસ્તી મહજબના પેહેલા જમાનાના છે એ નક્કી છે. એ ઉપરથી એમ અનુમાન થતું નથી કે એ મહજબના ફતવા પ્રથમથીજ લખાયલા હતા. ખ્રિસ્ત ધર્મની મીસાલેજ તેનો ફેલાવો થયલો સંભવે છે.

ધર્મની સ્થાપના કરનારાઓએ ઘણું કરી પોતાના સાગેર્દોની યાદદાસ્ત શકિત ઉપરજ પોતાની કેલવણીનો આધાર રાખ્યો હતો અને તે સાગેર્દોએ જ્યારે પોતાની યાદદાસ્ત ભુસાઇ જવા માડી અથવા ફિરકા ફતવાઓ અસલ ધર્મની પવિત્રાઇને ખલલ કરવાની ધાસ્તી આપવા લાગ્યા ત્યારે પોતાને મલેલી કેલવણી કેતાબોમાં ઉતારી લીધી હતી. ઉત્તરે ખાઇરિઆઓ, પશ્ચિમે મર્વ અને હિરાત અને પૂર્વે પરૂએતએ પાહાડ એઓની વચ્ચે આવેલો જીલ્લો અવસ્તાની ભુમી છે એમ પેહેલી ફર્ગરદને મિશ્ર યશ્ત સાથે સરખાવતાં માલમ પડે છે. ખાઇરિઆઓ એ ખોરાસાંનની ઉત્તરે અને ખિવાની દક્ષિણે છે. જે મુલક અતરે વર્ણવ્યો છે તે મર્ગીઆના છે જે ઇરાનની ઉત્તરે અને હિરકેન્યાના પૂર્વ ભાગ સાથે જોડાયલો છે. તેની વચમાં જે પાહાડ આવયો છે તેમાંથી દરગેમોનીસ, દરગીદસ, ઝકઆરતિશ, મર્ગશ. આક્ષસ, એતિમેન્દર (અથવા હિલમન્દ) નદિઓ અને તેમની શાખાઓ વેહે છે.

ઉપલો સઘલો કીમતી ખુલાસો પ્રોફેસર હાર્લેનો પોતાનો છે અને તેમાં મારી તરફથી કાંઇબી વધારવાની અગત નથી, તોપણ એનાં સંબંધમાં એટલી વાત જણાવવી જોઇએ છે કે, કેટલાક લખનારાઓ મર્ગીઆનાને બદલે

બેકત્રયા (બલ્ખ) ને અવસ્તાની ભૂમિ ગણેછે, પણ તે વિચાર અવસ્તાની અને બીજી સાહદતોથી ભુલ ભરેલો લાગે છે.

પ્રોફેસર હાર્લેના તરજુમા અને એ વિદ્વાનની પોતાની કાબેલ્યત ભરી ખુલાસાની 'નોટો' આપવા ઊપરાંત પેહેલ્વી સરેહ કરનારાઓએ આપણી કેટલીક ધર્મ ક્રિયાઓ વગેરેના જે અગત્યના ખુલાસા કર્યા છે તેમનો સારાંશ, વન્દિદાદનાં અગત્યના ફ્રગાર્દોના તરજુમાઓમાં તરજુમો કરનારાઓ વચ્ચેનો મતફેર તથા તે ઊપરાંત બીજા કેટલાક ખુલાસા આ તરજુમામાં 'નોટ' મધે આપવામાં આવયા છે, જેને માટે પ્રોફેસરો વૅસ્ત અને દાર્મેસ્તેતેના પેહેલ્વી તથા અવસ્તાના તરજુમાના પુસ્તકોનો તેમજ એરવદ ફ્રરાંમજી અસપનદયારજી રબાદિના વન્દિદાદના તરજુમાનો હું ખાસ આભાર માનવાની રજા લેઊં છું.

ફેબરવારી ૧૮૮૯.

## પ્રોફેસર હાર્લેનાં ચરીત્રનો સંક્ષેપ સાર.

જે મોટા વિદ્વાનનાં પુસ્તક ઊપરથી આ વન્દિદાદનો તેમજ મારો આગલો યજશ્નેનો તરજુમો રચવામાં આવ્યોછે તેની કારકીરદીને લગતી થોડીક વીગત જાણવાજોગ થઇ પડશે. એ વીગતો લુવેનની એકેદેમીનાં રેજીસ્તરમાંથી ઉતારીછે અને તે એ પ્રોફેસરની કાબેલ્યત પુરતા સરસ આકારમાં બાહાર પાડે છે. પોતે એટલો બધો વિદ્વાન છતાં મહાન પુરૂષોના તરિકા મુજબ તે એક ઘણોજ સાદો પુરૂષછે અને પોતાની ઓલખ આપતાં તે પોતાને માત્ર એક સાધારણ અભયાસી તરીકે લેખાવે છેઃ—

પ્રોફેસર ચારલસ દી. હાર્લે જે 'બેરન' અને 'નાઇત'ના ખેતાબો ધરાવે છે તે મોઝે નદિ ઉપર આવેલાં લીજ શેહેરમાં ૧૮૩૩નાં સાલમાં જનમ્યો હતો, જેથી હાલ એ વિદ્વાનની ઊમર ૫૩ વરસની છે. વીસ વરસની નાહાની વયે એટલે કે ૧૮૫૫માં તે પોતાની મોટી બાહોશીથી 'દાકતર આવ લોઝ'નો માન ભરો પદવી મેલવવાને નસીબવંતો થયો હતો. છ વરસ પછી યાને ૧૮૬૧માં 'કલેસીક' અભયાસને લગતી કાલેજના પ્રેસીદંતનો ઓધો તેને મલ્યો હતો; ૧૮૬૭માં તે જબાંનશનાસીનો એલમ શીખાડવા માટેની નારમલ ઇનિસ્તીત્યુતનો વડો થયો હતો; તથા તેજ વરસમાં લુવેનની યુનીવરસીતીના પ્રોફેસરની જગા તેને મલી હતી. પણ એ વિદ્વાનના જે અભ્યાસ માટે આપણને ઘણું લાગતું વલગતું છે તે અભ્યાસ માટે ૧૮૭૨નાં વરસમાં તે પ્રખ્યાત થયો હતો જે વરસમાં તે ઊગમન તરફની ભાષાઓના—ઇરિંની ( યાને જંદ પેહેલ્વિ વગેરે ) અને સંસકૃતના પ્રોફેસર તરીકે નેમાયો હતો તથા દુન્યાની હૈયાત ભાષાઓમાં ઘણી મુશ્કેલ ગણાતી ચીનાઇ ભાષાના ઊસ્તાદની જગા ૧૮૮૩નાં સાલમાં તેને મલી હતી. ૧૮૮૦માં તેને રોમના 'ચેમબરલેન'નો ઓધો મલ્યો હતો. ફરાંસ, જરમની, બેલજયમ અને ઇંગલંડની નામીચી વિદ્વાન મંડલીઓમાં તે એક મેમબર છે. ૧૮૮૨ ના સાલમાં પ્રોફેસર હાર્લેએ

કેટલાક વિદ્વાનોની એક મંડલી ઉભી કરી હતી જેનો તે પ્રમુખ છે અને એ મંડલીને હસ્તકથી 'મ્યુઝયાં' નામનું એક ચોપાન્યું બાહાર પાડવામાં આવેછે જેમાં એશયાતીક ધરમોને લગતી બાબદો ઉપર જુદા જુદા વિદ્વાનો તરફથી લખાણ થાય છે; એ ચોપાંન્યાંનો પ્રોફેસર હાર્લે વડો અધીપતી છે.

એ વિદ્વાને ઘણાંક પુસ્તકો અને ચોપાન્યાંઓ રચ્યાંછે જેમાંનાં મુખ્ય નીચે મુજબ છે:–પેહેલું જાણવાજોગ પુસ્તક તમામ અવસ્તાના તરજુમાને લગતું છે જે ૧૮૭૭માં પ્રથમ બાહાર પડયું હતું, અને તે એ-ટલું બધું વખણાયું હતું કે, ૧૮૮૧માં તેની બીજી આવૃતી બાહાર પાડ વામાં આવી હતી જેમાં સરૂઆતમાં 'અવસ્તાને લગતો અભ્યાસ' એવાં મઠાલાં હેઠલ ઘણા ઝીણા ટાઇપિમાં ખીચોખીચ ભરેલા અને ફુલસકેપ પેપરની સાઈઝના ૨૪૮ સફામાં જરથોસ્તી ધરમની ઉત્તપતી અને અવ-સ્તાના વગેરે લખાણ ઊપરથી પુરાતમ ઇરાંનીઓની ધરમ તથા સંસાર સંબંધી જીંદગીનો ઘણી વિદ્વતા ભરેલો હેવાલ સમાવવામાં આવ્યો છે. એ પછી બીજેજ વરસે અવસ્તા ભાષાનું કાવ્ય રચના અને વાકય રચના સાથનું એક સરસ વ્યાકરણ તેણે રચ્યુ હતું જેની પણ એક બીજી આ-વૃત્તિ ૧૮૮૨માં બાહાર પડી છે. ૧૮૮૦માં પેહેલ્વી ભાષાનું એક સરસ વ્યાકરણ તેણે બાહાર પાડયું હતું. એ તો અવસ્તાને લગતાં મોટાં પુસ્તકો થયાં પણ તે ઉપરાંત લગભગ દરવરસે એકાદ બે ચોપાન્યાં આપણા ધર્મ નાં સંબંધમાં એ વિદ્વાન તરફથી બાહાર પડતાં જાયછે. પ્રોફેસર હાર્લે માત્ર જરથોસ્તીઓનીજ કીમતી સેવા બજાવીનેજ બેઠો નથી, સંસકૃત તેમજ ચીનાઇ ભાષાને લગતાં પણ કેટલાંક કીમતી પુસ્તકો તેણે રચ્યાંછે. અને એક છેલું ચીનાઇ પુસ્તક છેક ૧૮૮૪માં તેણે બાહાર પાડયું હતું

# સાંકળ્યું.

[illegible]

[illegible]

## ફર્ગરદ ૧.

### અહુરમજદની આ દુન્યાને લગતી પેદાએશ.— અંહરમઈન્યુશનાં વિરૂદ્ધ કામો.

આ પ્રકરણ વન્દિદાદના બાકીના ભાગથી તદન સ્વતંત્ર છે; એવું દીસે છે કે, પ્રથમ તે એક બીજાં નસ્કને લગતું હતું. એમાં બરચીત મજદયસ્નની ધર્મનો પાયો, બેવડી પેદાએશ અને તેમને ઉત્તપન્ન કરનારી બેવડી શક્તિઓનો તત્વ ગોઠવવામાં આવ્યો છે, પણ તેનું તુરતનું સેવટ કે મતલબ નક્કી કરી શકાતી નથી. સરૂઆતનો ભાગ જે આપણને સઘલાંની સમજ આપનાર ચાવી જેવો છે તે અવસ્તાના મોટા ભાગમાં ખોળાવાવલો હોય છે. રોહોદ. લાસૅન અને બન્સૅન એઓ આ ફર્ગરદમાં ઇરાંની ટોળાનાં સરૂઆતનાં દેશાંતરોનો કોઠો જુએ છે; પોતાની જન્મભૂમીથી નીકલીને ઇરાંનીઓ ચોકસ ઠરીઠાંમ થઇ પડયા તે અરસાની તેમની કુંચમાં તેઓએ કરેલાં જુદાં જુદાં બન્દરો તરીકે આ ફર્ગરદમાંની દરેક પેદાએશને તેઓ સમજે છે. કીપૅર્ત (૬૦)–(૭૫) ફકરાઓના સંબંધમાં મજબુત તકરાર કરી એક તરજુમો રજુ કરે છે કે જે વગર વાંધો લેવાવે ઘણીવાર ત્યાર પછી વપરાયો છે. એ ફકરાઓમાં તે પોતાના ઇરાંની ભાઇબંધોથી છુટા પડેલા હીંદીવાંનોએ પકડેલો મારગ જુએ છે. પણ અસલ લખાણમાં એવો અભીપરાય બાંધવાને સત્તા આપનારી કોઇ ચીજ મલતી નથી. તેને ટેકવવા માટે ફકરાઓને આપખુદીથી છુટા પાડી થોડાક ઇરાંનીઓને અને થોડાક હીંદીવાનોનાં સંબંધમાં લેવાની તથા અસલ લખાણને છેલ્લીવાર રચનારે તેમાં ગુંચવાડો કરી મેલ્યો હતો એમ ધારવાની જરૂર પડે છે. વલી ૮૧મો ફકરો તેને આડકતરી રીતે

ખોટો પાડે છે અને એવું પુરવાર કરે છે કે, આહીં તો માત્ર વસાતી ગયલી જગાઓનું સાદું વરણન કરવામાં આવ્યું છે. ઇરાનીઓ જે હારમાં પોતાના ગામો વસાવતા ગયા હતા તે હારમાં તેમની ટીપ એમાં આપવામાં આવી છે, એ વિચારને વધુ ટેકવી શકાય; પણ અમને વધુ સંભવીત એ લાગે છે કે, આ ફર્ગરદના કરતાએ પોતાના ફત્વાનો તત્વ સ્થાપવાનો, અહુર પોતાની પ્રજા માટે કેવી કાળજી રાખે છે તે પુરવાર કરવાની અને તમામ બુગાઇઓના કરતા, મનુશઘાત કરનાર દેવ અંક્રૈમઇન્યુશ, જેની સામે લડત ચલાવવાને પવીત્ર દીન સરજાયલી છે તેને માટે લોકોમા ધીક્કાર ઉત્પન્ન કરવાનીજ માત્ર ઇચ્છા રાખી છે. આ નેમ ધ્યાનમા રાખીને તે આપણને કેટલાક મુલકોની ટીપ આપે છે કે જ્યાં તે જમાનામાં જરથોસ્તી ધરમ ફેલાવો પામયો હતો. એ ઉત્તમ જગાઓ માત્ર જરથોસ્તી મુલકોજ હોવા જોઇએ; બીજા સઘલા મુલકોને પણ એક મજદયસ્નાન એવી પ્રકારના ગણી શકે નહીં. ગમેતેમ હોય પણ આ ફર્ગરદ એક ઘણો મોટી કીમતનો તવારીખરૂપી દસ્તાવેજ છે; પુરાતમ વખતોની કીમતી નીશાંનો તે આપણને આપે છે.

જે મકો સંબંધી એમાં સવાલ છે તે યક્ષારતિશ (નદી). હીંદુકુશ (પરવત), હીંદુશ, (સીંધુ નદિ) અને તિબેતનાં જંગલની વચ્ચે આવેલાં છે; એટલે કે તેઓ બોખારામાં, મિદયાના ઉગમન ભાગમાં, ઇરાનના ઇશાન કોણના ભાગમાં અને અફગાનીસ્તાનનાં જુદાં જુદાં રાજયોમા આવેલાં છે. તેમનાંમાંનાં ઘણાંખરાંઓને ભુગોલને લગતાં ખરાં માનવામાં આવે છે. વળી એમનાંમાંનાં કેટલાંકો મોટીતકરારોનાં મુળ છે. કેટલાક ગ્રંથકારો તેમનેબી એક સરખી રીતે હૈયાત જગાઓ સાથે મેલવે છે; બીજાઓ મુંઝવો ખીયાલનાં વીદવતા ભરેલા લખાણથી ખાતરી મેલવીને તેમને દંતકથાનાં રાજયમા મેલે છે. તેઓ 'અઇર્યન-વએજ' ને એક તદન કલ્પીત જગા, પુરકલતા અને સુખની જગા 'યિમ' ના 'વર' ની નકલ કરલી સમજે છે; 'વરૅન' ને ખુદ 'વર' અને 'વએકૅરૅત,' ને પેહેલવી 'વાય' તરીકે લેએ છે.

હવે એ બનીશકે એમ છે, કારણ કે અવસ્તા વારે ઘડયે ખરી ચીજ સાથે દંતકથાને ભેલી નાખે છે. પરંતુ આ ફર્ગરદના કરતાની મતલબ તો જે જગાઓ અને તેમની ખાસયતો તે વરણવે છે તે ખરી માનતો હોય તેમ દીસે છે. એક તરજુમો કરનારે પ્રથમ તે ચોપડીના કરતાના સઘલા વીચારો શોધવા જોઇએ. દાખલા તરીકે જો તે 'વએકૅરૅત' ને આ પ્રુથ્વીના

એક ભાગ તરીકે લખતો હોય તો ઉપર જે અરથ તેનો જણાવ્યો તે કદાચજ થઇ શકે. વલી વીશેપણ 'અઇર્યન' ( આર્ય ) અને તે જગાની ખુલ્લી ખાશ્ય-ત જે રાજાની સખતાઇને લગતી તે એ જગાને કલ્પીત અને આકાશી-લખવાના વીચાર સાથે થોડાંજ મલતાં થઇ શકે. 'વરૅન' અને 'વર' એ બં-નેને ચાર ચાર બાજુઓ છે એટલાજ માટે તે બંનેને એક ગણાય નહીં; 'વાય' તથા 'વએકૅરત'નાં પેહલાં પદોનો અવાજ એકસરખો હોવાથી તેમને એકસરખાં લખવાનો પાયો ઘણો નાજુક છે. એમ જો ચાલશે તો (ફરાંસ અને સ્પેનની વચ્ચે આવેલા) પીરીનીઝ પાહાડોને બી 'આકાશી પાહાડ,' 'સુરજની રોશણીથી લાલ થયલાં વાદલાં' ઠરાવી શકાય. બનાવત કરીને દંતકથા એક જગાને-ચમતકારોથી ભરી નાખે, તેટલાજ માટે એમ સાબેત ન થાય કે તે જગા પ્રાથમથીજ કલ્પીત હતી. પારસીઓએ પોતાના ટોલાની જનમભુમીને હજારો બારખતોથી સીંગારી છે અને તે જગાને (બાઇબલમાં જણાવેલા મીનોઇબાગ) 'ઇદિન'ના જેવી ચીતારી છે તેમાં અજાયબ થવા જેવું કાંઈ નથી. દંતકથાઓ જનમ પામતાં વારજ સંપુરણ હોતી નથી. 'અઇર્યન વએજ'ને 'આતરો પાતેન'ની તરફ 'બુ-દેહેશ' મેલે છે. (જુઓ પ્રકરણ ૭૦ મું ફકરો ૮મો.) ત્યાં પાહાડો અને નદિઓનું વરણન ક લું છે. એટલા માટે એ ચોપડીનો કરતા 'અઇર્યન'ને આ પૃથ્વીનો એક ભાગ ગણતો માલમ પડે છે. કોઈબી રીતે એ વીષે ખાતરીથી અભીપરાય આપી શકાય નહીં, અને તેથી અસલ લખાણનેજ વલગી રેહેવું વધારે સારૂં છે. કોઇ વળી 'વરૅન'ને સંસ્કૃત 'वरुन.' ગ્રીક 'Ouranos' યાને ખુદ આકાશ સાથે સરખાવવા ચાહે છે, પણ ભાષાને લગતા કાયદાને તોડ્યા વિના તેમ કદાચજ બની શકે. વલી આ ખુલ્લું છે કે, આ ફર્ગૅરદના કરતાના વીચાર મુજબ 'વરૅન' એ આકાશ નથી. (જુઓ Journal Asiatique નો ફેબરવારી–મારચ ૧૮૭૮ ના અંક પાને ૧૨૬ મેથી.)

આ ફર્ગૅરદની સરૂઆતનો ભાગ (૧–૫ વાકયો) ઘણોજ અનીશચીત છે. સઘલાઓ એવું વીચારે છે કે, એની વચમાંથી કોઈ ભાગ નીકલી ગયો છે અને પ્રથમના કેટલાક શલોકો ગુમ થયા છે, કારણકે એ જગાઓનું વરણન કરવાની મતલબ એમાં માલમ પડતી નથી. જરથોસ્તના કયા સવાલ ઉપરથી એ વરણન થયું હતું તે શોધવું મુશકેલ છે કે જેની ઊપરથી તેનો સબબ જણાઇ આવે. એજ વેલાએ અમે નથી માનતા કે એ પેહલા પાંચ વાકયો પાછલથી વધારેલા છે; ચોથો વાકય બીજા વાકયનો ખુલાસો આપ-

નારી સરેરૂ છે.—એ પાંચેનો મૂળ વીચાર અને તે પછીના વીચારો સાથનો તેનો સંબંધ શું હોવો જોઇયે તે આપણે તપાસ્યે.

અહુરમજદએ પ્રથમ પેદાએશ બનાવી, તેણે જે કાંઇ પેદા કરયું હતું તે ભલું હતું. તેણે પ્રથમમાં રેહેઠાંનની જમીન અને તે સાથ રાંમશણાથી ભરેલી એક જગા ખાસ ઉત્તપન્ન કરી જે જગામાં તેણે ન્યાંમતોનો ઢગલો કરયોછે અને સઘલી ખરાબીઓને તેણે તેનેથી દુર કરીછે. વળી તેણે જમીનને મોહો પમાડનારા ગુણો બખશ્યા છે કે જેથી પ્રાણી માત્ર તેને તજી દેઈ (ખાસ જગા) 'અઇર્યન વએજ' જે આશીરવાદની ભુમી તે ઊપર ટુટી ન પડે.—અંગ્રેમઇન્યુશ, જે પોતાનો ખારયતચોજ પવીત્રાઇના મિનોનો દુશમન બરદ છે તેણે પણ તેની (અહુરમજદની) નકલ કરીને પેદાએશ કરીછે; પણ તે માત્ર બુરાઇઓજ ઊત્તપન્ન કરી શકયોછે, કારણકે તેની મુખ્ય નેમ પોતાના હરીફનાં કામોનો નાશ કરવાની હતી; સઘલા ગુનાહોની ઊત્તપત્તી તેને આભારી છે.

આ પ્રમાણે અહુરમજદએ પ્રથમ જમીન ઉત્તપન્ન કરી, ત્યાર બાદ પોતાના મહજબના ફેલાવા અને પોતાની પ્રજાની દુન્યાઇ હાજતો તૃપત કરવા માટે ખાસ હકો ધરાવનારી જગાઓને એકેક પછી તેણે ઘાત આપયા. આ બે જાતની ઉત્તપત્તી ખુદ લખાણમાંના શબ્દો પોતેજ બતાવે છે. પ્રથમ 'દધા' પેદા કરવાનો, કોઇ ચીજની હૈયાતી ઉભી કરવાનો અરથ ખચીત બતાવે છે (જુઓ વાકય ૨ જો); બીજો માત્ર ઘાત આપવાનો, છુટું પાડવાનો, પ્રત્યેક કરવાનો અરથ ધરાવે છે. જે શબ્દ અંગ્રે—મઇન્યુશનાં કામો બતાવે છે તે આ છેલા વીચાર સાથે વધુ સારી રીતે બંધ બેસાં શકે.

આ ફર્ગરદ ઊપરથી પુરતી રીતે પુરવાર થાય છે કે, પેદા કરવાની શકતી ધરાવનાર એક કલાંમ છે એવો જે વીચાર જરથોસ્તે સમજાવેલો જણાવવામાં આવે છે, તે તદન બનાવત છે; પણ એ માટેની સીધી સાબેતી આગલ ચાલતાં માલમ પડશે. યજશ્નેના ૧૯ મા હાના દિબાચા ઊપરથી જોઇ શકાશે કે, 'હોનોવર' ખરેખર શું છે.

## ૧.

૧ (૧) અહુરમજદએ અશો જરથુસ્ત્રને કહ્યું: (૨) ઓ અશો જરથુશ્ત્ર ! મેં એક જગા પસંદ પડતા ખવાસની બનાવી, કોઇબી ભાગ ઘણો ખુશાલીનો નહીં. (૩) કારણ કે જો મેં પસંદ પડતા ખવાસની,

કોઇબી ભાગ ઘણી ખુશાલીનો નહીં, એવી જગા બનાવી ન હોત તો તમામ હાડમંદ દુન્યા અઈર્યન-વએજ[1]માં ઘસડાઈ જતે.

૨ (૪) (એ) જગા પોતાની (ઊત્તપન્ન કરવાની) શકતીથી પસંદ પડતા ખવાસની હતી પણ (સઘલાઓમાં તે) ઘણીજ પસંદ પડતી ન હતી.– આ પેહેલી અને બીજી (પેદાએશ) હતી.[2]– પણ તે (પેદાએશનો) એક હમનબરદ મનુશઘાત કરનાર,[3] ખાશ્યતથીજ નાશ કરનાર (દેવ હતો.)

---

૧ અઈર્યન-વએજ: આરય લોકોને ઊત્તપન્ન કરનારી ભૂમી; આરય ટોલાની જનમ ભુમી. બરગુફના અભીપરાય મુજબ બેલુરતાઘ પાહાડને ટલયે યક્ષારતિશ અને ઓક્ષસ નદિઓની વચ્ચે તે મલશે. (સરખાવો મીનો ખીરેદ પ્રકરણ ૬૨ મું ફકરો ૧૩ મો.) હારાંનો ગ્રંથ કરતાઓ. તેને કૅસ્પીયન સમુદરની નૈરૂત્ય કોણે 'આતરોપાતેન'માં મેલે છે, પણ તેમની જુબાની ઘણીજ શકમંદ છે, કારણ કે તેઓએ તમામ આરય દંતકથાનું રૂપ ફેરવી નાખ્યું છે. ફરેસ્તાઓનો પાહાડ પણ તેમની સમજ મુજબ મિદયામાં આવેલો છે. આ ફકરાનો અરથ એમબી થઇ શકે; "પરૂથવીની જમીન જે-માં કાંઇબી મોહો પમાડનારૂં ન હતું તેને મેં પસંદ પડતા ખવાસની બ-નાવી; એટલે કે, આ જમીન જે પ્રથમ પ્રાણીઓ વિનાની અને ખાલી હતી તેને મેં સીંગારી," પણ અસલ લખાણ તેને થોડુંજ મલતું થાય છે.

૨. એ ક્રમ સંખ્યાવાચક વીશેપણો કયા શબ્દોને લાગુ પડેછે તે ખા-તરીથી કેહવું અશકય છે. પેહેલવી સરેહ "બીજી" નીચે આવતી બાબદને, અંઘ્રો-મઇન્યુશની દુશમની ભરી પેદાએશને લાગુ કરેછે; વલી તેમાં કોઇ બીજા લખકની નેમ રખાયલી દીસેછે, પણ તે કયાં લખાણની નેમ રાખે છે તે નક્કી કરવું મુશકેલ છે. અમે આ સરેહનો અરથ આ મુજબ કરયે છીયે: "પેહેલી" વાકય (૨) શબ્દમાં જણાવેલી પેદાએશ માટે છે, "બીજી" એ અંઘ્રોમઇન્યુશનું દુશમની ભરેલું કામ બતાવેછે. એમાં પેદાએશની બે હાર જોવામાં આવેછે: પ્રથમ, મુળ પેદાએશ (હૈયાતીની ચાજ) અને પાછ-લી પેદાએશ, પ્રાણીઓની છેલ્લી હાલત છે.

આ ફકરો અસલ અવસ્તા સરેહમાંના ત્રણ છુટા કકડા છે જે નકલ કરનારે ભુલથી અસલ લખાણમાં ભેલી દીધા છે.

૩. મષિમારવ (મનુશઘાત કરનાર) આ શબ્દના સંબંધમાં અમે સ્પીગે-લની ચાતુર અટકલ મુજબ થોડા ચાલ્યા છીયે. પણ એ શબ્દ સુંરયો દા-

૩ (૫) હું જે અહુરમજ્દ છું (તેણે) જગાઓમાં અને રેહેઠાંનોમાં પ્રથમ અને ઉત્તમ પેદા કર્યું: (૬) ઉત્તમ પાશ્યાનું 'અઈર્યેન વએજ.'[1] (૭) પણ પુની અહ્રેમઈન્યુશે તેનો એક હમનઅરદ ઉત્તપન્ન કરયો: (૮) દેવોનું કામ નદિને લગતો[2] સાંપ અને શ્યાલો.

---

મૅસ્મેતે ફેરસીનિ અપમરાવ-ઘરગોજ ખાતરી કરેછે તે કરતાં વધારે ઓછું ખાતરી ભરેલું બીજું કાંઇ નથી. માત્ર એટલીજ ચીજ ખાતરી ભરી મલે છે કે, એમા (૨) વાકયમ ના પેદાએશથી વીરૂદ્ધ, પાશયતેજ દુશમની ભરી પેદાએશ જાહેર કરેછે. ગુજરાતી તરજુમો કરનારે ( એરવદ રબાદીએ ) 'રવ' ને 'રૂ', 'રૂદ' એટલે વેહેવું ઉપરથી નીકલેલો અને 'પાથન' ને પેહેલવી 'પતન' એટલે ગામને મલતો ગણયો છે. એ તરજુમો કરનાર શાને આધારે એમાં 'હતુમત' નદિની બાબદ સમજે છે તે જાણી શકાતુ નથી. તેમણે લખાણમા ફેરફાર કરેલો દેખ જણ જાહેર કરે છે.

૧. જુઓ ફ્રર્ગરદ બીજી ફકરા (૪૪)ની "નોત."

૨ 'નદિને લગતો:' એનો જન્દ શબ્દ કોઇ નદિ સાથનો સંબંધ બતાવતો દીસે છે. કદાચ અહીં કોઇ ઢોઢ અથવા નદિનો રેલને લગતો સવાલ છે. બીજાઓ એનો અરથ 'મોટો' કરેછે. પણ પેહેલવો શબ્દ 'કમદ' જેના ઊપર આધાર બાંધવામાં આવે છે તે સલામત નથી. એને મલતા શબ્દો (પાલદીક: 'કંમદ,' ફારસી: 'વશ')ની માફક તેનો અરથ 'પુશકલ,' 'ઘણુ' થાય છે અને નહીં કે 'મોટુ' અને વલી એ (ઘણું, પુશકલ) અરથે જો જન્દ શબ્દને લઇએ છીયે તો તે 'એક સાપ'ને લાગુ કરવો મુશકેલ થાય છે. વલી એને મલતો પેહેલવી શબ્દ, 'રોતિક' છે અને નહીં કે 'રોધિક,' અને એ છેલ્લા શબ્દનોજ અરથ 'મોટુ' થાય છે. કેટલાક વીદવાનો અહીં, શક વિના, વાંદલારૂપી સાંપ દાખલ કરે છે, પણ તેને સાબિત કરવાને તેઓ શકતાવાંન નથી. અહીં શ્યાલાની બાબદ આવતી હોવાથી કાંઈ તેમને બીજી ચીજની સાબેતી મલતી નથી; શ્યાલો કાંઇ વાદલાંની મોહોસમ નથી. કદાચ કોઇ આ બાબદ અને જેનિસીસના સરૂઆતના ભાગ વચ્ચે સંબંધ સથાપી શકશે. અહીંની માફક ત્યાંપી માણસ જાતનાં પ્રથમ સંકટોનુ મૂળ એક સાંપ જોવામાં આવેછે. કદાચ તે તુરાંનીઓનો દેવ છે.

૪ (૯) પછી ત્યાં દશ મહિના શ્યાલાના અને બે ઊનાલાના થયા હતા. (૧૦) અને એ (દશ) મહિના પાણી માટે થંડા, જમીન માટે થંડા ઝાડપાંનો માટે થંડા છે.[૧] (૧૧) કોઇવાર ત્યાં શ્યાલાનો મધ્ય ભાગ (આવે છે) કોઇવાર શ્યાલાનું અંતઃકરન (આવે છે.) પછી સરદી (સઘલાંની) આસપાસ વીંટલાયછે, પછી ઘણીજ મોટી મરકી (આવી પડેછે.)[૨]

૫ (૧૩) હું જે અહુરમજ્દ છું (તેણે) ઊત્તમ જગાઓ અને રેહેથાંનોમાં બીજું ઉત્તપન્ન કરયું: (૧૪) શુગ્ધ મુલકસાંનું ગાઊ.[૩]

---

૧ અઇર્યેન વએજ ઘણોજ થંડા મુલક અને થોડોજ રસાલ હતો; તેને તજી દેવાની ઇરાંનીઓને ફરજ પડી હતી. પણ તેમની નજરમાં તે તેમના ટોલાની જન્મભુમી. આશીરવાદની ભુમી તરીકે રહી ગઇ, જેની તરફ તેમની યાદદાસ્ત અને પ્યાર ખેંચાયાં હતાં. એટલા માટે એ લોકોને એમ દીસવા લાગયું કે, એ મુલક પ્રથમ તો ઘણો રામરણીવાલો અને રસાળ હોવો જોઇએ. ત્યા શ્યાળો અને પોતાની ખરાબીઓ અઙ્રોમઇન્યુશજ લઇ ગયો હતો. એ પ્રમાણે ઉગ્મન તરફના લોકોની કલ્પનાએ આરય લોકોની જનમ ભુમીને દંતકથાને લગતી એક જગાનું રૂપ આપી દીધું હતું અને નહીં કે, કલ્પીત જગાને આ દુન્યાને લગતી બનાવવામાં આવી હતી.

વૅસ્તરગારદ વાલી આવરૂતીમાં આ ઠેકાણે એક "માઊંનલ" સરેડ દાખલ કરે છે, જે અસલ લખાણની વીરૂધ્ધ જાય છે. 'હપ્ત હૅન્તિ હામિનો માઑંઙ્હ, પંચ જયન અરકૅ'. આ સરેડ કરનાર સમજી શકતો ન હતો કે, અઇર્યેન વએજમાં ૧૦ મહિના થંડી અને ૨ મહિના ગરમી કેમ પડે, કારણ કે તે પોતાના મુલકમાં તો તેથી ઉલટુંજ જોતો હતો, અને તેથી તેણે "માઊંન"ઉપર નોટ કરી કે "ખુલી રીતે જણાવલું છે કે, ત્યાં ૭ મહીના ગરમી અને ૫ મહિના શ્યાલો હતો.' એ ધણીને અસલ અઇર્યેનવએજ ખબર નથી અને તે માત્ર સાસાન્યનોના વખતનાં ઈરાનને અઇર્યેનવયેજ ગણે છે.

૨ લખાણની મતલબ શ્યાલાની અસર બતાવવાની છે કે જેને લીધે માણસો કાંઇબી કામ કરવાને અશકત થઈ પડતાં, જમીન વેરાન થતો અને મરણો નીપજતાં હતાં.

૩ શુગ્ધ: તુરકસ્તાનની અગની કોણે આવેલો સૉગદયાનાનો પ્રાંત ——ગાઊ એ એ પ્રાંતનું મુખ્ય શેહેર અથવા કદાચ પૉલીતીમિતસ (કોહીક) નદી છે જે (નદિ) સૉગદયાનામાંથી પસાર થઇને રેતીની તલેથી ગુમ થઇ જાય છે.

(૧૫)પણ ખુની અહ્રેમઇન્યુશે તેનો એક હમનબરદ ઉત્તપન્ન કર્યો: (૧૬) બલદો અને દુધાલાં પ્રાણીઓ માટે એક ઘણોજ ઘાતકી કીરો.[1]

૬ (૧૭) હું જે અહુરમજદછું (તેણે) ઊત્તમ જગાઓ અને રેહેથાંનોમાં ત્રીજું ઊત્તપન્ન કર્યું: (૧૮) બલવંત દીનદાર મોઊરૂ.[2] (૧૯) પણ ખુની અહ્રો મઇન્યુશે તેનો એક હમનબરદ ઊત્તપન્ન કર્યો: (૨૦) ગેરવાજબી ગણતરી.[3]

૭ (૨૧) હું જે અહુરમજદ છું (તેણે) ઊત્તમ જગાઓમાં તથા રેહેથાંનોમાં ચોથું ઊત્તપન્ન કર્યું: (૨૨) સોહામણું, ઊંચા વાવટાવાલું બાખ્ધ[4] (૨૩) પણ ખુનો અહ્રેમન્યુશે તેનો એક હમનબરદ ઊત્તપન્ન

---

૧ લાડી ચુસનાર અથવા દંખથી હથયારબંધ થયલો એક ન જણાયલો કીરો. 'સ્કઇતિ' એ 'સ્કદ' ધાતુ ઊપરથી; સરખાવો ગ્રીક: Skazo Skadizo લીથુએન્યન: Kansti (દંખ દેવો); ગોથીક: Skatha ? પેહેલવી નામ આપણને ભમરાની યાદ આપે છે.——દુધાલાં પ્રાણીઓ: ગાયો. સરખાવો સંસકૃત: ધયા.

૨ મોઊરુ: ખોરાસાંનમાં આવેલા મરવ શેહેર તરીકે તેને સ્વીકારવામાં આવે છે પણ તે થોડુંજ ખાતરી ભરેલું છે. બલવંત (સૂરેમ): એની સાથે સરખાવો સંસકૃત: શુર, શુરત; ગ્રીક: Churos Achuros પેહેલવી: 'અફ્જાર' આ ઠેકાણે એક વીશેપણ દાખલ મલે છે, જેની તુલના કોટી 'અફ્જારતર' છે.—દીનદાર: પેહેલવી સરેહ સાબીત કરેછે કે, 'અષવ'નો અરથ માત્ર પવીત્રજ થતો નથી, પણ દિનદાર, દિનનાં કામો બજાવનારબી થાય છે

૩ એટલે ઇનસાફ કરવામાં, સાટાં કરવામાં ગેરવાજબીપણું. પેહેલવી તરજુમો કરનારાઓ પણ એનો અરથ ખોટા ચુકાદા, ગેરવાજબી ગણતરી કરે છે, (જેઅરથ ઉઠી શકે છે) અને નહીં કે બુરી ઇચ્છા ધરાવનારા હેવાંનો. (સરખાવો મિનોખિરેદ ૧૨, ૧૨; ૧૮, ૩; ૪૧, ૪ ઇત્યાદી.) 'વિથુષ'ની સાથે સંસકૃત विदुषक સરખાવો.

૪ બાખ્ધિ: ખોરાસાંનનું હાલનું બલ્ખ, બેકત્રયાનું પાયતખત. આ ઊંચા વાવતા કદાચ દેશના હાકેમનાં રેહેથાંનની નીશાંન હશે. ખરું છે કે, બાજી પેહેલવી સરેહ એ શબ્દોમાં બેકત્રયનો જે લડાઇઓથી વારેવાર હેરાંન થતા હતા તેની નીશાન જુએ છે, પણ અવસ્તામાં એને લગતો જે

કરયો: (૨૪) ફાડી ખાનારૂં (જનાવર) અને કોતરીકોતરી ખાનાર કીડો.[1]

૮ (૨૫) હું જે અહુરમજદ છું (તેણે) ઉત્તમ જગાઓ અને રેહેથાંનોમાં પાંચમું પેદા કરયું: (૨૬) મોઉરૂ અને બાખ્ધિની વચ્ચે આવેલું નિસ.[2] (૨૭) પણ ખુની અહ્-રોમઇન્યુશે તેનો એક હમનબરદ ઉત્તપન્ન કરયો: (૨૮) ગુમાનનું પાપ.[3]

૯ (૨૯) હું જે અહુરમજદ છું (તેણે) ઉત્તમ જગાઓ અને રેહેથાંનોમાં છઠ્ઠું પેદા કરયું: (૩૦) હરએવ[4] (જે) પાણીના પુરકળ ઝરાઓ વાળું[5] (છે). (૩૧) પણ ખુની અહ્રોમઇન્યુશે તેનો એક હમનબરદ ઉત્પન્ન કરયો: (૩૨) કરાં અને વેશંન્યત.

---

શબ્દ છે તેનો અરથ તો તંબુઓ અથવા મીનારાઓ ઉપર ગોઠવેલા વાવટાઓને મલતો વધારે દીસે છે.

૧. પેહેલવી સરેહ જે ઘણીજ અનીશચીત છે તે ઉપરથી એવું માલમ પડેછે કે, બાખ્ધિના મુલક ઉપર ઘોડેસ્વાર દુશમનો પુશકલ હુમલા લાવતા હતા. સરખાવો સંસકૃત મર્વ્ હુમલો કરવો અને શ્રદ્, શ્રનુ દુશમન. હાલના એશ્યાતીક તરજુમો કરનારાઓ એ શબ્દોમાં કોતરી કોતરીને ખાનારા કીડાઓનો અરથ જુએછે.— 'બ્રવરેમ'ની સાથે મર્વ્=ખાવું અને ગ્રીક: phorbe સરખાવો; 'ઉસધ' એ ઉસ્-અદ્= કોતરી કોતરીને ખાવું ઉપરથી.

૨ નિસ એ અધ્રયનનાં ઘણાંક ગામોનું નામ છે. આ કંઇ છેક વાયવ્ય કોણે ગયલું સ્ત્રાબોએ જણાવેલું નિસ નથી, તેમજ તે ઇરાની રાજાઓનું નિસીઅન મેદાન નથી. આ 'નિસ' ને તો મુરઘાબની ખીણમાં શોધવું જોઇએ છે.

૩ ગુમાન: એક પેહેલવી સરેહ મુજબ ખોદાને લગતી અથવા મીનોઇ ચીજોને મારેનું ગુમાંન.

૪ હરએવ: હાલનું હીરાત અથવા તો એ શેહેરમાંથી પસાર થતી હરીરૂદ નદિને લગતો ભાગ.

૫ આ શબ્દનો અરથ વાંધાવાલો છે: પેહલવીવાળા એના પેહેલા ભાગનો અરથ 'વેહેવું' અને બીજાનો અરથ પુશકલ કરેછે. એ વાકયનો અરથ એમ પણ થઇ શકે: જ્યાનાં રેહેથાંનો (ધોધથી) છાંટાતાં હતા.—

૧૦ (૩૩) હું જે અહુરમજદ છું (તેણે) ઊત્તમ જગાઓ અને રેહેથાનોમાં સાતમું પેદા કરયું : (૩૪) દુજકનો મુલક વએકેરેત[1] (૩૫) પણ ખુની અહરેમ મઇન્યુશે તેનો એક હમનબરદ ઊત્તપન્ન કરયો: (૩૬) ખોટા દેવતાઓની પુંજા કરનાર પઇરિકા[2] જેણી કૅરૅસાસ્પને વલગી હતી.

૧૧ (૩૭) હું જે અહુરમજદ છું (તેણે) ઊત્તમ જગાઓ અને રેહેથાનોમાં આઠમું પેદા કરયું : (૩૮) પુશ્કલ ઘાસચારાવાલુ ઊર્વ.[3] (૩૯) પણ ખુની અહરેમઇન્યુશે તેનો એક હમનબરદ ઉત્તપન્ન કરયો: (૪૦) ગુનાહોની મરકી.

---

કરાં: એ હજી પણ ઇરાંની ખેડુતોને એક મરકી જેવાં છે. વેરાંન્યત: એનો મૂળ અરથ નુકસાંન કંગાલયત. દ્રિવિશનો ધાતુ द्रिक् અથવા द्रिम्=રીબા વવું દુખ કરવું.

૧. વએકેરેત : હાલનું કાબુલ. દુજકનો અરથ માલમ પડતો નથી; સરેહ કરનાર એનો અરથ અસુખાકારી ભરેલું જંગલ સમજેછે : એ કોઇ વેરાંન અથવા અસુખાકારી ભરી જગા હોવી જોઇએ. [હાઉગ 'વએકેરેત' ને ' સજેસ્તાન ' તરીકે ઓલખેછે.— તરજુમો કરનાર. ]

૨. પઇરિકા : મજદયસ્નની ધરમમાં તેને બુરા મિનો દાખલ લેખે છે. તે પોતાની મોહો પમાડનારી ખુબસુરતી માટે પ્રખ્યાત છે, જેનો તે અશો અને દિનદાર માણસનો નાશ કરવામાં ઊપયોગ કરે છે. ખાસ નામો ધરાવનારી પઇરિકાઓ બે છે : ખનાથઇતિ અને દુજયાઇર્ય. પેહેલીનો અરથ દંતકથામાં મુરતી પુંજા થાય છે. ૧૯ મી ફરગરદમાં પેગમબર જરથોસ્ત અહ્‌રેમઇન્યુશને ધમકી આપે છે કે, દુન્યાને તાજગી બખશવા માટે પેગમબર સોશ્યન્ત આવશે ત્યારે એ ખનાથઇતિ (મુરતો પુંજા)નો નાશ કરવામાં આવશે. દુજયાઇર્ય (ખરાબ વરસ, ખરાબ કુંચ) : એ પરિની ખાશ્યત દુકાલ પાડવાની, નબલાઇ ફેલાવવાની છે. 'પઇરિકા' શબ્દ 'પર,' લડાઈ કરવી, ઓલાંગી જવું, દાખલ થવું, ઊપરથી નીકલી શકે; અજ્ઞાત ઊપરથી તેનો ધાતુ શોધવો એ ધાતુ કાહાડવાનાં છુટાપણાંને લગાર દુર લઇ જવા બરાબર છે.

૩. ઉર્વ : દક્ષીણ ખોરાસાંનનું એક નહીં જણાયલું શેહેર. [ હાઊગ એને કાબુલ સાથે સરખાવે છે.-તરજુમો કરનાર. ]

૧૨ (૪૧) હું જે અહુરમજદછું (તેણે) ઊત્તમ જગાઓ તથા રેહેથાંનોમાં નવમું પેદા કરયું: (૪૨) વહ્‌ર્કાન મુલકવાળું ખ્નૅન્ત.[1] (૪૩) પણ ખુની અહ્‌રોમઈન્યુશે તેનો એક હમનબરદ ઊત્તપન્ન કરયો: (૪૪) નહીં માફ થઈ શકે એવાં ગુનાહ ભરેલાં કામ, ગુલ્લાંમબારગી.

૧૩ (૪૫) હું જે અહુરમજદ છું (તેણે) ઉત્તમ જગાઓ અને રેહેથાંનોમાં દશમું પેદા કરયું: (૪૬) સોહામણું હરખ્ખઈતિ.[2] (૪૭) પણ ખુની અહ્‌રોમઈન્યુશે તેનો એક હમનબરદ ઉત્તપન્ન કરયો: (૪૮) ગુજરેલી લાસોને જમીનમાં દાતવાનાં નહી માફ થઈ શકે એવાં ગુનાહ ભરેલાં કામો.

૧૪ (૪૯) હું જે અહુરમજદ છું (તેણે) ઊત્તમ જગાઓ અને રેહેથાંનોમાં અગ્યારમું પેદા કરયું: (૫૦) પ્રકાશીત, દબદબાવાલું હએતુમત.[3] (૫૧) પણ ખુની અહ્‌રોમઈન્યુશે તેનો એક હમનબરદ ઉત્તપન્ન કરયો: (૫૨) યાતુઓ[4]ના ગુનાહ.

૧૫ (૫૩) એવો તેમની નીશાંન જાહેર થયેલી હતી, (૫૪) એવું

---

૧. વેહ્‌ર્કાન: વરૂઓનો મુલક; કેસ્પયન સમુદરની અગની કોણે આવેલું અસલી હિરકેન્યા, બીલારોકી લેઓનું વર્કન, માઝન્દ્રાંન.—ખ્નૅન્ત એ વેહ્‌ર્કન મુલકનું પાયતખ્ત અથવા તો સોકન્દ (ગોરગાન) નદિવાલો બતો હોય એમ દીસેછે.

૨. હરખ્ખઈતિ: ઍરૅકોતસ (Arachotus) અથવા વાઇહેન્ડ (Viehend) નદિ જે કન્દહારની દક્ષીણે હીલમંદ નદિને જઈ મલેછે.

૩. હએતુમત. સજેસ્તાન વાલી હીલમન્દ નદીનો બટો: પુરાતમ લોકોની એતીમેન્દર અથવા એર્રીમેન્દર નદિ.

૪ યાતુઓ: અવસ્તા મુજબ જાદુગરોના દેવો છે. તેમનો અથવા વધુ સારી રીતે બોલયે તો તેમના ગુનાહ ભરેલાં કામો ઊતપન્ન કરનાર અહ્‌રોમઇન્યુશ છે. જ્યાં જ્યાં તેમના સાગેરદો હોય છે ત્યાં ત્યાં તેઓ ખુન અને પુશ્કલ ગુનાહ કરે છે. જહિ અને પઇરિકા એમના વરગના છે. વેદમાં પણ યાતુઓને માણસો તથા તેમની ન્યાંમતો અને ક્રિયાઓના નાશ કરનાર તરીકે ઓલખાવામાં આવયા છે.

તેમનું ચોનહુ દેખાઇતું હતું.[1] (૫૫) જે સઘલાઓ, એક જાદુઇ આરાધનાથી, યાતુઓને સોંપાયલા (યાને યાતુઓનું કામ કરનાર) કોઇ શખ્સની સાથે સંબંધમાં દાખલ થાય છે તેઓ (૫૬) જલદીથી યાતુઓને સદનતર તાબે થવાના.[2] (૫૭) પછી મારી નાખવાને અને દીલના ટુકડા કરવાને (હંમેશ તૈયાર રેહેનારાં) માણસો જેવા દેખાવ તેઓ આપે છે. (૫૮) તેઓ મધક[3]ના બળથી તમામ જોરેમંદ બને છે.

૧૬. (૫૯) હું જે અહુરમજ્દ છું (તેણે) ઉત્તમ જગાઓ અને રેહેથાંનોમાં બારમું પેદા કરયું : (૬૦) ત્રણ ટોળાઓવાલું રઘ.[4]

---

૧ તેઓ જે ચાળા કરે છે તે દેખાય છે; પેહેલવી મુજબ: તેમની આંખની ઇસારતો ઉપરથી તેઓ માલમ પડે છે.

૨ એટલેકે: યાતુઓનાં કામો તેમનામાં જનમ લે છે, જે જલદીથી ખીલીને વધતાં જાય છે; તે કામો તેમને ખુનામરકી ચલાવવાને ઉશ્કેરે છે 'જઓયેહે' એ 'જઓય,' 'જઝ્ય' ઉપરથી; ધાતુ 'જી.'

૩ મધક: નુકશાંન કરનાર, બુરૂં કરનાર; ૭મી ફર્ગરદના ૬૭માં ફકરામાં તેને એક ખુની કુતરા, લુટારા તરીકે ચીતારયો છે.—સરખાવો સંસ્કૃત श्यामन्. (૫૩) થી (૫૮) ફકરા પેહેલવી સરેહને લગતા છે.

૪. રઘ : પેહેલવી સરેહવાલાઓ 'રઘ'માં મીદયન 'રય' શેહેર જુએ છે અને તેઓ એક એવો અભીપરાય આપે છે કે જેની રૂહે તે ગામ જોરેઆસ્તરનું વતન ઠરે છે. ફીપેરત તેને પારથ્યાની પૂરવે આવેલું 'રગય' ગામ ગણેછે. (તોલેમી ૬, ૫, ૪.) એ અભીપરાય પસંદ કરવા જોગ છે, કારણ કે અહુરમજ્દએ જે મુલકોનું વરણન કરયું છે તેની કુદરતી હદ તે જાલવી રાખે છે; પણ લખાણની મતલબ ત્યાંજ થોભવાની પરવાનગી આપતી નથી. વલી સઘલાંનો આધાર આ પ્રકરણના જમાના ઉપર આધાર રાખે છે. જે ત્રણ ટોળા વિશે (૬૦) મા ફકરામાં બોલવામાં આવે છે તે, કેટલાકો કહે છે કે, જુદી જુદી જાતો હતી અને તેઓ સ્વતંત્ર હકુમત ભોગવતી હતી; જો મેજાઇઓની સ્વારથી દંતકથાને માન્યે તો 'રય' માં જોરેઆસ્તરે ઉભા કરેલા એ ત્રણ ટોળા હોવા જોઇએ; આપણે જાણુયે છીયે કે, તેમની (મેજાઇઓની) સત્તાનું મુખ્ય શેહેર રય હતું.

(૬૧) પણ ખુની અહરેમઈન્યુશે તેનો એક હમનપરદ ઊત્તપન્ન કરયો : (૬૨) અતીશે શકનો ગુનાહ.[1]

૧૭ (૬૩) હું જે અહુરમજદ છું (તેણે) ઊત્તમ જગાઓ અને રેહેથાંનોમાં તેરમું પેદા કરયું :(૬૪) બલવંત ચક્ર[2] (૬૫) પણ ખુની અહરેમઈન્યુશે તેનો એક હમનપરદ ઊત્તપન્ન કરયો : (૬૬) ગુજરેલાંઓની લાસોને બાળવાનાં નહીં માફ થઈ શકે એવાં ગુનાહનાં કામો.

૧૮ (૬૭) હું જે અહુરમજદ છું (તેણે) ઉત્તમ જગાઓ અને રેહેથાંનોમાં ચોદમું પેદા કરયું: (૬૮) ચાર ખુણાંઓવાલું વરૅન,[3] (૬૯) જ્યાં થ્રએતઓન જનમ્યો હતો જેણે દહાક સાંપને મારી નાખ્યો હતો. (૭૦) પણ ખુની અહરેમઈન્યુશે તેનો એક હમનપરદ ઊત્તપન્ન કરયો: (૭૧) કમભાગ્યના અપસગન અને ગુનાહ ભરેલાં કામોની મરકી.[4]

૧૯ (૭૨) હું જે અહુરમજદ છું (તેણે) ઊત્તમ જગાઓ અને રેહેથાંનોમાં પંદરમું પેદા કરયું: (૭૩) હપ્ત-હૅન્દુ.[5] (૭૪) પણ ખુની

---

૧. એટલે કે નાસ્તીકપણાં, મુરતીપુંજા અથવા મજદયસ્ની ધરમને સદનતર તજી દેવાનું પાપ.

૨. ચક્ર : ઘણું કરીને ખોરાસાંનનું હાલનું 'ચરૂક'.

૩ વરૅન: સરેહ કરનારાઓ એ ગાંમને કૅસ્પયન સમુદ્રની દક્ષિણે મેલે છે જ્યાં 'વરૅક' મલે છે. પરંતુ તેઓ ચેતાવે છે કે, એક બીજી દંતકથા 'વરૅન'ને 'કિર્માન'નું પુરાતમ નામ ગણે છે. એજ સરેહ કરનારાઓ ઊપરથી 'ચાર ખુણાંઓવાલું' એ વિશેષણનો અરથ એવો માલમ પડે છે કે, એ ગામમાં જવા માટેના ચાર રસ્તા છે. 'વરૅન' ને ગ્રીક: Ouranos અને 'વરન' સાથે સરખાવવું અશક્ય છે, ભાષાઓને લગતા કાયદા તેની વિરૂદ્ધ છે.

૪ જુઓ (૭૫) ફકરાની નોત. 'ગુનાહ ભરેલાં કામોની મરકી' એનો મૂળ અરથ: આર્ય નહી એવાઓની મરકીઓ જેનો અરથ 'પરદેશીઓના હુમલા' અથવા તો 'આરય લોકોને ન જણાયલા ગુનાહ' અથવા તો 'નામોશી ભરેલા ગુનાહ' થઈ શકે.

૫ હપ્તહૅન્દુ: સાત નદિઓ. પૂરવ હીંદુસ્તાનને અને મુખ્ય કરીને સીન્ધુ નદિવાલા વતાને પુરાતમ લોકોએ આ નામ આપયું હતું. આ ફર્ગરદ જોડાઈ તે જમાનામાં આ નદિના જમના કાંઠા ઊપર આવેલા મુલ

અંઙ્રેમઇન્યુશે તેનો એક હમનખરદ ઊત્તપન્ન કર્યો: (૭૫) કમભાગ્યના અપસગન[1] અને નુકશાંનકારક ગરમી.

૨૦ (૭૬) હું જે અહુરમજ્દ છું (તેણે) ઉત્તમ જગાઓ અને રેહેથાંનોમાં સોલમું પેદા કરયું: (૭૭) રંઙ્હા[2]ના પાણીઓ ઊપર (આ-

---

કોને, એ નદિના બેસુમાર ઝરાઓ જે મુલકોમાંથી પસાર થતા હતા, તેમને આ નામ અપાયલું હોવું જોઇએ. વલી અહીં ૭ની જે સંખ્યા જણાવી છે તે માત્ર કલ્પીત સંખ્યા છે કે, જે સંખ્યા આરય લોકોના ધરમ સંબંધી ઘણા વિચારોમાં માલમ પડશે.

૧ પેહેલવી સરેહ મુજબ ઓરતોને બનતા ચોકસ અકસમાતોને (દસ્તાંનને) એ લાગું પડે છે.– મૂળ અરથ બુરાઇના મિનોએ બનાવેલી ખરાબ નાશાંનો.

૨. રંઙ્હા જો આપણે વિન્દિશગેનને માનપે તો આ નામ સીંધુ નદીને લાગુ પડેછે. (Zor. studien, p. 188) સ્પીગેલ તેને યક્ષારતિસ તરીકે અટકલે છે. પરંતુ અસલ લખાણની જરૂરયાત તરફ જોતાં ઑક્ષસ નદિ વધુ લાયક ઠરેછે, પણ તે વિચાર પાછો ૧૦મી યષ્ટના ૧૦૪માં ફકરાથી અટકે છે કે, જેમાં એવું જણાવયું છે કે, રંઙ્હા નદિ આ 'પૃથ્વીના છેડા ઉપર આવી છે.' અમે ધારયે છીયે કે, એ ફકરો કાંઇ વચમાં નડ કરનારો નથી, કારણ કે ઇબારતની મતલબ તરફ નીગાહ કરતાં માલમ પડે છે કે, એ શબ્દો તયાં આપખુદીથી મેલવામાં આવયા છે અને તે રંઙ્હાને લાગુ પડતા નથી. વળી એવું કસાથી પુરવાર થતું નથી કે, તે જમાનાના જરથોસ્તીઓ યક્ષારતિશ નદિ સુધી પણ પોંહાંચયા હોય. એ- ટલા માટે અહીં જે સવાલ છે તે ઓક્ષસ નદિને લગતો છે. એ અભી- પરાય અસપન્દયારજીનાં મત સાથે મલતો થાય છે કે જેઓ 'રંઙ્હા'ને 'બુનંદ ઓરાસાંન' તરીકે લેખે છે. શું રંઙ્હા અસલના વખતમાં વેદમાં જણાવેલી રાસ નદિ, પુરાતમ લોકોના વીચાર મુજબ પૃથ્વીની આસપાસ નો માહાસાગર છે? એ કોઇથી કહી શકાતું નથી. એને લગતાં સઘલા ચીનીહો ગુમ થઈ ગયાં છે. અંહીતો એ ખરચીત કોઇ બીજીજ ચીજછે.

લેગારદે એ રંઙ્હાને વોલગા અને એમેઝાનને લગતા મુલકો સમ- જે છે; પણ એ મુલકો ઇરાંનથી એટલે છેટે આવેલા છે કે, તે આ ટીપમાં ગણી શકાય નહીં. વળી તે એ મુલકોની ખરાબીઓનો અરથ, 'વતનથી

વેલા મુલકો), (૭૮) જે ઊપર શ્રેષ્ટ સરદાર વીના[1] હાકમી ચલાવવામાં આવેછે. (૭૯) પણ તેની વીરૂદ્ધ ખુની અહરેમન્યુશે એક હમન બરદ ઊત્તપન્ન કરયો: (૮૦) દેવોએ પેદા કરેલો શ્યાલો અને જમીનને વેરાંન કરનારાં[2] કરાં.

૨૧ (૮૧) એ ઊપરાંત બીંજી જગાઓ, બીજી જમીનો, સાંકડી ખીણો, ડુંગરો વીસ્તીરન અને પ્રકાશીત[3] છે.

---

દેશ નીકલ થયલાઓ' એવો કરે છે, એ અરથ સવીકારી શકાય નહીં. અઈવિશતાર'નો અરથ વતન ઊપર હુમલો લાવનારનો થઇ શકે અને 'નહીં કે, વતન વાલાઓનું દેશ નીકાલ થવું. [દારમેસ્તેતે પેહેલવી સરેહને આધારે એને અર્વાસ્તાને—રૂમ યાને રોમન—મૅસોપોતૅમ્યા તરીકે ઓલખાવે છે.—તરજુમો કરનાર.]

૨ પેહેલવી સરેહ કરનારના જણાવવા મુજબ ત્યાંના લોકો ઇરાનના રાજાની સત્તા સ્વીકારતા નથી. યજશનેનો ૧૯મો હા ફકરો (૫૨)મો સરખાવો, જયાં રઘ વિષે એવુંજ કંઇ જણાવયામાં આવે છે.

૩ તઓજ્યાઃ સંસકૃત તુહ્=રીબાવવું, દુઃખ દેવું સાથે સરખાવો.

૪ આ છેલા શબ્દો હજી સંપુરણ રીતે જણાયલા અને સમજાયલા નથી. પેહેલવી તરજુમો કરનાર સરેહને તરજુમામાં ભેલી નાખેછે, જેને લીધે કયો એકવચન શબ્દ પેહેલવી સાથે જોડાયલો છે તે નકી કરવું હંમેશ સેહેલું હોતું નથી. એક શરૂઆતની સરેહમાં તો જણાવેછે કે, હજી બીજી કેટલીક જગાઓ છે જેનાં નામ આપવામાં આવયાં નથી. તેમાં 'સ્રીર' નો અરથ ખુબસુરત, જોવા લાયક, કરેછે.—સાંકડી ખીણો, 'ઑફર.' જુઓ જંદ પેહેલવી ગ્લૉસરીં પાનું ૨૭.—'અૅરૅખ્ધ' (ડુંગરો)=દિન, અથવા ઇનસાફના કામોથી લાયક થતો, ફાયદો મેલવતો, અથવા પસંદકરવા જોગ.

## ફર્ગરદ ૨.

**વિમની દંતકથા.—પેદાએશનું ખીલવું.—વિમનું સુખી રાજ્ય.—રેલનાં પાણીઓનું ઊભરાઇ આવવું.—'વર'નું બાંધકામ.**

વંન્દિદાદની બીજી ફર્ગરદ અવસ્તાનો ઘણોજ અગતયનો ભાગ છે. જે દંતકથા એમાં વરણવી છે તેને આરય ધરાનીઓના પ્રથમ જમાનાજ સાથે માત્ર સંબંધ નથી, પણ તેમાં ખુદ માણસ જાતનાં મૂળની નીશાનો છે, એમ દીસે છે. આ દંતકથાનો પેહેલવાન 'વિમ' એ ઇરાનીઓમાં વેદિક 'યામ'નો પ્રતીનીધી છે; તેનાં કામો એદમ અને નોહાની બાઇબલને લગતી તવારીખની યાદ આપે છે. કોહુત એવું પુરવાર કરવાની કોશિશ કરે છે કે, ફર્ગરદ ૨ જીનો મોટો ભાગ જેનિસિસમાથી નકલ કરેલો છે. આ બાબદમાં ખરૂં છે કે તે બેહદ દૂર જાય છે; દાખલા તરીકે (૧૩૨) માં ફકરામાંના શબ્દો તેને જેનિસિસના શ્લોકની નકલ કરેલી દીસે છે: et fuit vespere et fuit mane, dies unus (અને સાંજ તથા સવાર મલીને પેહેલો દિવસ થયો હતો.) પરંતુ કેટલીક બાબદોનાં સંબંધમાં તેનાં વિચારોનું વાજબીપણું બતાવી શકાશે કે જે હવે પછી જણાવવામાં આવવું છે. 'વિમ' તેના હીંદી નામ રાસ્યા 'યામ'ની માફક વિવઙ્હ્ત (સંસકૃત : વિવસ્વત) નો એટલે કે રોશ્ણી અથવા આતશનો છોકરો થાયછે. 'વિમ' એદમની મીસાલે આકાશનો અને નહી કે માણસનો છોકરો છે; તેની માફક તે એક ચુક કરે છે જેથી તે સાંપની સત્તાને તાબે થાય છે. પણ એ વીશે આપણે આગલ ચાલતાં જોઇશું; ૨ જી ફર્ગરદમાં કાંઇ ધરાંની પેહેલવાંનોને મલેલો આકાશી સીંગાર ખુંચવી લેનાર આફત વિષે વરણન કરયું નથી, તે તો માત્ર તેની આગમચના વખતની યાદ આપે છે. આ પ્રકરણના ઘણા ફકરાઓ ઘણાજ અગતયના સવાલો વિષેની બાબદો પુરી પાડે છે, પણ આપણે તેમાંની મુખ્ય બાબદો માટેજ થોભીશું.

૧લું. આ ફર્ગરદમાં કે જેમ એની પછીની સઘલી ફર્ગરદમાં છે તેમ અહુરમજદને દેખઇતી અથવા હાઉમંદ દુન્યાના પેદા કરનાર તરીકે આરાધવામાં આવે છે. એ શબ્દો ઊપરથી કાંઇ એમ અનુમાન કરાય નહી કે, એ ફર્ગરદના કરતાની નજરમાં મિનોઈ હૈયાતીવાળાઓ, યજદો તથા અમશા-

સ્પન્દો હ્રંગેરગીના છે. કારણ કે ઘણે ઠેકાણે આ અનહિદ ફરેરતાઓને મજદના પેદા કરેલા તરીકે કેહેવામાં આવ્યા છે. બુન્દેહેશ વળી ઉસ્મી દુનિયાની પેદાએશાનું છુટું વરણન કરે છે. અવસ્તા હૈયાતી ધરાવનારાઓને 'મઇ-ન્યવ' એટલે મિનોઈ, આકાશી, અનદીક અને 'અસ્ત્વન્ત' એટલે હાડ-મંદ, આ દુન્યાને લગતા, દેખાઈતાં એ બે ભાગમાં વેહેંચે છે. આ શબ્દોને તેમના સાદા અને કુદરતી અરથે સમજવા જોઇએ, આ 'દેખ-ઈતા' અને 'અનદીક'ના વીચારોને વેદ તથા બ્રાહ્મણ શાસ્ત્રોમાં મલતા હીંન્દી વીચારો સાથે કાંઈ પણ સામાન્ય જેવું નથી.

જજુ (૧૩૧) માં ફકરામાં પોતાના કાયદા વાળી, પોતાનાં કામોવાળી (ખધાત) રોશણીઓ અને પેદા કરેલી ઉસ્મી રોશણીઓ વિષે બોલવામાં આવે છે; અસલ લખાણમાં દાખલ કરેલી એક સરોઠ પેહેલા શબ્દને 'અન ઘ્ર' એટલે સરૂઆત વિનાની એ શબ્દથી સમજાવેછે. સવાલ કરવામાં આવશે કે, આ શબ્દોની કીંમત શું છે અને અવસ્તાને લગતી પેદા કરનારી બેવડી શકતી બતાવનાર કરતા તે માટે શું અભીપરાય ધરાવતો લેખી શકાય ? શું તે એવું અનુમાન કરેછે કે, રોશણી અને અંધારૂં, એઓ જે બે મિનોના તેઓ બુન્દેશ મુજબ આકાર છે, તેમનેથી તદન જુદાં, ખરી હૈયાતી ધરાવનારાં અને તે બંનેની આગમચનાં છે તથા તેમનામાંથી હાડમંદ દુન્યાના પેદા કરનારે તેમજ બુરાઇના મિનાએ જનમ લીધો હતો ? અમે ધારયે છીયે કે એમ આપણે કહી શકીશું નહીં. સરૂઆતના અવસ્તામાં રોશણી એ ઇશ્વરના એક ગુણ તરીકે દેખાય છે; તેનું મૂળ હોરમજદના જેવા ખવાસની પર્વાત્રાઇ અને તેનાં જ્ઞાનનો બેહદ જથો છે. જયાં જયાં અહુરમજદ હોય છે ત્યા ત્યાં રોશણી રાજ્ય કરે છે. એ વીચાર ઇશ્વરી ગુણને પણ ચોકસ દરજજે ફાની બનાવે છે, પણ તેથી વધુ આગલ જવાય નહી. મજદયસ્નાનો હઉ પણ તેને માટે માનેછે કે, રોશણી એ માત્ર અહુર-મજદનો દેખાવ, ગુણ છે. પણ એ તો માત્ર રોશણીઓના મુખીને માટેજ સવાલ છે કારણ કે તારાઓને તો મજદયસ્ની કેતાબોમાં અહુરમજદની પેદા-એશ તરીકેજ લેખવામાં આવ્યા છે.

ગમે તે હોય પણ રોશણી અને અંધારાને સરૂઆત વીનાનાં એવાં જે વીશેષણ લગાડયાં છે તે ઘણાજ પાછલા વખતના અવસ્તાને લગતાં છે; ઘણા પુરાતમ અવસ્તા એ વિષે અજ્ઞાનપણું બતાવે છે અને ઘણું કરીને એ શબ્દો પાછલથી ઘુસાડેલાં લખાણોમાં જોવામાં આવે છે. એજ

મુજબ આ ફરગરદના (૧૩૧) અને ૧૧મીના (૩) અને (૬) ફકરાઓમાં બનેલું છે. એટલા માટે તે વિચાર અવસ્તાના કરતાને લાગુ કરી શકાય નહીં. ઇશ્વરી તત્વ સંબંધી ઊભા કરેલા જે વિચાર ઘણું કરીને તુટી જાય છે તે બેહદપણાં અને બેહદ વિસ્તારને લગતો ખ્યાલ છે. અહુરમજદ પોતાની આંખોથી અહરેમાઇન્યુશનાં અંધારાંની અંદર પેવસ થાય છે પણ તે ત્યાં હાજર હોતો નથી. જ્યાં જ્યાં તે હોય છે ત્યાં ત્યાં રોશણી પ્રકાશેછે અને રોશણી એ ઇશ્વરી વિદ્યાના અને પવિત્રાઇના પ્રકાશીત તત્વ દાખલ પ્રથમ લેખાય છે. પરંતુ આ તત્વનો આધાર અહુરમજદની ઊપર છે, કારણ કે તે પોતેજ આપખત્યારીથી સુરજ અને બીજા તારાઓની મૂળ વસ્તુ તૈયાર કરેછે.[1]

હદ વિનાની જગા અવસ્તામાં ઘણું કરીને તે બેહદ વીસ્તાર છે કે જેમાં અહુરમુજદ પોતાની મરજી મુજબ રહે છે પણ જે તે ભરી નાખતો નથી; એ હદ વિનાની જગા હંમેશગીની છે, પણ અહુરમજદ ત્યાંનો સાહેબ છે અને ત્યાં તે પોતાની ખાહેશ મુજબ પોતાની પેદાએશની સથાપના કરે છે. પ્રથમ રોશણી અને હદ વિનાની જગાના આ ગુણો અવસ્તામાં એક એવાં વિશેષણથી જણાવવામા આવ્યા છે કે, જે તેમનેજ માટે માત્ર વપરાય છે; એ શબ્દ 'ખધાત' છે જેનો અરથ પોતાના કાયદાવાળું, પોતાનાં કામોવાળું, થાય છે. (૧૩૦) મા ફકરામાં એ શબ્દ 'સ્તિધાત' પેદા કરેલી કુદરત અથવા જણસની વિરૂદ્ધ વપરાયો છે. એવું દીસે છે કે તે જગાએ 'ખધાત' હમેશગીના તત્વમાંથી નીકલેલી રોશણી વિષે જે માટે ઊપર તકરાર કરી છે અને 'સ્તિધાત' સુરજ અને તારાઓ વિષે અથવા તો કદાચ માણસ જે રોશણી પોતાને હાથે બનાવે છે તે માટે બોલે છે. પણ સ્પીગેલ-સાથે આ બાબદમાં મલતાપણું બતાવાય નહીં કે, 'ખધાત' નો અરથ પોતાનાં પ્રકાશવાળાં 'વર' માંનાં રેહેવાસીઓ થાય છે. આ પ્રકરણમાં બેવડી બાબદ છે, એક ભાગ (૪૧) મા ફકરા સુધી પુરો થાયછે અને બીજો છેક છેડા સુધીનો છે.

૩જું. જે બીના એદમની તવારિખની યાદ આપેછે તે પેહેલા ભાગમાં છે અને તે નીચે મુજબ છે: પેદાએશ, સુખ અને જે દેશો તેની હકુમત માટે પ્રસીદ્ધ છે તેમના વધારા માટેનું યિમનું કામ. રેલ વિષેનાં મોઝાઇક વરણન સાથનાં મલતાંપણાની જે નીશાનો તેમાંથી મલેછે તે આ મુજબ છે:

---

૧. ઘણા પાછલા સાસાન્યન પાદશાહોના વખતમાં જોડાયલી એક બંદગીમાં શરૂઆતની રોશણી ઓરમજદે પેદા કરેલી જણાવયામાં આવે છે.

૧લું યિમનું રક્ષણ કરનારી ઇશ્વરી મેહેરબાંની; ૨જું પૃથ્વીને ધમકી આપનારો ખરાબીઓ માટે અહુરમજદએ આપેલી ચેતવણી; ૩જું એ ખરાબીઓની બાબત પોતે જે મુખ્ય કરી સખ્ત રેલથી બનેલી છે; ૪થું રક્ષણની એક જગા બનાવવાને અને તેમાં સઘલાં પ્રાણીઓ અને ઝાડપાનોનો નાશ થઇ જતો અટકાવવા માટે તેમનાં તોખમો દાખલ કરવાને વિમને અપાયલો હુકમ; ૫મું અહુરમજદના કાસદ કર્શિપ્ત પક્ષીને સોંપવામાં આવેલું કામ (૧૩૮મો ફકરો). અવસ્તાના એક બીજા ભાગમાં વિમને માંસનો ઊપયોગ માણસ જાતને શીખવતો ચીતારયોછે. (યજશ્નેનો હા ૩૨ મો ફકરો ૮મો.) સરખાવો જૅનિસીસનું પ્રકરણ ૯મું ફકરા ૨, ૩. શ્પીગેલનો એવો વિચારછે કે, (૫૮) અને તે પછીના ફકરાઓમાં જે ખરાબીઓ જાહેર કરીછે તે થઇ ગયલા બનાવને લગતી નથી પણ પારસીઓની કેતાબ મુજબ દુન્યાની નવેસરથી થનારી સેવટની સથાપના વખતે જે રેલ અથવા મલકોશનો શ્યાલો આવવો જોઇએ તે વિષે છે. તે ધારેછે કે, યિમને 'વર'ના રાજાનું રૂપ આપવા વિના, કે જે બીના તો (૧૪૧) અને તે પછીના ફકરાઓથી ઉલટી છે, એ બે બીનાઓને છુટી પડાય નહીં. પણ તેમ કરવાની કશી જરૂર નથી. અગમચેતી કરેલા બનાવો બનવાનો વખત ગમે તે હોય પણ, યિમ તો 'વર'ની પાદશાહીથી બેગાનો રહે છે. ફર્ગરદ ૨જામાં જણાવેલી બીના બેશક ઇરાંનની પુરાતમ દંતકથાને લગતી છે; મલકોશના શ્યાલાની વાત જરથોશતી દંતકથાની આગમચની ન હોઇ શકે; તે આરય લોકોથી તદન બેગાનો નવાઈ જેવો ખ્યાલ છે. તેનું નામ સેમેતિક હોવાથી પ્રથમમાં સાબેત થાય છે કે, તે બીના ઓછી પુરાતમ છે. કદાચ એમ હોય કે પાછલથી મજદયસ્નીઓએ પોતાનાં જરથોશતી ઢોરણને અનુસરતી રીતે પોતાની દંતકથાને ફેરવીને બીજું રૂપ આપયું હશે. (જુઓ આ ફર્ગરદને છેડેની નોત.) આ વાત જણાવવી જોઇએ કે, 'યામ' ને કોઇ વાર હીંદી 'નોહા' સાથે મેલી નાખવામાં આવે છે તો જો કે, દંતકથા 'યામ' ને 'મનુ' નો ભાઇ બનાવે છે. મનુ જેને જલ રેલમાંથી બચાવે છે તે પણ 'વિવશ્વત' નો છોકરો થાય છે. 'विवस्वतः सुतो महर्षिः' એમ મતશ્યોપાખ્યાનનાં ૩જાં પ્રકરણના ૧ લા શ્લોકમાં જણાવે છે. સરખાવો ભગવતગિતા ૪ ૧ b—એટલા માટે 'વિમ' તથા 'યામ' એ બંનેને 'નોહા' સાથે એક સરખું મલતાપણું છે, પણ બંને આરય પ્રજાઓ પોત પોતાની દંતકથા બનાવવામાં પોતાની ચોક્સ લાગણીઓને અનુસરી છે. 'યામ' 'હીંદના એક 'ઓલિમપિક દેવતા' માંથી

ઊત્તપન્ન થયો છે; 'યિમ' ને દંતકથાના બીજા પેહેલવાનોની સપાતીથી વધુ ઊપર કદી ચહ્ડાવવામાં આવતો નથી. અમારાં ભાષણ ઉપરથી દેખાશે કે ચોકસ ધારણમાં 'યિમ' ને એક હવાઇ શખ્સ દાખલ ચીતારયો છે, પણ નીચે જે બીનાઓ વરણવી છે તેમને કુદરતી તોફાનને લગતા દેખાવોના રૂપમાં ફેરવી શકાય કે નહી તે બીના મુશ્કેલી વીના વિચારી શકાતી નથી.

## ૨

૧ (૧) જરથુશ્ત્રએ અહુરમજ્દને પૂછયું: ઘણાજ દબદબાવાળા મિનો, હાડમંદ દુન્યાના પેદા કરનાર, પવિત્ર હૈયાતીવાળા અહુરમજ્દ! (૨) માણસોમાંના કોણ પેહેલાની સાથે તેં વાત કરી,[1] તું કે જે અહુરમજ્દ છે? (૩) હું જરથુશ્ત્ર સિવાયના બીજા કોણને તેં દિન જાહેર કરી હતી (કે જે) દિન અહુરને લગતી (કે જે) દિન જરથુશ્ત્રને લગતી (છે)?

૨ (૪) ત્યારે અહુરમજ્દએ કહયું: ભલાં ગોસ્પન્દોવાળો,[2] ખુબસુરતીથી પ્રકાશીત યિમ તે (શખ્સ) હતા. (૫) એ ફેરેલો શખ્સ હતો, જેણે મારી સાથે વાતચીત કરવાને અરજ કરી, હું કે જે અહુરમજ્દ છું. (૬) તારા સિવાય (તે એકલોજ છે) જેને મેં દિન જાહેર કરી હતી, (કે જે) દિન અહુરને લગતી, (કે જે) દિન જરથુશ્ત્રને લગતી છે.

૩ (૭) પછી મેં તેને કહયું, ઓ જરથુશ્ત્ર, હું જે અહુરમજ્દ છું (તેણે): (૮) વિવંઘ્હાઆેના છોકરા, ખુબસુરતીથી પ્રકાશીત યિમ, મારી દિનના ફેલાવનાર, રક્ષણ કરતા (તરીકે) મારી સેવા કર.[3] (૯) ત્યારે ખુબસુરતીથી પ્રકાશીત યિમએ, ઓ જરથુશ્ત્ર, મને જવાબ દીધો: (૧૦) દિનનો ફેલાવનાર, રક્ષણ કરતા (થવા માટે) હું પેદા થયો નથી, મને કેલવવામાં આવ્યો નથી.

---

૧. મૂળ અરથ (વાતચીત ચલાવવા માટે) તેં સવાલ કરયો.

૨. આ શબ્દ ગોસપન્દોનાં ટોળાંને તેમજ માણસોના ટોળાંને લાગુ પડેછે.

૩. અને નહીં કે 'મને તાબે થા.' જંદ શબ્દ એ અરથ ધરાવતો નથી. પેહેલવી શબ્દનો અરથ પણ 'એક દીલ થવું,' 'મળતું થવું' થાય છે.— 'ફેલાવો કરનાર' એનો મૂળ અરથ: યાદદાસ્ત તાજી કરાવનાર.

૪ (૧૧) અને મેં તેને, ઓ જરથુશ્ત્ર, કહયું, હું જે અહુરમજદ છું (તેણે): (૧૨) યિમ, જ્યારે તું મારી દિનના ફેલાવો કરનાર અને રક્ષણ કરતા દાખલ મારી સેવા બજાવી શકતો નથી,[1] (૧૩) ત્યારે દુન્યાને લગતી મારી ન્યાંમતોને તું ખીલવ, તેમને વધવું આપ, મારાં દુન્યાઈ માણસોનું પોશણ કરનાર, રક્ષણ કરતા અને સરદાર થા.

૫. (૧૪) અને તે પ્રકાશીત યિમએ, ઓ જરથુશ્ત્ર, મને જવાબ દીધો:

૬. (૧૫) હા, હું તારી દુન્યાઇ ન્યામતોને ખીલવીશ, હું તેમને વધારીશ, હું તારાં દુન્યાઇ માણસોનો પોશણ કરતા, રક્ષણ કરતા અને સરદાર થઇશ. (૧૬) મારાં રાજ્યમાં નહી બરફ જેવો થંડો પવન, નહી સખત ગરમી, નહી કરમાઇ જવું[2] કે નહી મોહોત હોતું.[3]

૭ (૧૭) પછી હું તેને માટે (લાયક) હથ્યારો લાવ્યો, હું કે જે અહુરમજદ છું તે: (૧૮) એક સોનેરી હલ[4] અને સોનાની બનાવેલી પરોની. (૧૯) યિમ બાદશાહી સત્તાના બારાંમાં (કાયમ થયો) છે.

---

૧. અને નહીં કે, 'જો તું ઇચ્છતો ન હોય'. લખાણમાં માત્ર કહે છે કે, 'જો તેં મારી સેવા બજાવી નથી.' એટલા માટે યિમ તે કીરતારને તાબે થવાને ના પાડે છે એમ કેહેવું ખોટું છે; જો તેમ હતે તો તે તેને દુન્યાનું રક્ષણ અને પાદશાહી સોંપતે નહી. વલી એમબી તરજુમો કરાય નહી: 'હું પેદા કરનાર નથી' કારણ કે અહુરમજદ તેને એવી કોઇ દરખાસ્ત કરતોજ નથી.

૨. પેહેલવી સરેહ બતાવે છે કે, એ શબ્દનો અરથ ભુખાપા વપરાશ, ઇત્યાદીથી બદલાતી હાલત છે.

૩. વૅસ્તર ગારદની આવરતીમાં અતરે એક પાછલથી ઘુસાડેલો, અનીશ્ચીત ફકરો આ મુજબ મલે છે: 'તે તેજ માંથ્ર બોલ્યો કે જે દેવ બોલ્યો હતો. [ અમે વિવઙહાઓના છોકરા અશો યિમની ફ્રવષિને વખાણયે છીયે, જેની આગલ, માણસો ઊપર દેવો સરદારી વિનાના, બળ વિનાના હતા! ] તુરતજ તેણે પોતાના શબ્દથી ( જુબાનથી ) ( દેવને ) મારયો, આ માથ્રથી તેણે તેને નબલો કરી નાખ્યો, આ માંથ્રથી તેણે તેને મારયો." આ ફકરો ગોબ્તે ફ્રયાનો અને જાદુગર વચેની લડાઇને લગતો જેવો દીસે છે.

૧. વિન્દિશમન એનો અરથ: 'અનાજને કનસમાંથી છુટો કરનારો પંખો,' સ્પીગેલ: 'ભાલો,' પુરતી અને કૅાસોવીકસ: 'હલ' કરે છે. આ

૮ (૨૦) યીમ રાજાને (તેના હીસ્સા દાખલ) ૩૦૦ મુલકો[1] મ-ળ્યા હતા (૨૧) અને તે જમીન ગોસપન્દોથી, હેવાનોથી,[2] માણસોથી, કુતરાઓથી, પક્ષીઓથી, આતશોથી અને તેજસ્વી રોશણીઓ[3]થી ભરાઇ ગઇ. (૨૨) આથી ગોસપન્દો, હેવાંનો, અને માણસો વધુ જગા મેલવી શકયાં નહીં.

૯ (૨૩) ત્યારે મેં યિમને ચેતાવ્યો[4] (અને મેં તેને કહયું): વિવન્હાંઓના છોકરા, ખુબસુરતીથી પ્રકાશીત યિમ, (૨૪) ગોસપન્દો, હેવાંનો, માણસો, કુતરાઓ, પક્ષીઓ, આતશો અને તેજસ્વી રોશણી-ઓથી જમીન તદ્દન ઢંકાઈ ગઇછે. (૨૫) પશુઓ, હેવાંનો અને માણ-સોને વધુ જગા મલતી નથી.

૧૦ (૨૬) એટલા માટે યિમ (દિવસની) મોટી રોશણી ભણી

---

છેલો અરથ અમે સ્વીકારયે છિયે તે એ હથ્યારનો (૨૭) મા ફકરા મુજબ તે નો ઉપયોગ કરે છે તે ઉપરથી અમે નક્કી કરયો છે.

૧. અહીં જે વીસ્તારનો સવાલ છે તે કશાથી દીસ્તો નથી; ૩૦૦ જમીનો કેહેવી વધુ બરાબર થાય. બીજા સઘલાઓ પેહેલવી મુજબ આ પ્ર-માણે તરજુમો કરે છે: "યિમ રાજાને માટે ૩૦૦ વરસ આવ્યાં એટલે કે એટલાં વરસ તેણે પુરાં કરયાં." જો કે 'જૅમો' એ વાંચણ વધુ ખાતરી ભરેલું છે તોપણ લખાણ ઉપરથી વધુ સંતોશકારક અરથ ૩૦૦ વરસો પુરાં થવાનો દીસે છે. પરંતુ 'હાંમ્ જસ્' નો અરથ સંપૂરણ થવું, પુરું થવું થતો નથી.

૨ નવી ફારસી : શતર્, હુશ્તર્, ઇત્યાદી; સંસકૃત સ્થુરિન્, જર્મન : *stiur, steor.*

૩ અહીં કદાચ આતશખાનાંઓને લગતો સવાલ છે. અહુરમજ્દ એવો ઇસારો કરવાની ખાહેશ રાખેછે કે, દુન્યાની સરૂઆતથીજ તેની આરાધના ચાલુ થઇ હતી.

૪ 'મેં ચેતાવ્યો': પેહેલવી તરજુમામાં એવું જણાવે છે કે, જના-વરોએ અને માણસોએ પોતેજ યિમને ચેતાવ્યો અને તેની કને મદદ મેલ-વવાને અરજ કરી. પણ એ અરથ અસલ લખાણ બાહાલ રાખી શકતું નથી.

મધ્યાન બપોરને સમયે[1] સુરજના રસ્તાની પુઠે ચાલતો આગળ વધ્યો. (૨૭) તેણે જમીનને સોનેરી હલ વટી ઊઠલપાઠલ કરી. (૨૮) તેણે પરોણી વટી તેમાં આંધરાં પાડયાં. (૨૯) આ પ્રમાણે બોલતાં ( યાને તે આ મુજબ બોલ્યો ): દબદબા વાળી આર્મઇતિ[2] ( મને ) તું મેહેરબાંન થા. (૩૦) મારી બંદગોની ખુબીથી તું આગલ વધ, દોસ્તીરન થા: (૩૧) ગોસ્પનદો, હેવાંનો અને માણસોને ધરાવવા માટે.

૧૧ ( ૩૨ ) એ પ્રમાણે યિમએ જમીનનો વિસ્તાર વધાર્યો ( અને ) આગલ તે હતી તેના કરતાં એક તૃત્યાંસ વધારે મોટી ( તેને કરી.) ( ૩૩ ) પછી પશુઓ, ઢોરો અને માણસો પોતાની મરજી માફક ત્યાં ફરહર કરી શકયાં, ( ૩૪ ) પોતાની સગવડ અને રાજીખુશી પ્રમાણે ( રેહેવા લાગ્યાં ).

૧૨-૧૯ ( ૩૫-૪૧ ) જુઓ ૮-૧૧ ( ૨૦-૩૪ ) સુધીના ફકરાઓનો તરજુમો. ૧૨ માંના પેહેલા વાકયમાં અને ૧૬ માંના પેહેલા વાકયમાં, ૮ માંના પેહેલા વાકયમાં જયાં " ૩૦૦ " છે તેને બદલે " ૬૦૦ " અને " ૯૦૦ " અનુક્રમે લેવા; એજ મીસાલે ૧૧ માંના પેહલા વાકયમાં "એક તૃત્યાંસ " શબ્દ છે તેને બદલે ૧૫ તથા ૧૯ ફકરાઓના પેહલા વાકયમાં " બે તૃત્યાંસ " અને " ત્રણ તૃત્યાંસ " અનુક્રમે લેવા.

૨૦ [ એક હજાર વરસના પ્રથમના તથા પાછલા ભાગની લાંબી મુદત સુધી યિમએ અશોઈનાં કામ કરયાં, જેટલો વખત દુન્યા મિનોઇ ( બસલતની ) અશો, અને ઇનસાફી હતી. ] [3]

---

૧ અને નહીં કે, દક્ષિણ દિશા તરફ. કૅાસોવીકઝ એનો ઘણો ચાતુરી ભરેલો તરજુમો કરે છે કે, જે અતરે રજુ કરવા વીના ચાલતું નથી: " યિમ તારાઓ તરફ આગલ વધયો, એટલે કે, તેણે પોતાનું માથું અહુરમજદ, રોશણીના ફરેસ્તા તરફ ઊંચકયું; સુરજના રસતાની પુંઠે ચાલતો, એટલે કે, જે પ્રમાણે સુરજ જમીન તરફ વાંકો વલી તેને અડકે છે તે પ્રમાણે પોતાનું માથું જમીન તરફ તેણે નમાવ્યું."

૨ આ ફરેસતાનું વરણન અસંપુરણ અને અનીશચીત છે; તેનું નામ કોઈ વાર એક સાદા અલંકાર જેવું દીસે છે.

૩ [આ ફકરો સરેહુને લગતો છે જે યુરોપયન તરજુમો કરનારાઓ છોડી દે છે.—તરજુમો કરનાર.]

૨૧ ( ૪૨ ) પેદા કરનાર અહુરમજ્દએ સંપૂર્ણ પેદાએશના[1] (મુલક) અઈર્યન વએજમાં પ્રખ્યાત થયલા મિનો યજદો સાથે એક મોજલસ ભરી. ( ૪૩–૪૪ ) ભલાં ગોસપન્દોવાલા પ્રકાશીત યિમએ સંપૂર્ણ પેદાએશના ( મુલક ) અઈર્યનવએજમાં પ્રખ્યાત થયલાં ઉત્તમ પુરૂષોની એક મોજલસ ભેગી કરી. ( ૪૫ ) તે ( યાને અહુરમજદવાળી) મોજલસમાં ભલાં ગોસ્પન્દોવાળો યિમ સંપૂર્ણ પેદાએશવાળાં અઈર્યન વએજમાં પ્રખ્યાત થયલાં ઊત્તમ માણસો સાથે ગયો.

૨૨ (૪૬) ત્યારે અહુરમજ્દએ યિમને કહયું: વિવહ્હાંઆના છોકરા ખુબસુરતીથી પ્રકાશીત યિમ, (૪૭) હાડમંદ ચાંજો ઉપર શ્યાલાનો ખરાબી હુમલો કરશે. (૪૮) તેની સાથે તીક્ષન અને નાશાકારક થંડ ( આવશે. ). (૪૯) હાડમંદ જણસો ઊપર શ્યાલાની ખરાબી હુમલો કરશે.[2] ( ૫૦–૫૧ ) તેનેથી (શ્યાલાથી) ઊંચા પાહાડોની અને ઊંચા ડુંગરોની ટોંચો ઊપરથી બરફનો પુશકલ ધોધ વરસશે.

૨૩ (૫૨) ઓ યિમ ! ત્રણ જાતનાં ઢોરો[3] (પોતાનાં જાહુકનાં રે-

---

૧ કેટલાક ગ્રંથકારો અહીં જે શબ્દનો અરથ 'પેદાએશ' થાય છે તેને એક વિશેષ નામ, દાઇતિક નદિનું નામ લેએ છે, જે નદિને બુન્દેહેશ અઇર્યન વએજમાં મેલે છે; પણ એક મુલકનું નામ નક્કી કરવાની યાને સંપૂરણ દાઇતિયવાળું અઇર્યન વએજ ઠરાવવાની આવી રીત સવીકારી શકાય નહીં. પ્રથમ તો જે નદિમાં દેવોને લગતાં પ્રાણીઓ ઉભાઇ જતાં હોય અને આશરો મેલવતાં હોય તેને આ ઠેકાણે મિનોઇ પાણીઓનાં જેવાં સંપૂરણ ખવાસનાં (આપો વડ્હુઇશ) ચોતારી શકાય નહી. ( બુન્દેહેશ પ્રકરણ ૨૦, ફકરો ૫૧ ઇત્યાદી ) અમને દીસે છે કે, 'વએજ' શબ્દ જો તે સંસ્કૃત 'વિજ'ને મલતો હોય તો એક નદીનું મુળ બતાવે એ ઘણુંજ શકમંદ છે; વળી અઇર્યન વએજની મુખ્ય નદી તો 'દારજ' છે અને નહીં કે 'દાઇત્ય.'

૨ ગૅલ્દનર 'અઘેમ્ આ અહુમ્' અહીં પાછું લાવી એવો અરથ કરે છે કે, 'શ્યાલો પાપીઓનો નાશ કરશે' અને ટીકા કરે છે કે, એ અરથ બાઇબલમાં જણાવેલી રેલની કથા સાથે વધુ સારી રીતે સંબંધ ધરાવે છે.

૩ પુશ્તી આ મુજબ તરજુમો કરેછે ઢોરોનો એક તૃત્યાંશ ભાગ મરણ પામશે, પણ (૫૬) મા વાકય એ ખુલાસાની વિરૂધ જાય છે. તેનો મો

હેઁથાંનથી) દુર જવાં જોઇએ; (૫૩) તેઓ કે જેઓ ધાસ્તીકારક જગાઓમાં રહેછે, (૫૪) તેઓ કે જેઓ ખીણોનાં ઊંડાણમાં રહેછે, (૫૫) તેઓ કે જેઓ પાહાડોનાં શીખર ઊપર રહેછે, (૫૬) (દેવાલોથી) રક્ષણ પામતાં રેહેથાનોમાં ( નાહાસી જવાં જોઇયે ).

૨૪ (૫૭) શ્યાલાની આગમચ પૃથવી ઊપર પુશ્કલ ઘાસ ચારો થયો હતો. (૫૮) બરફનાં પીગલવા પછીની સખત રેલ (૫૯) અને હાડ-મંદ પ્રાણી માટેના રસ્તાની સદનતર ગેરહાજરી તે જમીનને વેરાંન કરી નાખશે, (૬૦) જે ઉપર હાલ નાહાનાં ઢોરોનાં પગલાં દેખાય છે. [1]

૨૫ (૬૧) એટલા માટે, યિમ, તું એક વર[2] તેની ચાર બાજુ-ઓમાંની દરેક ' ચરૅતુશ '[3]ની લંબાઇની થાય એવો બનાવ, (૬૨) ત્યાં તું ગોસ્પન્દો, હેવાંનો, માણસો, કુતરાઓ, આતશો તથા તેજશ્વી રોશણીઓ ઊત્તપન્ન કરનારાં તોખમો લઇ જા. (૬૩) એટલા માટે ચારમાં-ની દરેક બાજુ 'ચરેતુશ' ની લંબાઇની થાય એવો એક વર માણસોનાં રેહેથાંન માટે ( કામ લાગે) તેમતું બનાવ; (૬૪) ચારમાંની દરેક બાજુ ચરેતુશની લંબાઇની થાય એવો તેને તું બનાવ (જેથી) ગોસ્પનદોને માટે ઘાસચારાની જગા (દાખલ તે થાય.)

---

લખોલ અરથ આ મુજબ છે; ઢોરોની તરણ જાતો....રેહેથાંનોમાં જશે.–'જાંફનુ' સાથે સંસકૃત: गभोर=ઊંડું સરખાવો –'રવન' સાથે સરખાવો સ્લાવ *rovu*; લીથુએનયન *rauti*.–' રેહેથાનો ' : પેહેલવીમાં એને બાંધેલાં મકાંનો કહે છે. 'પાથરુમ ' વાંચયે તો તેનો અરથ રક્ષણ થતાં રેહેથાંનો થાય.

૧ છેલા ત્રણ વાકયોની મતલબ આ મુજબછે: જે જમીન ઊપર નાહાનાં ઢોરો ઘાસ ચારો હાલ મેલવે છે તે જમીન બરફ અને રેલથી એવી રીતની થશે કે જેથી કશોખી મારગ મલી શકશે નહી.

૨ વર: સઘલી બાજુએથી બંધ કરેલી ખુરનુમા જગા.

૩ ચરૅતુશ: રસ્તાનું એક માપ જે એક ઘોડો આખો દિવસ કાંધખી ધ્જા વીના ફરી શકે એટલા વીસ્તારનું હોયછે: અસલી આરય લોકોનું એ માનીતું માપ છે.

૨૬ (૬૫) ત્યાં એક હાથ્ર[૧] ના જેટલા મોટા વીસ્તારની જગા ઊ-પર તું પાણી એકઠું કર. (૬૬) આ પાણીઓની નજદીક પક્ષીઓનું (રે-હેથાંન) મુકરર કર. (૬૭) આ હંમેશની લીલોતરીવાલી અને હંમેશ વગર ચુકવે ખોરાક ઊત્તપન્ન કરનારી (જમીન) ઊપર (૬૮) તું રેહેથાંનો બનાવ: (૬૯) એક ઘર, એક ઝરૂખો, એક ચોક, સઘલી તરફથી બંધ કરેલી એક જગા ( વાળાં ).

૨૭ (૭૦-૭૧) ( આ વરમાં ) સઘલાંને ઉત્તપન્ન કરનાર તોખમો, મરદો અને ઓરતો જેઓ આ પૃથવી ઊપર ઘણાંજ મોટાં, ઊત્તમ, ઘણાંજ ખુબસુરત હોય તેમનાં તોખમો લઈ જા. (૭૨) ત્યાં વળી ખેતીને લગતાં પ્રાણીઓનીતમામ જાતોને ઉત્તપન્ન કરનાર તોખમ લઈ જા (૭૩) કે જે જનાવરો આ પૃથવી ઊપર ઘણાંજ મોટાં, ઊત્તમ અને ઘણાંજ ખુબસુરત હોય.

૨૮ (૭૪) સઘલી જાતનાં ઝાડોનાં તોખમ તું લઇ જા (૭૫) જે આ જમીન ઊપર ઘણાંજ બુલંદ અને ઉત્તમ સુગંધના હોય. ( ૭૬-૭૭ ) વળી ત્યાં તમામ ખોરાકી જે આ પૃથવી ઊપર ઘણોજ લેહેજતદાર અને ઘણાજ મીઠા સુગંધની હોય તેનાં તોખ્મ પણ લઇ જા. (૭૮) તેમને જોડીમાં ગોઠવ. (૭૯) વરનાં રેહેથાંનોમાં જ્યાં સુધી આ માણસો (હોય) ત્યાં સુધી (આ સઘલું) અખુત થાય.

૨૯ (૮૦) ત્યાં નહીં કજ્યો ટંટો કે નહીં કપતના શબ્દો, (૮૧) નહીં દુશ્મની કે નહીં નીમકહરાંમી, (૮૨) નહી નુકશાંન કે નહીં ઠગાઈ, (૮૩) નહીં નીચપણું કે નહીં સંકત, (૮૪) નહીં રાક્ષી કદના દાંત, (૮૫) નહીં બેદોલ કદનું શરીર,[૨] (૮૬) નહીં અહ્રેમઇન્યુશની કોઇ નીશાંનોનાં માણસોનાં શરીર ઊપર છાપ પડેલા (થાય.)

---

૧ હાથ્ર: આંકવેતીલ કહેછે કે ફર્સંગ કરતાં ૧૦૦૦ કદમ વધારે મોટું એ માપ છે. હાઉગ મુજબ એ ૨૦૦૦ ફીટ જેટલું છે.

૨ આરય લોકો શરીરની ખામીને અલૌકીક કારણમાંથી ઉત્તપન્ન થયલી ગણતા હતા. હીંદીવાનો તો આગલા અવતારમાં કરેલા ગુનાહોને તેનું કારણ સમજતા હતા. જુઓ મનુ ૧૧, ૪૯-૫૦ અને યગ્નવલક્ય ૩ ૨૦૯-૨૧૧.

૩૦ (૮૭) સરવેથી ઊપલે છેડે નવ રસ્તાઓ [1] બાંધ, (૮૮) વચલા ભાગમાં છ, સરવેથી નીચલા છેડા ઊપર ત્રણ (રસ્તા બાંધ). (૮૯) ઊપલા ભાગના રસ્તાઓ નજદીક હજાર મરદો અને હજાર ઓરતોનાં તોખમ ગોઠવ. (૯૦) વચલા ભાગના રસ્તાઓ ઊપર છસો, છેલા ભાગના રસ્તા ઊપર ત્રણસો તોખમો ગોઠવ. (૯૧) 'વર'માં એ તોખમોને સોનેરી હલની મારફતે પાંથર.[2] (૯૨) એ ઘેરાયલી જગાને એક રોશણીવાળો દરવાજો બનાવ જે પોતાનો મેલે અંદરના ભાગમાં પ્રકાશ આપે.[3]

૩૧ (૯૩) પરંતુ યિમ વિચાર કરવા લાગ્યો: આ 'વર' અહુરમજદએ મને બતાવ્યો છે તેમ હું કેવી રીતે બાંધી શકીશ?

૩૨ (૯૪) ત્યારે અહુરમજદએ તેને કહ્યું: વિવઙ્હાઁના છોકરા, ખુબસુરતીથી પ્રકાશીત યિમ! (૯૫) જમીનને પગની એડી વટી ચોરા પાડ, તારા હાથો વટી તેને ખોડ, (૯૬) જે પ્રમાણે માણસો પોચી જમીનમાં ખાડા પાડેછે તેમ.[4]

---

૧ પેહેલવી સરેહ મુજબ: ખાડા. વિન્દિશમેન મુજબ: રસ્તા. સ્પિગેલ મુજબ: પુલ. આ ફરમાનની મતલબ, કદાચ, તોખમો, મેલવા માટે જમીનને ખોડવાની હશે.

૨ અને નહીં કે (કૅાસોવિકસ કહે છે તેમ) તેમને અંદર જબરીથી દાખલ કર, કારણકે અહીં સવાલ માત્ર તોખમોનોછે. આગલા વાકયમાં મલતો 'ઊપબર' અથવા 'બર' શબ્દ અહીં પુરો પાડવાની જરૂરછે.

૩ એ ફકરો પણ મુશ્કેલ છે, એમાં ક્રિયાપદ ખોહોવાયું છે. 'મરેઁજુ' સાથે સરખાવો ફારસી: મર્જુ. અહીં 'રઓચન'નો અરથ બારીનો મુદલ નથી અને માત્ર રોશણીનો છે. (૧૩૦)મા ફકરામાં જે રોશ્ણીનો સવાલ છે તે એ હોવી જોઇએ.

૪ એવું દીસેછે કે, (૯૬) અને (૯૭) માં વાકયોની વચ્ચેથી કાંઇ નીકલી ગયું છે કારણ કે, જે ખુલાસો અહુરમજદ કરેછે તે થોડોજ પુરતો છે. પરંતુ યિમ માટે તે ખુલાસો પુરતો થયો હોય, જો હાલના ઇરાંનીઓના રેવાજો ઉપરથી કોઇ વીચાર બાંધે તો, કે જેઓ માનર કાચી ઇંટો વાપરે છે. ફ્લૅન્દિન કહેછે કે, તેઓ પોતાની નદિઓમાંના કાદવ વટી ઘર બાંધેછે. એ પ્રખ્યાત મુસાફર ઇસફહાંનમાં પોતાની મુસાફરીને દરમયાન રહ્યો હતો ત્યારે ચાર દીવસની રેલથી ઘરોની મોટી સંખ્યા ભાગી પડી હતી. (જુઓ ફ્લૅન્દિનની *Voyages en Perse* પાનું ૧૩૬, ૨૩૪.)

૩૩ (૯૭) એ ઊપરથી યિમએ ચાર બાજુઓમાંની હરેક 'ચરૈતુશ' ના જેટલી લાંબી એવો એક* 'વર' બનાવ્યો;

[૩૩-૩૮ (૯૮-૧૨૮) આ ફકરાઓના તરજુમા માટે જુઓ ૨૫-૩૦ (૬૨-૯૨) ફકરાઓનો તરજુમો. આ પાછલા ફકરાઓમાં જયાં 'તું બનાવ,' 'તું લઇ જા,' 'ત્યાં થાય' 'તું બાંધ' એવા શબ્દો આવે ત્યાં 'તેણે બનાવ્યો,' 'તે લઇ ગયો,' 'ત્યાં હતું' 'તેણે બાંધયું' એવા શબ્દો વાપરવા.] [1]

૩૯ (૧૨૯) દેખાતી દુન્યાના પેદા કરનાર,ઑ પવિત્ર મિનો! (૧૩૦) યિમએ બનાવેલા 'વર'માં જે રોશણીઓ પ્રકાશે છે તે કેવા પ્રકારની છે?

૪૦ (૧૩૧) અહુરમજદએ જવાબ દીધો: (એક) ત્યાં પોતાની મેલે હૈયાતો ધરાવતો (રોશણી છે), (બીજી રોશણીઓ) પેદા કરેલી છે. "મૂળ વિનાની સઘલી રોશણીઓ ઊંચે (આકાશ તરફથી) પ્રકાશેછે; પેદા કરેલી રોશણીઓ નીચેથી પ્રકાશે છે અને 'વર'ના માંહેલા ભાગમાં (તે પોતાની રોશણી ફૂંકે છે.)" (૧૩૨) ('વર'માંના રેહેવાસીઓને) તારાઓ, ચંદ્ર અને સુરજ તેમના ઉગવા વખતે તથા તેમની કુંચવેલાએ સઘલાં

---

૧ (૧૨૭) મા ફકરા મુજબ યિમ 'વર' ની જમીનમાં એક બાજુએ ૧૦૦૦, બીજી બાજુએ ૬૦૦ અને ત્રીજી બાજુએ ૩૦૦ તોખમો દાખલ કરેછે. 'તઓખ્મ' એટલે ઝાડપાંનોનાં, માણસોનાં અથવા જનાવરોનાં બીજ. યિમ તેને દેખાડેલી રીત મુજબ પોતાનાં હલવટી એ બીજને જમીનમાં દાખલ કરેછે. આ બીના ઘણી અજાએબ જેવી છે, પણ તે અવસ્તાને લગતોજ વીચાર છે અને તે 'કાંસ' સમુદ્રમાં મેલાયલાં જરથુશ્ત્રનાં તોખમને લગતી વાતને મલતી છે કે જેમાંથી હજારો વરસ પછી અશોઇની પાછી સ્થાપના કરનાર એક પેગમ્બર ઊત્તપન્ન થશે. (યશ્ત ૧૩ મી ફકરો ૬૨ મો.) એજ રીતે ગયો મૅરૅતન (ગયો મર્દ) નું તોખમ જમીનમાં પડયું હતું જેમાંથી માણસ જાતનાં પ્રથમ માબાપ ઉત્તપન્ન થયાં હતાં, (જુઓ બુન્દેહેશ પ્રકારણ ૧૬મું) અને તે આ ફરગૅદમાં જણાવેલાં તોખમ મુજબ ૪૦ વરસે બન્યું હતું; ચોકસ પક્ષીઓ પણ માણસોની માફક જમીનમાં પોતાનાં તોખમ નાખતાં જણાવવામાં આવેછે.

સાથે દીસે છે.[1] (૧૩૩) તેમને (યાને 'વર'માંનાં લોકોને) એક વરસ માત્ર એક દાહાડા જેવું છે.[2]

૪૧ (૧૩૪) દર ચાલીસ વરસે માણસ જાતનું દરેક જોડું બે માણસોનો—એક છોડી અને એક છોકરાની જોડીનો—જનમ આપે છે. (૧૩૫) (ત્યાં) તમામ પ્રકારનાં પ્રાણીઓમાં એમજ બને છે. (૧૩૬) અને આ માણસો યિમએ બનાવેલા 'વર'માં ઘણીજ સુખી જીંદગી ભોગવે છે.

૪૨ (૧૩૭) દેખઈતી દુન્યાના પેદા કરનાર, ઓ પવિત્ર મિનો! (૧૩૮) યિમએ બાંધેલા આ 'વર'માં મજદયસ્નની દીન કોણે ફેલાવી? (૧૩૯) અહુરમજ્દએ જવાબ વાળ્યો: ઓ જરથુશ્ત્ર! કર્ષિપ્ત[3] પક્ષિએ.

૪૩ (૧૪૦) દેખઈતી દુન્યાના પેદા કરનાર, ઓ પવિત્ર મિનો! (૧૪૧) ત્યાંનો પાદશાહ અને દીનનો સરદાર કોણ છે? (૧૪૨) અહુમજ્દએ જવાબ વાળ્યો: (૧૪૩) ઊર્વતત્-નરો[4] અને તું, ઓ અશો જરથુશ્ત્ર![5]

---

૧. તેઓ હંમેશ દૃષ્ટિમર્યાદા ઉપર ભેગાં હોય છે. 'કુંચ' : 'સધય' નો અરથ કાંઇ પડી ભાગવું અથવા અસ્ત પામવું થતો નથી પણ, તેનો અરથ 'કુંચ' થાય છે.

૨ મૂળ અરથ : જે વરસ છે તે એક દિવસ હોય એમ તેઓ ધારે છે; પૃથિવ વરસમાં એકજ ચકાવો લે છે.

૩. 'પક્ષીઓનો રાજા' એને બુન્દેહેશમાં કહ્યો છે. એ કેતાબનાં જણાવવા મુજબ પક્ષીઓની ભાષામાં તેણે દીન ફેલાવી હતી. નોહાનાં 'આરક' ને લગતાં બબુતરની તે યાદ આપે છે. (બુન્દેહેશ ૨૪ અને ૧૯, મીનો ખીરેદ ૫૯ મું પ્રકરણ.) કેટલાકો એને રોશણી સમજે છે.

૪. ઉર્વતત્-નરો એ બુન્દેહેશ મુજબ જરથુશ્ત્રના ત્રીજા પુત્રનું નામ છે. એહુતોના વરગના પીતા અને સ્થાપનાર દાખલ તેને લેખવામાં આવે છે. આ (૧૪૩) મો ફકરો તેને 'વર'ના પાદશાહ તરીકે દેખાડે છે, જ્યારે તેનો પીતા ત્યાંનો ધર્મગુરૂ છે. જુઓ બુન્દેહેશ પ્રકરણ ૩૦ મું ફકરો ૪ થો. યજશ્નેના ૧૯ મા હાનો દિબાચો સરખાવો.

૫. (૧૨૯) થી (૧૪૩) સુધીના ફકરાઓને કેટલાકો રદ કરે છે એવાં કારણથી કે તે પછવાડેના ઘુસાડેલા છે. એ વિચારને વાજબીપણું એથી મળ-

# ૩૦

## ફર્ગરદ ૩.

જમીનને ઘણીજ ખુશ કરનારી ચીજો અને બનાવો (૧—૨૦, ૩૭—૧૨૧).—જમીનને ઘણીજ નાપસંદ જગાઓ અને કાંમો (૨૦—૩૭).—ચોકસ ગુનાહો માટે ફરમાવેલી તોજેશા. (૪૪—૭૧, ૧૨૨—૧૩૭).

આ ફર્ગરદ આપણને જે નીશાંનો આપે છે તે ત્રણ મુખ્ય મતલબોની છે : મજદયસ્નની દીનના રેવાજો, ગુજરેલાંઓની લાસોને ઠેકાણે પાડવાની રીત અને ખેતરોની ખેતી. આ પ્રકરણના આ મુખ્ય ભાગો સાથે બે ફકરાઓ આવેછે જે તેને બેગાંના છે, જેઓ ચાલુ વિચારોની વચ્ચે એકદમ આવી ખલલ કરેછે : (૪૪–૭૧) અને (૧૩૭–૧૫૧). આ છેલા (૧૩૭–૧૫૧) માં ફકરાઓથી લખનાર ખુલી રીતે આગલ જણાવેલા ફતવાઓની વિરૂદ્ધ જાયછે. તેમાં જે ફતવા બતાવ્યા છે તે પ્રથમ જરથોસ્તી મહજબને લગતા નથી.

આ ફરમાનોની કેટલીક વીગતો માત્ર બચ્ચાં સરીખી અને વલી હસવા જેવી છે એ નાપાડી શકાશે નહીં. પરંતુ ચોકસ દરજજે તેનો બચાવ થઇ શકે. ધારા શાસ્ત્રીની ઘણું કરીને એવી ખાહેશ છે કે, તેની પ્રજાને ભટકતી જીંદગી, અનીતીની જીંદગી અને પડોશીઓ ઊપર લુંટફાટ કરવાથી અટકાવવી, અને તેને સુધારવા માટે તેને ખેતી ઊપર તથા ઊપયોગી જનાવરોની સંભાલ ઊપર લગાડવા સિવાયનો બીજો કોઈ ઉપાય તે જોઇ શકયો નહીં. એ મતલબ પાર પાડવા માટે તેણે ખેતરોની ખેતીને ધર્મ સંબંધી ધાસ્તીની ચોકી હેઠલ મેલવા ઇચ્છયું. તે આ નેમમાં એટલો બધો ફતે-

---

તું દીસે છે કે તેમાં જરથુશ્ત્ર અને તેનો પુત્ર ભાગ બજાવે છે. જે જગાએ અથવા ચીજ ઉપર એ સુધારકની સત્તા દેખાતી નથી તેને માટે તેના સાગેરદોનાં મન ઉપર કેવી ધાસ્તી અસર કરે છે તે આપણને એમાં માલમ પડે છે.

આ લખાણ એકજ કરતાનું છે અને તે અસલી દંતકથાઓ રજુ કરે છે, પણ તેમને જરથુશ્ત્રના જમાનામાં લાવી મેલવાને માટે સરૂઆતના અને છેડેના ભાગો તેમાં ઉમેરયા છે.

હમંદ નીવડયો કે, તેના સાગેરદોમાં આજ સુધી તેણે તેમનામાં ઉત્તપન્ન કરાવેલી વલાણ જલવાઈ રહીછે. (જુઓ શાદિન. ભાગ ૯મો પાનું ૧૩૫.)

વચમાં ઘુસેલા ફકરાઓમાંનો પેહેલો (૪૪-૭૧) એ અસંપુરણ રીતે ગોઠવેલા કકડાઓનો બનયો છે (૪૪-૬૪ અને ૬૬-૭૧.) (૬૬) મો ફકરો જેમાં દેહાત દંડની સજા ફરમાવેલી છે તે ૯ મી ફર્ગરદના (૧૮૦) મા ફકરામાં પાછો ઉત્તપન્ન કરયો છે, જ્યાં તેની જગા દેખ્યાતી લાયક છે.

(૧૨૫) મા ફકરામાં પેહેલીવાર મજદયસ્ની ધરમને લગતાં તાજ્યનાં બે મુખ્ય હથ્યારો માલમ પડેછે: પરોણી અને 'સરઓષોચરન' (સરઓષનું હથ્યાર,) એક જાતનું જાડું અને મજબુત માથાં ભાંગવાનું હથ્યાર. જો આપણને આંક વેતીલ, હાઉગ, દુનકર, જોલી અને બીજાઓ કહે છે તે માનવાની જરૂર હોય તો આ હથ્યારો ગુનેહગારોને મારવા માટે ઠરાવેલાં છે; પણ સ્પીગેલ અને યુશતી મુજબ નુકશાનકારક પ્રાણીઓને મારી નાખવા માટેનાં તે છે. આ બીજો અરથ સ્વીકારી શકાય એમ અમને દીસેછે. પેહેલા અરથનો ટેકો તદન હાલના વપરાસ ઉપર, 'પૅષોતનુશના' નહીં સ્વીકારી શકાય એવા અરથ (=પીઠ) ઉપર, અને મુખ્ય કરી બે ફકરાઓ ઉપર છે કે જેમાં નુકશાનકારક ઈત્યાદી જનાવરોનો નાશ કરવાનાં ફરમાન ઊપરાંત વલી આ હથ્યારોનો વપરાસ ફરમાવ્યો છે. આ હથ્યારોના ખાસ ઊપયોગનાં સંબંધમાં એ બીના કાંઈબી પુરવાર કરતી નથી એમ સેહેલથી વીચારી શકાશે; એમાંથી કાંઈબી ચોક્સ સાર ખેંચી શકાતો નથી. પ્રથમ તો એ જાતની શરીર ઊપર ફટકા મારવાની સજા કદી વપરાતી ન હતી, કારણ કે તે બીના તો જરથોસ્તી ધર્મના મૂળતત્વની વીરૂદ્ધ છે; માણસનાં શરીર ઊપર પોહોંચાડેલી ઇજા તો માત્ર દેવોનેજ ખુશી કરી તથા મદદ કરી શકે. વલી ઘણીજ હલકી તેમજ એક કુદરતી સાદી કસુરને માટેબી કેટલીકવાર એ ફટકા મારવા જોઇએ છે અને વારેઘડયે આ ફટકાઓની સંખ્યા એટલી મોટી કરવામાં આવેછે કે, તેને ટેકો આપવો અશક્ય છે. (૧૦૦૦ ફટકા જાડાં અને મજબુત હથયારથી અને ૧૦૦૦ ફટકા લોખંડના ધારવાલાં હથયારથી!) ૧૮મી ફર્ગરદના ૧૪૬ અને ૧૪૭મા ફકરાઓને સરખાવવાથી માલમ પડેછે કે જે ક્રિયાપદનો અરથ 'મારવું' કરવામાં આવેછે તેનો કરતા ગુનેહગાર પોતેજ છે અને આ ક્રિયાપદ મૂળભેદમાં હોવાથી, ગુનેહગારે પોતે પોતાને મારવું જોઈયે એ વિચારને ટેકો આપી શકાય નહી. વળી પેહેલવી તરજુમો અમારા અભીપરાયની તરફેણમાં છે. 'પૅષોતનુયે' શબ્દનો અરથ તેમાં: તે 'ગુનેહગારને માટે,' અને નહીં કે, 'તે ગુનેહગારનાં શરીર' ઉપર કરવામાં આવ્યોછે (જો 'પૅષોત-

નુશ્' કર્મ વિભકતીમાં હોય તોજ પાછલો અરથ થઇ શકે.) વળી ફકરાઓ સાથે સંખ્યા બતવનાર નામને કશો સંબંધ નથી, પણ તે એક ગુપ્ત શબ્દ સાથે સંબંધ ધરાવેછે જેનો અરથ મારી નાખવા લાયક જનાવરોનો વધારે સારી રીતે થઇ શકે. વળી આ બીના વધારી શકાય કે, 'ઊપાજ,' શબ્દનો જે અરથ બની શકે એવોછે તે માત્ર 'લાવવા'નો (એટલે કે મારી નાખેલાં જનાવરો ધરમગુરૂ આગળ 'લાવવાનો') અને નહીં કે, 'મારવા'નોછે. સામાન્યનોના વખતમાં તેમજ તેનેથી વધુ આગળના વખતમાં આ જુદી જુદી સજાઓની જગાએ જુદી જુદી કીંમતનો દંડ ઠરાવવામાં આવયો હતો. ગુનાહોની કાયદાસર આંકણી કરી દંડ ઠરાવવામાં આવતો હતો, પણ નહીં માફ કરી શકાય એવા ગુનાહોમાં એ સજા વપરાતી ન હતી. આ પ્રકરણનો છેડેનો ભાગ મજદયસની સુધારાની પડી ભાગેલી હાલત બતાવેછે; પવીત્ર દીન સઘલા ગુનાહ ભુંસીવાલતી તેમાં દેખાડી છે. આવી ઢીલી હાલતને માત્ર નીચે જણાવેલું (રેવાયતનું) લખાણુજ મોટું રૂપ આપેછે. રેવાયત મુજબ તો મજદયસ્ની ધરમગુરૂઓ આગલ ગુનાહનો એકરાર (પતેત) કરવો અને ફરમાવેલી તોજેશ કરવી એ પુરતું છે. વલી ખુદ દસ્તુરની હાજરીનીબી જરૂર નથી; જયાં દસ્તુર ન હોય ત્યાં દસ્તુરે ઠરાવેલો એક બેહેદીન પણ એ કામ બજાવી શકે. ગુનાહોમાંથી સ્વચ્છ થવાની એ કરતાં વધુ સેહેલી રીત છેડે સુધી વંદીદાદ ભણવાની અથવા ભણાવવાની છે અને ત્યાર બાદ એક બીજી રેવાયત મુજબ, જેમ એક સખત પવન મેદાનમાંની ધુલ ઊંચકી લેઇ તેને સાફ કરી નાખેછે તેમ તેનું અંતઃકરણ ગુનાહોથી સાફ થઇ જાયછે.

## ૩.

૧. (૧) હાકમંદ દુનયાના પેદા કરનાર ઓ અશો (૨) પ્રથમ કેઇ જગા છે જે જમીનને ઘણીજ ખુશી[1] ઊત્તપન્ન કરે છે? (૩-૪-૫) અહુરમજદએ જવાબ દીધો: ઓ અશો જરથુશ્ત્ર, તે તે જગા છે જ્યાં એક પ્રમાણીક માણસ[2] હાથમાં આતશને ભેટ આપવાનું

---

૧. પેહેલવી સરેહ કરનાર એનો આ મુજબ અરથ કરે છે: મિનોઇ જમીનને (જમીનના ફરેસ્તાને) સઘલાં સંકતમાં કઇ જગા શાંતી આપે છે?

૨. એ ફકરામાં જે જણસો વરણવી છે તે ઉપરથી ખુલ્લુ દીસે છે કે, અહીં જે સવાલ છે તે યજશ્નેની ક્રીયાઓને લગતો અને તેટલા માટે

હુખ્ત, બરસ્મન્ (બર્સમ,) ફુલ્યું (જીવામનો તશ્તો) અને ખાંડણી (હોમ કુટવાની હાવનિ) પકડીને, સુલેહ ભરેલા,[1] દિનને અનુસરતા આ કલામો ભણતો દેખાત દેઃ બાહોલાં ખેતરોવાળા મિથ્રને અને રામ ખ્વાસ્ત્રને[2] હું આરાધું છું.

૨ (૬) હાડમંદ દુન્યાના પેદા કરનાર, ઓ પવિત્ર મિનો! (૭) બીજી કેઈ જગા છે જે જમીનને ઘણીજ મોટી ખુશી ઉત્તપન્ન કરાવેછે? (૮-૯) અહુરમજદએ જવાબ દીધો: આતશવાળું, ગોસપન્દોવાળું,[3] બાનુઓ, બાલકો અને ઊત્તમ પુરૂશોનાં ટોળાં વાલું એક પ્રમાણીક માણુસનું ઘર જયાં આવેલું હોય તે જગા.

૩ (૧૦) પછી ત્યાં તેનાં ઘરમાં ગોસપન્દોની, પવીત્રાઇની, ઘાસ ચારની, કુત્રાઓની, બાનુઓની, જુવાનયાઓની, આતશોની, સઘલી પ્રકારનાં સુખની પુશ્કલતા[4] હોયછે.

---

ભાવ એક જરથોસ્તી ધરમ ગુરૂને લગતો છે.—ફુલ્યું: પેહેલ્વી તરજુમામાં એ અરથ કરવામાં આવેલો છે. એના અસલ એકત્રયન શબ્દનો અરથ ગાયનું દુધ થઈ શકે; કદાચ અહીં જે સવાલ છે તે યજશનેમાં આરાધવાનું દુધ મેલવા માટેનાં ફુલ્યાંને લગતો છે.

૧ સુલેહ ભરેલી બાશપતોનો અહુરનાં બેહેસ્તમાં ખાસ બદલો મલે છે એમ અર્દાવિરાફનામેહમાં આપણે શીખયે છીયે. ફારસીમાં એને મળતો એક ફકરો 'અજ રોએ આફ્તિ' છે. હાઊગ કહે છે કે, 'આફ્રિત' શબ્દ દહુમાનનાં આફ્રીનગાંનને લગતો છે અને તેની મતલબ એવી છે કે એ આફ્રીનગાંન ભણતો તે ચાલે.

૨. એ મિથ્રનો સોબતી અને હવાનો ફરેસ્તોછેઃ તે ખોરાકીને સ્વાદ અને લેહેજત આપેછે. કોઇ સવાલ ઊઠાવશે કે અહીં આ બે ફરેસ્તાઓનું ખાસ નામ દેવાની શું જરૂર? શું એનું કારણ એમ હશે કે, મિથ્ર જમીનને ગરમી આપી તેને ફલદરૂપ કરે છે અને રામખ્વાસ્ત્ર જમીનની ઊતપત્તીને પસંદ પડતા સ્વાદની અને પુશ્તીકારક બનાવે છે?

૧. પેહેલ્વી ગોસ્પૅન્દહૂમન્દ; શરખાવો હાદોખ્ત નસ્ક પ્રકરણ ૩જું ફકરો ૩૫ મો.

૨. પેહેલ્વી પંજ પતપન.

૪ (૧૧) હાડમંદ દુન્યાના પેદા કરનાર, ઓ પવીત્ર મીનો ! (૧૨) ત્રીજી કઈ જગા છે જે જમીનને ઘણીજ મોટી ખુશી ઊત્તપન્ન કરાવેછે ? (૧૩) અહુરમજ્દએ જવાબ દીધો: તે જગા તે છેકે જ્યાં અનાજની, વનસ્પતીની, ઘાસચારાની અને ફલવાળાં ઝાડપાનોની ઘણીજ ખેતી થાયછે; (૧૪) જ્યાં સુકી જમીનને પાણી પાવામાં આવેછે અને ભીનાશવાળી (જમીન)ને સુકી કરવામાં આવેછે [ યાને કુવા તલાવો બંધાયછે તથા 'ઇરીગેશન' થાય છે.]

૫ (૧૫) હાડમંદ દુન્યાના પેદા કરનાર, ઓ પવિત્ર મિનો ! (૧૬) ચોથી કઈ જગા છે જે જમીનને ઘણીજ મોટી ખુશી ઊત્તપન્ન કરાવે છે ? (૧૭) અહુરમજ્દએ જવાબ દીધો: તે જગા તે છે કે જ્યાં પશુઓ અને ઢોરો પુશકલ ઊત્તપન્ન થાય છે.

૬ (૧૮) હાડમંદ દુન્યાના પેદા કરનાર ઓ પવિત્ર મિનો ! (૧૯) પાંચમી કઈ જગા છે જે જમીનને ઘણીજ મોટી ખુશી ઉત્તપન્ન કરાવેછે ? (૨૦) અહુરમજ્દએ જવાબ દીધો: તે જગા તે છે કે જ્યાં ઢોરો અને પશુઓ મોટા જત્થામાં મુત્રેછે.

૭. (૨૧) હાડમંદ દુન્યાના પેદા કરનાર ઓ પવિત્ર મિનો ! (૨૨) પ્રથમ કઈ જગા છે જે જમીનને ઘણીજ દલગીરી ઉપજાવે છે. (૨૩) અહુરમજ્દએ જવાબ દીધો : તે જગા તે છે કે જયાં 'અરેજુર'[1] પાહાડ છે, (૨૪) કે જયાં દેવો દ્રુજે[2]નાં ગુફામાંથી (નીકલીને) ભેગા થવા આવે છે.

---

૧ અરૅજુર એ એક પાહડનું નામ છે જેને ઇરાંની દંતકથા દોજખના દરવાજા તરફ મેલે છે (જુઓ બુનદેહેશ) અરદાવિરાફનામેહમાં તેને દોજખના ખાડામાં પડવાનો દરવાજો ગણ્યોછે. ઇરાંન અથવા ઐર્યાનેને લગતી એક જગા ઊપરથી એને એ નામ મલ્યું હોય એમ બનવા જોગછે કે જે જગાના બીહામણા દેખાવે દોજખના ખાડાનો ખ્યાલ એ લોકોને આપ્યો હોય; એ જગા ઐર્યાનેની વાયવ્ય કોણ ભણી હોવી જોઇએ.

૨ અથવા વધારે સારી રીતે આહુરિમન (સરખાવો યજશ્નેનો ૪૫ મો ફકરો ૯). આહુરિમનનો મુદ્દો દોજખ છે.

૮ (૨૫) હાડમંદ દુન્યાના પેદા કરનાર, ઓ પવિત્ર મિનો !(૨૬) બીજી કઇ જગા છે જે જમીનને ઘણીજ દલગીરી ઉપજાવે છે ? (૨૭) અહુરમજદએ જવાબ દીધો : તે જગા તે છે કે જ્યાં મુવેલાં કુતરાંઓ તથા માણસો મોટી સંખ્યામા દતાયલાં હોય.

૯ (૨૮) હાડમંદ દુન્યાના પેદા કરનાર, ઓ પાવેત્ર મિનો ! (૨૯) ત્રીજી કંઇ જગા છે જે જમીન ઘણીજ દલગીરી ઊપજાવે છે ! (૩૦) અહુરમજદએ જવાબ દીધો : તે જગા તે છે કે જ્યાં પુશ્કલ 'દખમાઓ '[1] ઊભાં કરેલાં હોય છે કે જેમાં માણસોની લાસો મેલેલી હોય છે.

૧૦ (૩૧) હાડમંદ દુન્યાના પેદા કરનાર, ઓ પવિત્ર મિનો ! (૩૨) ચોથી કઇ જગા છે જે જમીનને ઘણીજ દલગીરી ઊપજાવે છે ? (૩૩) અહુરમજદએ જવાબ દીધો : તે જગા તે છે કે જ્યાં અહ્રેમઇશ્નનાં પ્રાણીઓને છુપાઇ બેસવાની પુશકલ જગાઓ હોય.

૧૧ (૩૪) હાડમંદ દુન્યાના પેદા કરનાર, ઓ પવિત્ર મિનો ! (૩૫) પાંચમી કઈ જગાછે જે જમીનને ઘણીજ દલગીરી ઊપજાવે છે ! (૩૬) અહુરમજદએ જવાબ દીધો : ઓ ઘણાજ અશો જરથુશ્ત્ર ! તે જગા તે છે કે જ્યાં એક મરદની ઓરત અને છોકરાં અટકાવ કરેલા મારગ ઊપર ચાલે છે ;(૩૭) (જે રસ્તો) ધુલથી ઢંકાયલો વેરાન હોય છે (જ્યાં) મોટે અવાજે તેઓ વીલાપ કરે છે. [2]

---

[ ૧ આ 'દખમા'ને પ્રોફેસર હાર્લે અને બીજા કેટલાક યુરોપ્યન તરજુમો કરનારાઓ ભુલથી આપણું હાલનું સાધારણ 'દખમું' સમજે છે. એ ભુલનું કારણ આપણે પોતેજ છીયે કારણ કે આપણે જે નામ વાપરયે છીયે તે જેને આપણે 'દખમું' કહ્યે છીયે તેને લાગુ પડતું નથી. દાક્તર હાઊગ વાજબી રીતે એનો અરથ 'ઘોર' કરેછે.—તરજુમો કરનાર. ]

૨ સ્પીગૅલ અને યુસ્તી ધારેછે કે, સેમેતિક લોકો પોતાનાં ગુજરેલાંઓની આસપાસ મોટી રડાકુત કરી મોહોડે માથે ધુલ ભરેછે તેને લગતો ઇસારો અતરે કરયોછે, પણ એમાં તે વીચારને ટેકો આપે એવું કાંઈ નથી. વલી તેઓ જણાવેછે કે, હિંદુઓના કાયદામાં પણ એવા વીલાપ સામે બંધી

૧૨ (૩૮) હાડમંદ દુન્યાના પેદા કરનાર, ઓ પવિત્ર મિનો! (૩૯) પ્રથમ કોણછે કે જે જમીનને અતીશે ખુશાલી ઊપજાવેછે,? (૪૦) અહુરમજદએ જવાબ દીધો: જે જગાએ મુએલાં કુતરાંઓ તથા માણસો દતાયલાં હોય તેમાંથી જે કોઇ તેમની ઘણીજ સંખ્યાને ખોડી કાહાડે તે.

૧૩ (૪૧) હાડમંદ દુન્યાના પેદા કરનાર, ઓ પવિત્ર મિનો! (૪૨) બીજો કોણ છે કે જે જમીનને અતીશે ખુશાલી ઉપજાવે છે? (૪૩) અહુરમજદએ જવાબ દીધો: 'દખ્માઓ' (યાને ધોરસ્થાનો) જેમાં માણસોની લાસો મેલાયલી હોય છે તેમને મોટી સંખ્યામાં જે કોઇ ભાંગી નાખેછે અને ખોદી નાખેછે તે.

૧૪ (૪૪) એકલો માણસ એક ગુજરેલાંની લાસને કદીબી ઊંચકી જાય નહીં. (૪૫) અગરજો કોઇ શખ્સ એકલો લાસને ઊંચકી જાય તો (૪૬) નસુશ તેનામાં નાક, આંખો, જુબાન, કાનો, મરદના છુપા ભાગ, તથા ગાંડ વાટે દાખલ થાય છે. [1] (૪૭) તે દ્રુજે નસુશ, નખ ઊપર ધસારો કરેછે. (૪૮) અને પછી (તેવા માણસ) હંમેશ સુધીનો અપવિત્ર થાય છે. [2]

---

કરીએ. (જુઓ યજ્ઞવલ્કય ૩.૧૧) પણ તોબી એમ પુરવાર કરવાની જરૂર છે કે, (૩૭) મા ફકરો એ રેવાજને લાગુ પડેછે. વન્દીદાદ પરદામાં રહીને અને આડકતરી રીતે એ રેવાજને નાપસંદ કરેછે એમ ધારવું જ જોઇએ. એટલા માટે વધારે સંભવીત એ લાગેછે કે, જે ખરાબ ચાલનાં માણસોને તેમનાં કુટુંબોએ રદ કરયાં હોય (કાહાડી મેલયાં હોય) તેમની કંગાલ જીંદગી એમાં ચીતારવામાં આવીછે. [ એરવદ રબાદી આ બાબદમાં બે ખુલાસા આપેછે: એક ખુલાસો શરામેલ અમે પુરતીને મલતો છે અને બીજો એકે, કોઇ લશકર મોટો હુમલો લઇ આવે તેવારે માણસો અને ઓસપનદો નાહાસવા માડે અને તે વેલા રેતાલ જમીન પસાર કરતાં રેતીનો તાપ ન ખમાવાથી પોકાર કરે તે માટેની એ બીના છે.—તરજુમો કરનાર.]

૧. આ ફકરાનો અરથ એમ પણ થઇ શકે. ગુજરેલાંનાં નાક, આંખ, વગેરેમાંથી નસુશ નીકલીને લઇ જનારમાં દાખલ થાયછે.

૨. [પેહેલથી સરેહ કરનાર ખુલાસો કરેછે કે, લાસને ઓછામાં ઓછાં બે માણસોએ પેવંદ પકડીને ઊચકવી. જો હમેલદાર ઓરતની લાસ

૧૫ (૪૯) હાડમંદ દુન્યાના પેદા કરનાર, ઓ પવિત્ર મિનો! જે કોઈ (એકલો)[1] ગુજરેલાંની લાસને ઊંચકી ગયો હોય તેની જગા-કયાં થવી જોઈએ? (૫૧) અહુરમજદએ જવાબ દીધો: એ જગા આ મુજબની હોવી જોઈએ—ઘણીજ સુકી અને મુદલ ઝાડપાનવીનાની જ-મીન, (૫૨) જે જમીન ઘણીજ સ્વચ્છ અને ઘણીજ સુકી હોય, (૫૩–૫૪) જયાં પશુઓ અને ઢોરો, અહુરમજદનો આતશ, પવિત્ર ક્રિયા મુજબ ગોઠવીને પાંથરેલી બરસમ અને અશો મરદ ઘણાંજ કવ-ચીત આવજાવ કરે.

૧૬ (૫૫) હાડમંદ દુન્યાના પેદા કરનાર, ઓ પવિત્ર મિનો! (૫૬) આતશથી કેટલે દુર, પાણીથી કેટલે દુર, ગોઠવીને પાંથરેલી બર-સમથી કેટલે દુર, અશો મરદથી કેટલે દુર (તે જગા હોવી જોઈએ)?

૧૭ (૫૭) અહુરમજદએ જવાબ દીધો: આતશથી ૩૦ કદમ, પાણીથી ૩૦ કદમ, ગોઠવીને પાંથરેલી બરસમથી ૩૦ કદમ અને અશો મરદથી ૩ કદમ (દૂર તે જગા હોવી જોઈએ.)

૧૮ (૫૮) તે જમીન ઊપર તેને સઘલી તરફથી ઘેરી લેનારી એક દેવાલ ભરી લે (૫૯–૬૦–૬૧) પછી આ મજદયસ્નાનો ત્યાં ઘણાંજ સા-ધારણ અને બને એટલી થોડી સંખ્યામાં[2] વસ્ત્ર અને કપડાં પુરાં પાડે.

૧૯ (૬૩) તે જઈફ, નાતવાન[3] અથવા નામરદ થાય ત્યાં સુધી (૬૨) તે ખોરાક તે ખાય, તે કપડાં તે પેહેરે.

---

હોય તો ચાર જણે ઊચકવી જોઇએ. લાસને એકલો ઉચકનાર ઘણી રીમન થાયછે અને તે કદી પવીત્ર થઈ શકતો નથી. વળી સગદીદ થવા વીના લાસને એકલો ઊંચકી જનાર શખ્સ પણ કદી પવીત્ર થઇ ન શકે એવો રીમન થાય છે અને તે મોહોતની સજાને લાયક હોય છે. પેવંદ પકડીને સગદીદ-વીનાની લાસને અડકે તો તેબી રીમન થાય છે.-તરજુમો કરનાર.]

૧. પેહેલવી તરજુમો કરનાર પણ એ શબ્દ વધારે છે.

૨. સરખાવો સંસકૃત: निरुभय्

૩. એનો અરથ પણ જઈફ થાય છે, પણ પેહેલામાં અને એમાં તફા-વત રાખેલો છે. પેહેલો શબ્દ (હનો=જઈફ, લિથુએન્યન. *Senas* ગૉ-

૨૦ (૬૪) જ્યારે તે જઈફ, નામરદ અથવા અશક્ત થાય (૬૫) ત્યારે મજદયસ્નાનો તેને એક પાહાડનાં શીખર ઊપર કૌવતથી, ઉતાવળથી અને દીનને અનુસરતી રીતે મેલે. (૬૬) તેઓ તેનું માથું કાપી નાખે અને તેની લાસને સ્પૅન્તમઇન્યુશ[1]નાં હેથી પ્રાણીઓને, માંસ ખાનારાં પક્ષીઓને, કહર્કાસો (ગીધો) ને આપે.

૨૧ (૬૭) (તેનું માથું કાપી નાખતાં) આ મુજબ બોલે : એ માણસે વિચારમાં સુખનમાં અને કામોમાં જે બુરૂં કર્યું છે તેની તોજેશ તે કરે છે. (૬૮) જો તેણે એ સોવાય બીજાંબી ગુનાહ ભરેલાં કામો કરયાં હોય તો (૬૯) તેને (થયલી) તોજેશ તેને ઢાંકી નાખે છે. (૭૦) જો તેણે બીજાં ગુનાહ ભરેલાં કામ કરયાં ન હોય (૭૧) તો (તે શખસે જે કર્યું છે) તે હંમેશ સુધી, જાહુક સુધી ભુંસાઈ જાય છે.[2]

૨૨ (૭૨) હાડમંદ દુન્યાના પેદા કરનાર, ઓ પવિત્ર મિનો! (૭૩) ત્રીજો કોણ છે જે જમીનને અતીશે ખુશાલી ઊપજાવે છે? (૭૪)

---

થિક : *Sins* ઇત્યાદી) લાબી મુદત બતાવે છે (સરખાવો સંસ્કૃત ज्ञा નાત).—બીજો શબ્દ નાતવાંની (જરૂરે : સંસ્કૃત जट्.) પેહેલવી તરજુમો કરનાર તો 'જઈફ' નાતવાન નામરદ, ને માટે ૫૦, ૬૦ અને ૭૦ વરસની જુદી જુદી ઊંમર બતાવે છે.

૧. સ્પૅન્તમઇન્યુશ : અહુરમજદનું બીજું નામ. કેટલાકો કહે છે કે, આ ઠેકાણે સ્પૅન્તમઇન્યુશ ને બદલે અન્ગ્રેમઇન્યુશ હોવો જોઇએ, પણ તે વિચાર ભુલ ભરેલો છે. જે પક્ષી લાસથી જમીનને સાફ કરી નાખે છે તે અહુરમજદને લગતું છે. (જુઓ બુનદેહેશ.)

૨. (૬૭)થી(૭૧) સુધીના ફકરાઓ પછવાડેથી વધારેલા દીસે છે. [પેહેલવી સરેહ ઊપરથી એનો અરથ એવો સમજાય છે કે, જો લાસ એકલી ઊંચકી જનારે પોતાના એ ગુનાહ માટે તેને અલાહેદી રાખવાની જગામાં પુરતો પસ્તાવો કરયો હોય અને ત્યાર પછી તેણે કોઇ ગુનાહ કરયો ન હોય તો, તેને ગરદન મારવા પછી તે હંમેશ સુધી માફી મેલવે છે, અને પેલી દુન્યામાં તેને સજા થતી નથી; પણ જો તે પસતાવો ન કરે અને બીજા ગુનાહ કરે તો પછી તેને ઊપર જણાવયા મુજબ મારી નાખવો એટલી જ તેની આ દુન્યાની તો સજા છે, પણ પેલી દુન્યાની સજામાંથી તે છટકતો નથી.— તરજુમો કરનાર.]

અહુરમજદએ જવાબ દીધો: જે શખસ અહરેમઇન્યુશનાં પ્રાણીઓને છુપાઇ બેસવાની જગાઓનો ઘણીજ સંખ્યાનો નાશ કરેછે તે.

૨૩ (૭૫) હાદમંદ દુન્યાના પેદા કરનાર, ઓ પવિત્ર મિનો! (૭૬) ચોથો કોણ છે જે જમીનને અતીશે ખુશાલી ઊપજાવે છે? (૭૭) અહુરમજદએ જવાબ દીધો; જે શખસ પુશકલ અનાજ, વનસપતી અને ફલવાળાં ઝાડો ઊગાડે (૭૮) અને જે કોઇ સુકી જમીનને પાણી પાય અને ઘણીજ ભીનાશવાળી હોય તેને સુકી કરે તે.

૨૪ (૭૯–૮૦) જો એક જમીન જે કામદારથી ખેડી શકાય એવી હોય તે ખેડાયા વીના લાંબો વખત પડી રહે તો તે જમીન ખુશાલ નથી. (૮૧) જેઓ (તેને ખેડે છે તેમને) માટે જમીન આબાદ રેહેથાનની જગા થાય છે. (૮૨) ત્યાં જુવાન ઓરત માતા થવાની આગમચ ઘણાં સુખથી વધે છે; (૮૩) અને પછી તેઓને ઉમદા ગુણનાં ફરજંદો મલે છે.[1]

૨૫ (૮૪) ઓ અશો જરથુશ્ત્ર! જે કોઈ આ જમીનને જમના અને ડાબા હાથ વટી તથા ડાબા અને જમના હાથ વટી ખેડે છે તેને (૮૫) તે દોલત લાવી આપે છે, (૮૬) જે પ્રમાણે એક મીત્ર એક સીંગારેલી બેઠક ઉપર બેસીને એક પ્યારા મીત્રને એક દીકરો અથવા દોલત આપે છે.[2]

૨૬ (૮૭) જે કોઇ જમના અને ડાબા હાથથી, ડાબા અને જમના હાથથી જમીનને ખેડે છે, (૮૮) તેને માટે જમીન આ પ્રમાણે બોલે છે: ઓ માણસ! ડાબા અને જમના હાથથી, અને જમના તથા ડાબા હાથથી મને ખેડે તો,[3]

---

૧ આ ફકરાનો મતલબ એછે કે, જે કોઈ જમીન ખેડે છે તેનાં ઘરમાં જુવાંન ઓરત ઘણાં સુખ સાથે જોબનવંતી થાય છે અને પછી તેણી ઘણાં સારાં ફરજનદોનો જનમ આપે છે.

૨ તે મીત્ર પોતાના મીત્રને દતક દીકરો આપે છે. (સરખાવો મનુ ૯-૧૬૮) પેહેલવી તરજુમો કરનાર એવો અરથ કરે છે કે જેમ એક ઓરત પોતાના વાહાલા ભરથારને એક ખુબસુરત ફરજંદની વૃદ્ધી આપે છે.

૩ જે કોઇ પોતાથી બનતી કોશેશ કરી પુરતાં બળથી ખેતી કરે.

૨૭ (૮૯) હું હંમેશ મુલકોને ગુણગારી થઈશ, હું હંમેશ તારી-કને આવીશ, (૯૦) હું તમામ જાતની ખોરાકો, ખેતરોમાંના અનાજ ઊપરાંત બોજું જે કાંઈ હું લાવી શકું તે, હું લાવીશ.

૨૮ (૯૧) જે કોઈ, ઓ અશો જરથુસ્ત્ર ડાભા અને જમના હા-થથી, જમના અને ડાભા હાથથી જમીનને ખેડતો નથી તેને (૯૨) જ-મીન કહેછે : તું જે ડાભા અને જમના હાથથી, જમના અને ડાભા હાથથી મને ખેડતો નથી તે.

૨૯ (૯૩) તું હમેશ પોતાના પોષણ માટે ભીક્ષા આપનારાઓ સાથે બીજાઓને દરવાજે ઉભો રહેશે; (૯૪) જ્યારે તું બાહાર ઊભો હશે ત્યારે તને ભુકો થયલો ખોરાક કોઈ લાવી આપશે. (૯૫) પો-તાની પુશકલ ન્યામતોમાંથી તને તે કોઈ લાવી આપશે.

૩૦ (૯૬) હાડમંદ દુન્યાના પેદા કરનાર ઓ પવિત્ર મીનો ! (૯૭) મજ્દયસની દીનને કોણ ખીલવે છે? (૯૮) અહુરમજ્દએ જવાબ દીધો : ઊમંગ સાથે કરેલી અનાજની ખેતી.

૩૧ (૯૯) જે કોઇ અનાજ ઊત્તપન્ન કરેછે તે અશોઇ ઊત્તપન્ન કરેછે : (૧૦૦) તે મહજ્દયસ્નની દીનને ખીલવે છે. (૧૦૧) મજ્દયસ્નની દીનને તે મજબુત કરેછે, મજ્દયસ્નની દીનનું પોષણ કરેછે, (૧૦૨) જા-ણે કે સો પગથી[1] (૧૦૩) હજાર ધાવણાંથી, (૧૦૪) ક્રિયાની દશ હજાર ભેટોથી.

---

૧ આ ત્રણ (૧૦૨-૧૦૪) ફકરાઓ વિષે સરેહ કરનારા કાંઈ અજ-વાલું પાડતા નથી. સ્પીગેલ તો માત્ર તરજુમામાં અસલ જંદ શબ્દોજ— 'પધતિરતાન' ઈત્યાદી મેલેછે. પરંતુ પેહેલવી શબ્દ કોશમાં સપાતી ઊપર-થી ઘણોજ સરસ એક મારગ બતાવ્યોછે. એ ત્રણે આગલા બે ફકરાઓને (૧૦૨)મો ફકરો (૧૦૦) મા ફકરાને અને (૧૦૩) મો (૧૦૧) ને લાગુ પડેછે; તેઓ આ મુજબ અરથ દેખાડે છે; જે કોઇ અનાજ ઉત્તપન્ન કરેછે તે પવિત્ર દીનને ગોયા ૧૦૦ પગથી ટેકવેછે; જેમ એક બાલક પોતાની માતા ને ૧૦૦૦ વખત ધાવવાથી મજબુત થાયછે તેમ તેથી તે મજબુત થાયછે. —જે પ્રમાણે ક્રીયા કરેલી ૧૦૦૦૦ ભેટો ખાવાથી ચરબદાર થવાયછે તેમ તે દીન ચરબદાર બનેછે. (આબાદ થાયછે), અથવા તો આ ભેટોથી મલ તા આશીરવાદોથી તેનું વસ્ત્ર થાયછે.

૩૨ (૧૦૫) જ્યારે અનાજ કુટેછે ત્યારે દેવો કુદકા મારવા પડેછે, (૧૦૬) જ્યારે અનાજની કાપણી થાયછે ત્યારે દેવો દાંત્યાં કચકચાવે છે, (૧૦૭) જ્યારે અનાજ દલાયછે ત્યારે દેવો નાહાસવા માંડેછે, (૧૦૮) જ્યારે અનાજનો આટો ગુંડાયછે ત્યારે દેવો મરવા પડેછે; (૧૦૯) દેવો મકાનો ઊપર મુખ્ય કરી અનાજ (નીઉત્તપત્તી અટકાવવા) માટે હુમલો કરતા હોવાથી (૧૧૦) અનાજની પુરકલતા તેમને નાહાસ ભાગમાં મેલેછે કે જેમ કોઇનાં મોહોડાંને અતીશે ગરમ લોખંડથી મારવામાં આવે છે (ત્યારે તે નાહસવા માંડેછે તેમ.)

૩૩ (૧૧૧) આ માંથ્ર આ કારણ માટે ભણવો જોઇએ: (૧૧૨) ખાવા વિના કોઇબી શખસને કૌવત હોતું નથી, (૧૧૩) પવિત્રાઇ માટે જોર હોતું નથી (૧૧૪) જમીનને ચાલાકીથી ખેડવા માટે તેમજ ઘણાં છોકરાં જણવા માટે કૌવત હોતું નથી, (૧૧૫) કારણ કે તમામ હાડમંદ લોકો પોશાણથી જીવેછે, પોશણ ખોહોવાથી તમામ લોકો મરણ પામે છે.

૩૪ (૧૧૬) હાડમંદ દુન્યાના પેદા કરનાર, ઓ પવિત્ર મિનો! (૧૧૭) પાંચમું કોણછે જે જમીનને અતીશે ખુશી ઊપજાવેછે?

૩૫ (૧૧૮) અહુરમજદએ જવાબ દીધો: અશો મરદને માટે જે કોઇ જમીનને ખેડે અને પોતાનું કામ પવિત્રાઇથી સંપુરણ કરેછે. (૧૧૯) જો કોઈ પવીત્રાઇથી અને પ્રમાણીકપણે એ કામ સંપુરણ કરતો નથી તો તેને સ્પેંન્તઆર્મઇતિ (જમીન)ની છાતી ઊપરથી હાંકી કાહાડવામાં આવેછે, (૧૨૧) તીક્ષણ ઘાસથી ધંકાયલાં (૧૨૦) દોજખમાં, અંધકારમાં, વેદનાની જગામાં (તેને મેલવામાં આવે છે.)

૩૬ (૧૨૨) હાડમંદ દુન્યાના પેદા કરનાર, ઓ પવિત્ર મિનો! (૧૨૩) જો કોઈ જમીનની અંદર મુવેલાં કુત્રાં અથવા માણસોને દાટે અને અરધું વરસ સુધી તેમનેં ખોદયા વિના તેમાં રેહેવા દે તો (૧૨૪) આ (ગુનાહ)ની શું સજા હોવી જોઇએ? (૧૨૫) અહુરમજદએ જવાબ દીધો: પરોણીથી પાંચસો માર, સ્રઓષોચરનથી પાંચસો માર તે મારે.

૩૭ (૧૨૬) હાડમંદ દુન્યાના પેદા કરનાર, ઓ પવિત્ર મિનો ! (૧૨૭) જો કોઇ જમીનની અંદર મુવેલાં કુત્રાં અથવા માણસોને દાતે અને એક વરસ સુધી તેમને ખોડયા વિના તેમાં રેહેવા દે તો ( ૧૨૮ ) આ ( ગુનાહ )ની શું સજા હોવી જોઇએ ? (૧૨૯) અહુરમજ્દએ જવાબ દીધો : પરોણીથી હજાર માર સ્રઓષોચરનથી હજાર માર તે મારે.

૩૮ (૧૩૦) હાડમંદ દુન્યાના પેદા કરનાર, ઓ પવિત્ર મિનો ! (૧૩૧) જો કોઇ જમીનની અંદર મુવેલાં કુત્રાં અથવા માણસોને દાતે અને બે વરસ સુધી તેમને ખોદયા વીના તેમાં રેહેવા દે તો (૧૩૨) આ (ગુનાહ)ની શું સજા છે ? (૧૩૩) તેની તોજેશ શું છે ? (૧૩૪) તેને પવિત્ર થવાની શું રીત છે.[1]

૩૯ (૧૩૫) અહુરમજ્દએ જવાબ દીધો: તે માણસને માટે કોઇ સજા નથી, કોઇ તોજેશ નથી, તેને પવિત્ર કરવાની કોઇ રીત નથી, (૧૩૬) કારણ કે એ કામો હંમેશા અને જાહુક સુધી નહીં માફ થઇ શકે એવાં છે.

૪૦ (૧૩૭) એકવાર માટે કેવી રીતે (તેઓ તોજેશ કરી શકે) ? (૧૩૮) અગર તે શખ્સ મજ્દયસની દીન પાલનાર હોય છે અને તેને તાબે થાય છે (૧૩૯) અગર તે એ દીન પાલતો નથી અથવા તેને તાબે થતો નથી (તે જાણવાનો પ્રથમ જરૂર છે.)[1] કારણ કે જેઓ પવિત્ર દીન પાલે છે અને તેને તાબે થાય છે તેમનો ગુનાહ ધોવાઇ જાય છે. (૧૪૧) જો તેઓ બીજાં ગુનાહ ભરેલાં કામો કરે નહી તો.[2]

---

૧ [ પેહેલવી તરજુમો કરનાર સરેહ કરે છે કે, એક શખ્સ અવસ્તાના અભયાસથી માહીતગાર હોય અને તે જાણતો હોય કે, લાસને જમીનમાં દાતવી ગુનાહ ભરીછે, પણ એમ છતાં તે કોઇ આફતને વખતે પાણીમાં તથા આતશમાં ધસડાઇ જતાં તેને અટકાવવા માટેના વીચારથી દાતે અને આફત પુરી થવા પછી તે પાછી ખોદી કાહાડી તેને ખુરશેદની ગરસની કરે તો તેમાં ગુનાહ નથી. સગદીદ કરતી વખતે લાસનાં મોહોડાં ઉપર કશો પરડો ન હોય તેની સંભાલ રાખવી, મોહોડાં ઉપર કાચ જેવો પારદરશક પરડો હોય ને સગદીદ કરે તો તેબી રદ છે. મોહોડાં ઉપર બાલ બરાબરબી દોરો હોય તો સગદીદ રદ થાયછે.—તરજુમો કરનાર. ]

૨ પેહેલવી સરેહ મુજબ જો કોઇ શખ્સ એ ગુનાહ કરી દસ્તુર આગલ તેનો એકરાર કરી પતેત કરે તો દસ્તુર ગુનાહનો ત્રીજો હીસસો

૪૧ (૧૪૨) કારણ કે મજદયસની દીન જે કોઇ, ઓ પવિત્ર જરથુશ્ત્ર! તેને વખાણે છે તેની બેડી તોડે છે; (૧૪૩) ચોરી અને ઠગાઇને ભુંસી નાખે છે. (૧૪૪) તે યાતુઓએ ઊરકેરેલા ખુનને ધોઇ નાખે છે, અશોમરદનું ખુન ધોઇ નાખે છે, (૧૪૫) ગુજરેલાંઓને દાતવાનો ગુનાહ ધોઇ નાખે છે, (૧૪૬) નહીં માફ થાય એવાં કામો ધોઇ નાખે છે, (૧૪૭) મજબુત બાંધનાર કરજને ધોઇ નાખે છે, (૧૪૮) સઘલા બની શકતા ગુનાહોને તે ધોઈ નાખે છે.[1]

૪૨ (૧૪૯) ઓ પવિત્ર જરથુશ્ત્ર! જે મુજબ જમની દીસા[2] તરફનો મજબુત પવન ઝડપથી (આકાશના મેહેરાબને) પવિત્ર કરે છે તેજ મુજબ માજદયસની દીન અશો મરદના બુરા વિચારો, સુખનો અને કામોને નાબુદ કરી નાખે છે. (૧૫૦) ઓ જરથુશ્ત્ર! એક ભલું કામ કરવું એ એક સુખ આપનારી ચીજ છે. (૧૫૧) મજદયસની પવિત્ર દીને ગુનાહોની તોજેશો ઠરાવી છે (જે તોજેશો તેમને હંમેશ સુધી ધોઈ નાખે છે.)

---

માફી બક્ષેછે, તે પછી હંમેશ તે માટે પતેત કરવાથી બાકીનો ગુનાહ માફ થાય છે. (જુઓ ફર્ગરદ ૫મી ફકરો ૭૬)

૧ આ સઘલા ફકરાઓનું બખાણ બતાવે છે કે તેઓ પાછલથી ઉમેરાયલા છે. ઘણું કરીને ઇ૦ સ૦ ૫૯૧માં થઇ ગયલા પાદશાહ ઓસ્રુ પરવિજનાં રાજ્યમાં તે લખાયલા હતા.

૨ ઈરાંનીઓ હીંદીવાનો મીસાલે પોતાની મુખ્ય દીશાઓ પુરવ તરફ મોહોડું રાખીને નક્કી કરેછે. એ રીતે જમની તરફ દક્ષીણ અને ડાબી તરફ ઊત્તર દીસા તેઓને મલેછે. એટલા માટે તેમનો જમની તરફનો પવન દક્ષીણ તરફનો હતો જે એ ઈરાન અને હીંદુસ્તાનના મુલકોમાં ગરમી અને સુકામણું લાવેછે અને વાદલાંઓ વીખેરી નાંખેછે.

## ફ્રગૅરદ ૪.

મજદ્દપસ્‌ની દીનમાં સ્વીકારાયલાં જુદી જુદી જાતનાં સાટાં, ૪-૧૨.—સાટાંઓ તોડવાનાં પરિણામ, ચોરી અને દગલબાજીની સજા, ૧૩-૫૩.—જાસતી ગુજારવાનાં કામો; તે તથા ખુન કરનારાઓને ફરમાવેલી સજા, ૫૪-૧૧૪.— પરચુટણ ફરમાનો. ૧૧૪-૧૫૮.—

આ ફર્ગરદથી વંદિદાદનો તે ભાગ શરૂ થાય છે કે જે મુખ્ય કરી કાયદા અને સજાને લગતાં ફરમાનોથી રોકાયલો છે. પરંતુ રોહોદ આ પ્રકરણમાં ઇરાંનના દીવાંની અને ફોજદારી કાયદાઓનો જળવાઇ રહેલો ભાગ મળતો માને છે તે ખોટું છે. ૨૪-૩૫ જેવા ફકરાઓ પુરવાર કરે છે કે, અહીં જે સવાલ છે તે માતર ધરમને લગતાં ફરમાનોનો છે. ૪થી ફર્ગરદમાં જુદી જુદી જાતનાં સાટાંઓ અને જુલમાત સંબંધો વરણનનો એક મુખ્ય ભાગ સમાવેલો છે; તેની પછી કેટલાક છુટા ફકરાઓ કાંઇબી આધાર વીનાના આવે છે. લખાણના છેલા રચનારાઓને તેમની ગોઠવણ કરવા માટે ગુંચવાડો પડયો છે અને એ વીખેરાયલા કકડાઓને માટે કોઇ લાયક જગા તેમને મળી શકી નથી.

૯-૧૧ મા ફકરાઓમાં છ જાતનાં સાટાં વરણવ્યાં છે, પણ તેઓ વચ્ચે મુકરર કરેલો તફાવત વેંહેંચણીના એકલા અને એકજ તત્વ ઊપર આધાર રાખતો નથી. પેહેલાં બે સાટાં બાહારની ક્રિયાઓથી છુટાં પડે છે અને બાકીનાઓ તેમની વધતી ઓછી કીંમતથી એક બીજા વચ્ચે તફાવત બતાવે છે. એ તફાવત ઘણું કરીને માત્ર દેખાઇતોજ છે; ઇરાંનીઓ સાટાંના આકાર ઉપરથીજ તેની કીંમત પુરતી સમજતા હતા. વળી અહીં જે સવાલ છે તે માલની અદલાબદલીનો છે અને નહીં કે વેચાણનો, કારણ કે જે જમાનામાં આ ફર્ગરદ રચાઇ હતી, તે જમાનામાં ઇરાંનમાં નાણાંનો ઊપયોગ થતો ન હતો. એટલા માટે સાટાંઓની કીંમતના દરજજા સથાપવાની જરૂર હતી કે જેની રૂહે તે સાટાંને લગતી ફરજો અને સજા કરવાના કાયદાઓની વેંહેંચણી નક્કી થતી હતી.

પેહેલી જાતનું સાટું ઘણી નાહાની કીંમતની ચીજનું છે; મોહોડની સાદી કબુલાતથી તે સંપુરણ થાય છે. બીજી જાતનું સાટું તેની વધુ કીંમત

થી ઓલખાય છે. સાટું કરનારાઓને તેથી બંધાવા માટે એક બીજાના હાથ ઉપર હાથ આપવો જોઇએ છે.—બીજાં સાટાંઓ માટે તે જે ચીજ માટેનાં હોય છે તેની કીમતજ માત્ર ધ્યાનમાં લેવામાં આવે છે, પણ તેમાંબી હાથનો કોલ આપવાની જરૂરયાત હોય એમ સંભવે છે. કાયદામાં કીંમતના જે વરગો ઠરાવયા છે તે આ મુજબના છે: એક ઢોર, બલદ, બારબરદારી જનાવર, ઘોડા, ઊંટ, ઇત્યાદીની, તેમજ માણસ અથવા જમીનની કીંમત. જમીનના કેટલા વીસ્તારને અહીં કીંમત કરવાના પાયા દાખલ લીધો છે તે માટે કશી નીશાંની વન્દિદાદ આપણને આપતો નથી. તેમજ વળી તે જે માણસ વિષે બોલે છે તેની કીંમત પણ તે જણાવતો નથી. માણસનાં સાટાંને લગતી અહીં જે વાત છે તેમાં આપણને લગનનું કે ઊસ્તાદ અને સાગેરદ વચ્ચેનું સાટું સમજવાની શું જરૂર છે? પારસી કેતાબો આવો વિચાર આપે છે અને સરેહ કરનારાઓ તે મુજબ ચાલ્યા છે, પણ અમને તે થોડુંજ સંભવીત લાગે છે. લખાણમાં તે વીચારને સવીકારવાને કોઇબી ચીજ સત્તા આપતી નથી; ઘણું વધારે સંભવિત તો એ દીસે છે કે, એમાં માત્ર એક ગુલામની કીંમત બાબદ જણાવયું છે. એજ એકલો વલી તેનો સવભાવીક અરથ છે, અને તેજ એમાંના વરણનના જુદા જુદા ભાગો સાથે બંધ બેસી શકે છે.

કેટલાક ફકરાઓમાં આગલ એકવાર જણાવેલું પાછું માત્ર જણાવ્યું છે. એ ફકરાઓ (૭૦–૭૨), (૭૬–૭૮) અને એવાજ બીજાછે. આ ફરગરદના પરચુટણ ફકરાઓ (૧–૩) અને (૧૧૮–૧૫૮) છે. આખા વન્દિદાદમાં એ ફકરાઓ કદાચ સૌથી મુશકેલ છે. અસલ તરજુમાઓ અને સરેહોની મદદ એમને માટે નબલી છે અને ઘણીવાર તો ચોકસ અરથ ન થઇ શકે એવા વાકયો તે આપણી આગલ રજુ કરે છે.

(૧–૩) ફકરાઓ ઘણાજ મુશકેલ ગણાય છે. જે શબ્દ આપણને તેમાં અટકાવેછે તે 'નેમો' છે જેનો અરથ એક ચોકસ કામનો તેમજ તે કામની મતલબનો પણ થતો દીસેછે. એ એકજ અટકાવ નથી; કારણ જંદ શબ્દ 'નૅમફ્હ'નો અરથ 'માગણી' અને 'નાહાની ચીજ' એ બંને અતરે અશકય ગણાયછે. એ તરણે ફકરાઓની મતલબ ધર્મદાનની ફરજોનું ગંભીરપણું નક્કી કરવાની છે; એક માગણી નાકબુલ રાખવી એ ચોરી કરવા બરાબરછે, માગેલી જણસ ગોપા તે નહીં આપનારે ચોરેલી કેહેવાય, કારણ કે કમનસીબ કંગાળોને તે મેળવવાનો હકછે.——સ્પીગૅલ પોતાની આ વરદતી માંથી 'કોઈ નાહાની ચીજની' એવો અરથ દરશવનારા (૩) ફક

શમાંના શબ્દો કાઢ઼ીનાખેછે, કારણકે પેહેલવી તરજુમામાં તે આપેલા નથી. પણ એ બાબદમાં તે તરજુમો દેખઈતો ખામીવાલો છે; તે એ બંને ફકરાઓ ઉપર આધાર બાંધતો નથી. તો જોકે તે એકજ સરખો વીચાર ખીલવેછે. આ ખાંમી એજ પુરવાર કરેછે કે અસલ લખાણમાંથી કાંઈ નીકલી ગયું છે. આ રદ કરેલા શબ્દો અરથ લાવવા માટે અગતના છે અને તે માત્ર ૧૮મી ફર્ગરદના ૮૧—૮૭ મા ફકરાઓમાં દરશાવેલા વિચારો પાછા ઊત્તપન્ન કરે છે.———ડર્મેસ્ટેટર અને ગેલ્ડનર આ મુજબ તરજુમો કરે છે: 'જે કોઇ સલામ કરતો નથી તે સલામનો ચોર છે,' અને શ્પીગેલ આ મુજબ કરેછે: 'જેને માન મેલવવાનો હક છે તેને જે કોઈ માન આપતો નથી' પણ એવા વીચારો અવસ્તાથી તદન બેગાંના છે અને સાબેતી વીના તે ધારી શકાય નહી. આ અરથોથી ડ્જા ફકરાની સઘલી મતલબ પ્રથમ તો જતી રહે છે અને તે પેહેલવી તરજુમાની વીરૂદ્ધ છે. એને મલતો કોઈ વીચાર નવી ફારસીમાં મલે તેથી કાંઇ તે અરથને વાજબી ઠરાવાય નહી; ભાષા, મુખ્ય કરીને ઇસ્તલાહી વાકયો, સદિઓની સાથે બદલાય છે. જો એ શબ્દોનો એવો અરથ હતે તો એને મલતા પેહેલવી શબ્દો 'નમાજ યેદ્દન્તન' મેલવાને તરજુમો કરનારાઓ ચુકતે નહી, જે વીશે ઇબારતે તેમને યાદ આપવીજ જોઇએ, પણ તેને બદલે તેઓ તો એ શબ્દોને છોડીજ દેછે. સેવટે પ્રથમ પેહેલ્વી સરેહ કરનાર પણ એ ફકરામાં કોઇ માંગણી થવાની અને તે રદ જવાની મતલબ જોય છે.

આ ફર્ગરદનો સેવટનો ભાગ (૧૧૮-૧૫૮) ત્રણ જુદા જુદા અને અધુરા કકડાઓનો બનેલો છે; તે દરેકનો સરૂઆતનો ભાગ ખોહોવાયલો દીસેછે. (૧૪૧) મો ફકરો જેમાં વિરૂદ્ધ પંથને લગતો—'અષેમઓઘ' વિષે સવાલ છે, તેનાં સંબંધમાં પેહેલવી સરેહ દાખલા તરીકે મજ઼દક નામના એક પંથનું નામ આપેછે, જે મજ઼દકે માનિઓનો મુર્તીપુજક ધરમ તાજો કરયો હતો અને ઓરતો સઘલાઓની સામાન્ય મીલકત છે એવી વાએજ કરી હતી; તે પાદશાહ કોબાદના વખતમાં ઇ૦ સ૦ ૪૯૦-૫૩૫નાં વરસોને સુમારે થઈ ગયોછે. સરેહ કરનારાઓના વિચારમાં એ દાખલો આવવાનું કારણ એ છે કે, મજ઼દકે માનિની મીસાલે માંસના ઊપયોગ સામે બંધી મેલી હતી અને તે બંધી આ ફર્ગરદમાં 'અષેમઓઘ' ને લાગુ કરેલી બીનાઓ સાથે સંબંધ ધરાવતી દીસે છે.

## ૪

૧ (૧) જે કોઈ પોતાને કરવામાં આવેલી એક (વાજબી) માગણી તે કરનારને આપતો નથી (૨) તે ખરેખર તે માગણી થયલી ચીજનો ચોર, માગણોની બક્ષેસનો લુટારો છે, (૩) જે (યાને તે માગણી) નાહાની ચોજેનો હોય (તોપી) તે (ગોયા) તે ઉપર હુમલો કરી તેને પોતાનાં મકાનની મીલકત સાથે મેલે છે, (પછી) દિવસ હોય કે રાત હોય.[૧]

૨ (૪) હાડમંદ દુન્યાના પેદા કરનાર, ઓ અશો મિનો! તારા કોલોની, અહુરમજદના કોલોની[૨] સંખ્યા કેટલી છે? (૫) અહુરમજદ એ જવાબ દીધો: છ, ઓ અશો જરથુશ્ત્ર! (૬) પેહેલો (કોલ) સાદાં વચનથી છે, (૭) બીજો હાથ સાથે હાથ મસલવાથી છે, (૮) ત્રીજો (કોલ તે ચીજ માટે છે કે જેની) કીંમત એક પશુ (જેટલી) છે, (૯) ચોથો (કોલ તે ચીજ માટે છે કે જેની) કીંમત એક ઢોર (જેટલી) છે, (૧૦) પાંચમો (કોલ તે ચીજ માટે છે કે જેની) કીંમત એક માણસના (જેટલી) છે, (૧૧) છઠ્ઠો (કોલ તે ચીજ માટે છે કે જેની) કીંમત એક જમીનના (જેટલી) છે,[૩] (૧૨) (કે જે) જમીન ફલદ્રુપ, વીસતીરન, રશાલ, સારી ખેડેલી, ઘણા નફાઓ વાળી (હોય.)

---

૧ જુઓ આ ફ્રગૅરદનો દિબાચો.—(૨) અને (૩) વચ્ચેથી કોઇક ભાગ નીકલી ગયલો લાગે છે, કારણ કે (૩) ને આગલા ફકરા સાથે સંબંધ લાગતો નથી; એ ફકરો ઘણોજ અનીશ્ચીત છે, એની મતલબ આ મુજબ થઇ શકે: જે કોઈ માગેલી ચીજ આપતો નથી તે ગોયા ગેરવાજબી રીતે તે ચીજ ઊચાપત કરે છે.

૨. એટલે કે, પ્રનસાફને અનુસરતા, જેનું અહુરમજદ રક્ષણ કરે છે, અને જેને તોડનારાઓને તે સજા કરે છે.

૩. આ અનીશ્ચીત ફકરામાં કોલ તોડનારને થવી જોઇતી શિક્ષા બતાવી નથી (તે તો ૩૬ પછીના ફકરાઓમાં જણાવ્યું છે) પણ એ સજામાંથી છટકવાની, કોઇને કોલ તોડી નુકશાન કરયું હોય તો તેને રાજી ખુશીથી બદલો કેમ વાલી આપવો તેની રીત એમાં બતાવી છે. એક શખસે એક કોલ તોડયો હોય તો તેની સજામાંથી છટકવાને તે ચહડતે દરજજેના જોખમનો કોલ માથે લઇ શકે. જો તે તેમ ન કરે તો પછી તેને (૩૬) અને તે પછીના ફકરાઓમાં જણાવેલી સજા થાય છે. [ કુસ્તનબુઈદ નામનો દસ્તુર જણાવે છે કે, દુરવંદ સાથનો કોલ તોડનારબી ગુનેહગાર છે.—તરજુમો કરનાર. ]

૩ (૧૩) સાદો વચન (મોહોડેનો સુખન) પેહેલો કોલ સંપૂર્ણ કરેછે. (૧૪) તેને (તોડવાનો ગુનાહ) (તેના બદલામાં) હાથ સાથ હાથ મેલવીને આપેલો કોલ ધોઈ નાખેછે, (૧૫) માટે (પ્રથમ) કોલના બદલામાં હાથના કોલની કીંમત આપવી જોઈએ.

૪ (૧૬) તેને (યાને બીજા કોલને તોડવાનો ગુનાહ) પશુની કીંમતના કોલથી ધોવાઈ જાયછે, (૧૭) માટે (તે કોલના) બદલામાં પશુની કીંમતની (ચીજ) આપવી. (૧૮) ઢોરની કીંમતનો કોલ (આગલા કોલને તોડવાનો ગુનાહ) ધોઈ નાખેછે, (૧૯) માટે (તેના) બદલામાં ઢોરની કીંમતની (ચીજ) આપવી. (૨૦) મરદની કીંમતનો કોલ (આગલા કોલને તોડવાનો ગુનાહ) ધોઇ નાખેછે (૨૧) માટે (તેના) બદલામાં માણસની કીંમતની (ચીજ) આપવી. (૨૨) જમીનની કીંમતનો કોલ (આગલા કોલને તોડવાનો ગુનાહ) ધોઇ નાખેછે, (૨૩) માટે (તેના) બદલામાં જમીનની કીમતની (ચીજ) આપવી.

૫ (૨૪) હાડમંદ દુનયાના પેદા કરનાર, ઓ પવિત્ર મિનો! દગલબાજીના કલંકવાલો મોહોડેનો કોલ (તે ગુનેહગારની) પુઠે કેટલો લાગેછે? (૨૫) અહુરમજદએ જવાબ દીધો: તોજેશ દાખલ પસ્તાવાનાં ત્રણસો કામો માટે નજદીકનાં ખેશીઓને તે ફરજવાળાં કરેછે.[1]

---

[1] (૨૪)-(૨૫) એ ફકરાઓનો અરથ પણ ઘણોજ અનીશ્ચીત છે, પેહેલવી તરજુમો કરનારાઓ તેની મતલબ માત્ર સમજાવેછે પણ તેમનો ખુલાસો બરાબર મલતો થતો નથી. પરંતુ તેમની સરેહને ગુજરાતી તરજુમા અને ધરાંની દંત કથા સાથે સરખાવતાં એ શ્લોકોનો અરથ નીચે મુજબનો થઈ શકે: જો કોઇ શખ્સ એક કોલ તોડે અને તેની તોજેશ કરવા વિના મરણ પામે તો તેનાં નજદીકનાં સગાંઓ ચોકસ સંખ્યાની પસ્તાવાની બંદગી કરી રહે ત્યાં સુધી તે માટે તેને દોજખમાં રેહેવું પડે. નજદીકનાં સગાંઓએ આ સજાને તાબે થવું જોઇએ એ અમે કબુલી શકતા નથી. તોજેશના પસ્તાવાનાં કામો એટલે 'પતેત.' [ગુજરાતી રવાએત કરનાર એવું સમજાવે છે કે, એ કોલ તોડનારને ત્રણસો વરસ દોજખમાં રેહેવું પડશે.—તરજુમો કરનાર ]

૬ ( ૨૬) હાડમંદ દુનયાના ........ હાથનો કોલ ........ (૨૭) ત્યારે અહુરમજદએ ........ છસો કામો ........ [1]

૭ ( ૨૮ ) હાડમંદ દુન્યાના ........ પશુનો કોલ ........ (૨૯) ત્યારે અહુરમજદએ ........ સાતસો કામો ........ [1]

૮ ( ૩૦ ) હાડમંદ દુન્યાના ........ ઢોરનો કોલ ........ (૩૧) ત્યારે અહુરમજદએ ........ આઠસો કામો ........[1]

૯ ( ૩૨ ) હાડમંદ દુન્યાના ........ માણસનો કોલ ........ (૩૩) ત્યારે અહુરમજદએ ........ નવસો કામો ........ [1]

૧૦ (૩૪) હાડમંદ દુન્યાના ........ જમીનની કીંમતનો કોલ.... ( ૩૫ ) ત્યારે અહુરમજદએ........ એક હજાર કામો ........[1]

૧૧ ( ૩૬–૩૭ ) ઓ કીરતાર ! માહોડેનો કોલ જે જુદો પાડે તેને માટે શું સજા છે ? ( ૩૮ ) અહુરમજદએ જવાબ દીધો: તે ૩૦૦ ફટકા[2] પરોગ્રીથી મારે, ૩૦૦ ફટકા સરઓશોચરનથી.

૧૨ (૩૯-૪૦) ઓ કીરતાર ! હાથનો કોલ જુદો ........ (૪૧) ત્યારે અહુરમજદએ ........ ૬૦૦ ફટકા ........[3]

૧૩ (૪૨–૪૩) ઓ કીરતાર ! પશુનો કોલ જુદો ........ (૪૪) ત્યારે અહુરમજદએ ........ ૭૦૦ ફટકા ........[3]

૧૪ (૪૫-૪૬) ઓ કીરતાર ઢોરનો કોલ જુદો ........ (૪૭) ત્યારે અહુરમજદએ ........ ૮૦૦ ફટકા........ [3]

---

૧. જુઓ ૫ (૨૪-૨૫) મા ફકરાનો તરજુમા. ( ૩૫ ) મા ફકરાને છેડે નીચે મુજબની એક સરેડ જોવામાં આવે છે: ઓરતો માટે તે જુદું બોલતો નથી યાને ઓરતોને એ પસતાવાનાં કામ કરવાં પડતા નથી, માત્ર મરદોનેજ માટે તે છે.

૨. ફટકાઓની સાસાન્યન વખતમાં કીંમત આંકવામાં આવી હતી અને તે મુજબ દંડ લેવાતો હતો. એ આંકણી પ્રમાણે આ ૩૦૦ ફટકા ૪૫૦ 'સ્તીર' અથવા ૧૮૦૦ 'દીરહમ' અથવા રૂ ૨૦૨૫ જેટલા થાય છે.—તરજુમો કરનાર. ]

૩ જુઓ ૧૧ (૩૬–૩૭)મા ફકરાનો તરજુમો.

૧૫ (૪૮–૪૯) ઓ કીરતાર! માણસનો કોલ જુઠો ........ (૫૦) ત્યારે અહુરમજ્દએ ૯૦૦ ફટકા........[1]

૧૬ (૫૧–૫૨) ઓ કીરતાર! જમીનનો કોલ જુઠો ........ (૫૩) ત્યારે અહુરમજ્દએ ........ ૧૦૦૦ ફટકા ........[1]

૧૭ (૫૪) જે કોઇ ( મારવા માટે ) હાથ ઊંચો કરે છે તે 'આગૅરૅપ્ત' ( ગુનાહ ) કરેછે. (૫૫) જે કોઈ (ગુસ્સામાં આવી જઇને) હુમલો કરેછે તે 'અવઓઇરિશ્ત' (ગુનાહ) કરેછે. (૫૬) આગલથી બુરૂં વીચારીને જે કોઈ હુમલો કરેછે તે 'અરૅદુશ્' ( ગુનાહ ) કરેછે. (૫૭) પાંચમોવાર 'અરૅદુશ્' (ગુનાહ કરે છે ) તે પોતાનાં તનને તદન પાપા કરી નાખેછે.[2]

૧૮ (૫૮) ઓ કીરતાર! જે કોઇ કોઈ શખ્સ સામે 'આગૅરૅપ્ત' ગુનાહ કરે તેને માટે શું તોજેરા છે? (૫૯) અહુરમજ્દએ જવાબ દીધો : (૬૦) પરોણીથી ૫ ફટકા, સ્રઓષચરનથી ૫ ફટકા ( પેહેલી વારના ગુનાહ માટે ) તે મારે; (૬૧) બીજી વાર માટે ........ ૧૦ ફટકા ........ (૬૨) ત્રીજી વાર માટે ........ ૧૫ ફટકા ........

૧૯ (૬૩) ચોથીવાર માટે ........ ૩૦ ફટકા ........ ( ૬૪ ) પાંચમીવાર માટે ........ ૫૦ ફટકા ........ (૬૫) છઠ્ઠીવાર માટે ........ ૬૦ ફટકા ........ (૬૬) સાતમીવાર માટે ........૯૦ ફટકા ........

૨૦ (૬૭) આગલાંની તોજેરા કરવા વિના આઠમી વખત (જો આ ગુનાહ તે કરે તો) (૬૮) તેની સજા શું છે? (૬૯) અહુરમજ્દએ જવાબ દીધો: તેનાં શરીરનાં એવી રીતે પાપી થવાને લીધે ૨૦૦ ફટકા પરોણીથી, ૨૦૦ ફટકા સરઓષચરનથી તે મારે.

૨૧ (૭૦) જે કોઇએ કોઈ શખ્સ સામે 'આગૅરૅપ્ત' ગુનાહ કરયો હોય અને તે માટે તેણે પસ્તાવો કરયો ન હોયતો (૭૧) તેની સજા શું છે? (૭૨) અહુરમજ્દએ જવાબ દીધો : તેનાં શરીરનાં એવી રીતે પાપી થવા માટે ૨૦૦ ફટકા પરોણીથા ૨૦૦ ફટકા સ્રઓષોચરનથી તે મારે.

---

૧ જુઓ ૧૧ (૩૬–૩૭)મા ફકરાનો તરજુમો.

૨ પેહેલવી મુજબ : તે તનાફુર ગુનાહ કરેછે.

૨૨ (૭૩) ફીરતાર ! જે કોઈ શખ્સ કોઈ શખ્સના સામે 'અવઓઇરિશ્ત' ગુનાહ કરે તેની સજા શું છે ? (૭૪) અહુરમજ્દએ જવાબ દીધો: (પહેલીવાર માટે) ૧૦ ફટકા ........

૨૩ (૭૫) બીજીવાર માટે ૧૫........, ત્રીજીવાર માટે ૩૦........ ચોથીવાર માટે ૫૦ ........ પાંચમીવાર માટે ૭૦ ........ છઠીવાર માટે ૯૦ ફટકા ........

૨૪ (૭૬) આગલાંની તોજેશ કરવા વિના સાતમીવાર (જો આ ગુનાહ કરે તો) (૭૭) તેની સજા શું છે ?

૨૫ (૭૮–૮૧) જુઓ ૨૦–૨૧ (૬૯–૭૨). (૭૦) મા ફકરામાં 'આગૅરૅપ્ત' છે ત્યાં 'અવાઓઇરિશ્ત' વાંચવો.

૨૬ (૮૨) ફીરતાર ! જે કોઈ કોઈ શખ્સ સામે 'અરૅદુશ' નામે ફટકો લઇ જાય તેને માટે શું તોજેશ છે ?

૨૭–૨૮ (૮૩) અહુરમજ્દએ જવાબ દીધો : ૧લી વાર માટે ૧૫ ........, બીજીવાર માટે ૩૦ ........ , ત્રીજીવાર માટે ૫૦ ........ ચોથીવાર માટે ૭૦........, પાંચમીવાર માટે ૯૦ ફટકા ........

૨૯ (૮૪) આગલાંની તોજેશ કરવા વિના છઠ્ઠીવાર (જો આ ગુનાહ તે કરે તો ) (૮૫) તેની તોજેશની સજા શું છે ?

(૮૬–૮૯) જુઓ ૨૦–૨૧ (૬૯–૭૨). (૭૦)મા ફકરામાં 'આગૅરૅપ્ત'ને બદલે 'અરૅદુશ' વાંચવો.

૩૦ (૯૦) ફીરતાર ! જે કોઈ એક શખસને મારવા જતાં તેને સખત જખમ કરે તેની તોજેશની સજા શું છે ?

૩૧ (૯૧) અહુરમજ્દએ જવાબ દીધો : ( પેહેલીવાર માટે ) ૩૦ ફટકા ........ (૯૨–૯૩) બીજીવાર માટે ૫૦ ........ ત્રીજીવાર માટે ૭૦ ........ ચોથીવાર માટે ૯૦ ........

૩૨–૩૩ (૯૪–૯૯) આગલાંની તોજેશ કરવા વિના પાંચમીવાર જો આ ગુનાહ કરે તો તેની તોજેશની સજા શું છે ?

જુઓ ૨૦–૨૧ (૬૯–૭૨). (૭૦)મા ફકરામાં 'આગૅરૅપ્ત'ને બદલે મારવા જતાં સખત જખમ કરે' વાંચવું.

૩૪ (૧૦૦) હોરમંદ દુન્યાના પેદા કરનાર, જો કોઇ કોઈ શખ્સને પુશ્કલ લોહી વેહેતો જખમ કરે (૧૦૧) તો તે ગુનાહ માટે શું સજા છે ? (૧૦૨) અહુરમજ્દએ જવાબ દીધો (પેહેલીવાર માટે) ૫૦ ફટકા ........ બીજીવાર માટે ૭૦ ........ ત્રીજીવાર માટે ૯૦ ........

૩૫–૩૬ (૧૦૨-૧૦૬) જુઓ ૨૦-૨૧ (૬૭-૭૨). (૬૭)માં 'આઠમી વખત' ને બદલે 'ચોથી વખત' અને (૭૦)માં 'આગૅરપ્ત' ને બદલે 'પુશ્કલ લોહી વેહેતો જખમ કરે' એમ વાંચવું.

૩૭ (૧૦૭) હોરમંદ દુન્યાના પેદા કરનાર ! જો કોઇ એક હાડકું ભાંગે એવો ફટકો મારે તો (૧૦૮) તેને માટે શું સજા છે ?

૩૮ (૧૦૯) અહુરમજ્દએ જવાબ દીધો: પેહેલીવાર માટે ૭૦ ........ બીજીવાર માટે ૯૦ ફટકા ........

૩૮–૩૯ (૧૧૦-૧૧૩) જુઓ ૨૦-૨૧ (૬૭-૭૨). (૬૭) મા ફકરામાં 'આઠમી વખત' ને બદલે 'ત્રીજી વખત' વાંચવું. અને (૭૦) માં 'આગૅરપ્ત' ને બદલે 'હાડકું ભાંગે એવો ફટકો મારે' એમ વાંચવું.

૪૦ (૧૧૪) હોરમંદ દુન્યાના પેદા કરનાર, ઓ પવિત્ર મીનો ! અગર જો કોઇ એક ફટકો મારે કે જેથી મરણ નીપજે તો (૧૧૫) તેની સજા શું છે ? (૧૧૬) અહુરમજ્દએ જવાબ દીધો: ૯૦ ફટકા પરોણીથી ૯૦ ફટકા સ્રઓશોચરનથી.

૪૧–૪૨ (૧૧૭-૧૨૨) જુઓ ૨૦-૨૧ (૬૭-૭૨). (૬૭) મા ફકરામાં 'આઠમી વખતને બદલે 'બીજી વખત' વાંચવું અને (૭૦) માં 'આગૅરપ્ત' ને બદલે 'મરણ નીપજાવે એવો ફટકો મારે' વાંચવું.

૪૩ (૧૨૪) ઇનસાફના નિયમ પ્રમાણે, (૧૨૫) ઇનસાફનાં ફરમાનો મુજબ (૧૨૩) પછી તેઓ (તે ગુનેહગારો) સંતોશ આપે છે.[1]

[1] [ (૫૪)મા ફકરાથી મારવાને લગતા જે જુદા જુદા ગુનાહ જણાવ્યા છે તે માટે પેહેલવી વન્દીદાદમાં નીચે મુજબ જણાવેછે: કોઇને મારવા માટે હથ્યાર ઊંચકવું એ 'આગૅરપ્ત' ગુનાહ છે. હથ્યાર ઊંચકીને તેની તરફ કોઈ ધસે છે ત્યારે તે 'અવઓઇરિશ્ત' ગુનાહ છે. કપતથી આગલ

૪૪ (૧૨૬) જો કોઈ શખ્સ એક ભાઈ અથવા એક મીત્ર સાથે એક ગોઠવણ ઉપર આવે (૧૨૭) પછી તે દોલત માટે, કે બાયડી માટે કે ડાહાપન માટેની ખાહેશથી હોય (તો તે ગોઠવણ પાર પાડવી.) (૧૨૮) જો દોલત માટેની ખાહેશથી હોય તો (ગોઠવણમા જણાવી હોય) એટલી ન્યામતા લાવી આપવી. (૧૨૯) જો ઓરત માટેની ખાહેશ હોય તો તે (પોતાની પસંદ કરેલી) ઓરતને પરણે. (૧૩૦) જો ડાહપન માટેની ખાહેશ હોય તો તે પવિત્ર દિન શીખે.

૪૫ (૧૩૧) દિવસના પેહેલા તથા છેલ્લા ભાગમાં, રાતના પેહેલા તથા છેલ્લા ભાગમા, દિવસના અરધા ભાગમાં અને રાતના અરધા ભાગમાં (૧૩૨) અશોઇથી મજબુત થયલી બુદ્ધીને પ્રકાશ આપવા માટે, (૧૩૩) પવિત્રાઇથી અને બંદગીથી પોતાની બુદ્ધીને તેણે ખીલવવાને મેહેનત કરવી, (૧૩૪) અને દિવસના વચલા ભાગમાં તથા રાતના વચલા ભાગમાં ઊંઘવું, (૧૩૫–૧૩૬) દિનના પુરાતમ ઉસ્તાદોએ કહેલા વાકયો અને બંદગીઓ કે જે તેઓએ, ઓ જરથુશ્ત્ર ! ઉકલતાં (યાને ઉમંગ ઉપજાવનારાં) પાણીઓ જેવાં માણસોને માટે બનાવ્યાં છે, તે ભણતાં તેને આવડે તયાં સુધી (તે એવી રીત ચાલે.)

૪૬ (૧૩૭) જે કોઇ લાયક હોય તેને ખોરાક કે વસ્ત્ર (આપવાને) ના પાડે નહીં.

૪૭ (૧૩૮–૧૩૯) ઓ પવિત્ર જરથુશ્ત્ર ! તું જે બાયડી ધરાવે છે તેને જેને બાયડી નથી તેના કરતાં વધારે ચહડતા દરજાનો હું જાહેર કરૂં છું; (૧૪૦) જેને ઘર છે તેને જેના કને ઘર નથી તેના કરતાં,

---

વધી તે તેના ઉપર હાથ ચલાવે એટલે તે 'અરેદુશ' ગુનાહ થયો. જે જખ્મથી લોહી ન નીકલે પણ ૩ દિવસ સુધી દુઃખ થાય તે 'અરેદુશ' છે. જે જખ્મથી હઠી આંગલનો ઘા થાય તે ગુનાહ 'ઓરેહ' કેહેવાય, જે જખ્મથી લોહી નીકલે અને ત્રણ દિવસ સુધી તે રૂઝાય નહીં તે ગુનાહ 'બાજાય' કેહેવાય. જે જખ્મથી હાડકું ભાગે તે ગુનાહ 'યાત' કેહેવાય. જે જખ્મ જાંન લે તે 'તનાફુર' ગુનાહ કેહેવાય.—તરજુમો કરનાર. ]

(૧૪૧) કુટુંબના પિતાને જેને છોકરાં નથી તેના કરતાં,[1] જે જમીન ધરાવે છે તેને, જે જમીન નથી ધરાવતો તેના કરતાં વધારે ચહડ્યાતો (હું જાહેર કરૂં છું.)

૪૮ (૧૪૨) જે કોઇ પોતાનાં તનને પોશણ આપી ખીલવે છે અને માંસ ખાય છે[2] તે જે કોઇ તેમ કરતો નથી તેનાં કરતાં ઘણુ વધારે ભલું મન (યાને અક્કલ) મેલવે છે. (૧૪૩) જે કોઇ મરણ પામેલો છે તે કરતાં ........૩ (૧.૪૪) તે (સરસાઈ ભોગવનાર) એક

---

૧. [ હૅરો દોતસ જણાવેછે કે, તેના વખતમાં ઇરાંનના રાજાઓ જેમને ઘણાં છોકરાં હોતાં તેમને ઇનામો આપતા હતા. સદર કેતાબમા જણાવેછે કે, જેને છોકરાં હોતાં નથી તેની સામે બેહેસ્તના પુલનો દરવાજો બંધ થાયછે. તેમાં કહેછે કે ફરેસ્તાઓ તેને ત્યાં પેહેલો સવાલ એ કરશે કે, દુન્યામાં તારી બદલી તું કોઇને મેલી આવ્યોછે કે? અને તે ના પાડેછે તો તેઓ તેને મેલીને ચાલી જાયછે અને પુલને માંથે પુશકલ દલગીરી અને ગમ સાથે તે ઊભો રેહેશે. બ્રાહ્મણોમાં એવો વિચાર છે કે, જે માણસને છોકરાં હોય નહીં તેનો દોજખમાં ઠાર થાય છે.———તરજુમો કરનાર. ]

૨. જેઓ પોતાનાં શરીરને નબલું કરી નાતવાંન કરેછે તેમની સામે ફરમાનો આપવાની અહીં અવસ્તા ખાહેશ રાખેછે. પ્રથમ (૧૩૪–૪૫) સુધીમાં તે સારાં પોશણના ફાયદાઓની વખાણ કરેછે; તે કહેછે કે, તેથી માણસોનાં શરીર અને અંતઃકરનમાં પવિત્રાઇના વીચાર મજબુત થાયછે; મોહોતનો દેવ હાંકી મેલાયછે અને શ્યાલાનો દેવ નબલો થાય છે. એ સારાં પોશણથી મજબુત થઇને માણસ શયાલાની સખતાઈ મજબુતીથી વેઠે છે અને દીનને અનુસરીને તે જે અધરમીઓ, બુરા અને જુલમીઓ શરીરની સંભાલની સામે અટકાવ મેલેછે તેમને હાંકી કાહાડેછે. મજબુત પોશણની આવી વખાણ કરવાથીજ સંતોશ ન પામતાં આગલ વધી અવસ્તા, જેઓ શરીરને પીડા કરવાની વાએજ કરે તેમની સામે સખત સજા જાહેર કરે છે. અપવાસ કરવાની અને શરીર સામે સખતાઇ ગુજારવાની વાએજ કરનાર પંઠ સામે એ ફરમાનો થયલાં દીસેછે. એ બાબદ બુધીસ્તો અને તેમની સામેના જુલમની યાદ આપેછે. (દાખલા તરીકે જુઓ બુધીસ્તોની સામાન્ય કતલનો માખવે સંકેજ્યની ૧લી ચોપડીમાં આપેલો હેવાલ.) સ્પીગૅલ ધારેછે કે, આ ફકરો મજદકને લગતો છે અને તે તેના જમાનામાં વધારયો હતો.

૩. અહીંથી કોઇ ભાગ નીકલી ગયલો માલમ પડે છે.

'અસ્પૅરનો,'[1] એક મેઢું, એક ઢોર, એક માણસની કીંમત ( મેલવવાને ) લાયક છે.

૪૯ (૧૪૫) 'અસ્તો વીધોતુશ્'[2] સાથે તે લડે છે અને તેને હાંકી કાહાડેછે, (૧૪૬) તે 'ઇધુખ્શાથકતો'[3] ને મારી કાહાડે છે, (૧૪૭) તે શ્યાલાના દેવને હરાવેછે અને તેને ખરાબ[4] વસ્ત્રથી ઢાંકે છે, (૧૪૮) તે બુરા તથા જુલમી શખ્સનું માથું ભાંગેછે, (૧૪૯) અને તે વળી નાપાક 'અષમઓઘ'[5] ને મારે છે જે ખોરાકીથી પરેહેજ રેહેવા શિખવેછે, (૧૫૦) જે પોતાના ગુનાહ પેહેલીવાર કરેછે અને ( તેજ માત્ર ) નહીં (પણ) બીજીવાર બી કરેછે.

---

૧ અસ્પૅરનો : એક ન જણાયલી કીમતી ચીજ. પેહેલવી તરજુમામાં તેને બાહિદક 'દીનાર' નામના સીક્કા સાથે સરખાવે છે. સરખાવો સૅમિતિક : 'અસ્પર્' = માપવું, વેહેંચવું. કદાચ અહીં દીનદારોને, અશો મરદોને આપવા ફરમાવેલી બક્ષેસને લગતો સવાલ છે.

૨ માણસ જાતનો દૃશ્મન દેવ જે વગર અટકવે માણસનું મોહોત લાવવાને કોશેશ કરેછે; તેનાં નામનો અરથ શરીરનો નાશ કરનાર થાય છે. સૂરેહ ઇનિસાફ આગલ તે માણસને ઊભો કરે છે.

૩ આ શબ્દ 'અસ્તોવીધોતુશ્' અને 'જૅમકો 'ને મલતો હોવો જોઇએ. પેહેલવી તરજુમો અમારાં મતને મુસ્તકીમ કરે છે, તે તેનો અરથ આ મુજબ કરે છે: 'તીરખાદહત' સામે તે લડે છે. એ રોરણોનો નહીં પણ અચાંનક મોહોતનો પ્રતીનીધી છે.

૪ ફારસી 'કમ્' નો અરથ એવો પણ થાય છે

૫ 'અષમઓઘ' (પવિત્રાઇનો નાશ કરનાર) એ મજદયસ્નની ધર્મથી છુટો પડનાર શખ્સ છે કે જે મજદયસ્નની ધરમમાં નાપસંદ કરેલા ફત્વાઓ અને રેવાજો વિષે શિખવે છે. કયા પંથનો અહીં સવાલ છે તે પીછાણી શકાતું નથી. બ્રાહ્મણ શાસ્ત્રમાં માંસ અને ચોક્કસ ખોરાકના વપરાસ બાબદમાં જે અટકાવ કરવામાં આવ્યોછે તેની સાથે આ ફકરાને સંબંધમાં લેવાય. (જુઓ મનુ ૫. ૨૨–૫૭ ઇત્યાદી.) એ પંથ સામે અવસ્તા ઘણો તીરસ્કાર અને સખત સજા ફરમાવે છે. એવા પંથોથી ઇરાંનમાં એકવાર જરથોસ્તી મહજબ ખાસ્તોમાં આવ્યો હતો. (જુઓ અરદા વીરાફ નામેહ પ્રકરણ ૧લું)

૫૦ (૧૫૧-૧૫૨) આ હાડમંદ દુન્યામાં આ ગુનાહ કરતાં તેને કોઈ જોય ત્યારે (૧૫૩) તે તેનાં તમામ (શરિર)ને લોખંડની છરીઓ વડી કાપે (૧૫૪) અને નાશને સોંપાયલાં આ શરિરને એથી વધારે (સજા તે કરે.)

૫૧ (૧૫૫) આ હાડમંદ દુન્યામાં એવોજ ગુનાહ કરતાં તેને કોઇ જુએ તો (૧૫૬) તેના તમામ અવયવોને લોખંડની બેડીઓથી તે બાધે. (૧૫૭) અને આ નાશને સોંપાયલાં શારેરને એથીબી વધુ સખ્ત સજા તે કરે.

૫૨ (૧૫૮) આ હાડમંદ દુન્યામા તેને આ ગુનાહ કરતાં કોઇ જુએ તો (૧૫૯) સો માણસ પુર ઊંચા ખાડામાં તેને તેની મરજી વિરૂદ્ધ ગબડાવી દે (૧૬૦) અને નાશને સોંપાયલાં તેનાં શરિરને તે એથીબી વધુ સખત સજા કરે. [1]

૫૩ (૧૬૧) જો કોઇ તેને આ હાડમંદ દુન્યામાં એ ગુનાહ કરતો જુએ તો (૧૬૨) તે મરજી વીરૂદ્ધ સરવેથી ચઢતી તાજેશ તેને કરે; (૧૬૩) જો કોઇ તેને આ હાડમંદ દુન્યામાં એ ગુનાહ કરતો જુએ તો ......

૫૪ (૧૬૪) સોગંદ લેતાં અને એક કોલ જુઠો પાડતાં, તે જાણે છે કે, તે જુઠું બોલેછે તોબી, સોગંદ લેવાનાં પાણીને, સોનેરી રંગનાં સઘલું ખુલ્લું કરનાર પાણીને તે આરાધે છે [2]

---

૧ ઉપર જે જુદો જુદી સજાઓ દેખાડી છે તે ન્યાયાધીસની મુનસફી ઉપર છે યાને તે એમાંથી તેને ઘટતી લાગતી સજા ગુનેહગારને ફરમાવે.

૨ અવસ્તામાં આ ફકરો ઘણોજ અનિશ્ચીત છે અને તેથી તેના તરજુમા પણ માત્ર અટકલથી કરવામાં આવેછે. સ્પીગેલ આ ફકરાને આગલા સાથે જોડેછે, પણ છેલ્લામાં છેલી સજાને લાયકના ગુનાહને ૭૦૦ ફટકાનીજ સજા સાથે કેમ સરખાવાય ? એટલા માટે (૧૬૪)મા ફકરાથી તદન નવીજ બાબદ સરૂ થાયછે. પાણી મારફતે સચ્ચાઈની તપાસ લેવાની રીત હીંદુ કાયદામાં પણ હતી (જુઓ મનુ ૮-૧૧૫, ૬ યગ્નવલક્ય ૨, ૧૦૮-૧૦૯); તોહોમતદારને બેહદ પાણીમાં ડુબાડવામાં આવતો યાને જો તે ઠરાવેલા વખત સુધી તરવા વીના કે ડુબવા વીના પાણીની અંદર રહી

૫૫ (૧૬૫-૧૬૬) હાદમંદ દુન્યાના પેદા કરનાર! જો કોઈ સોગંદનાં પાણી, સઘલું ખુલ્લું કરનાર સોનેરી રંગના પાણી આગલ સોગંદ લેતાં અને એક કોલને જુઠો પાડતાં જાણી જોઇને જુઠું બોલે તો (૧૬૭) તેની સજા શું છે? (૧૬૮) અહુરમજદએ જવાબ દીધો: ૭૦૦ ફટકા પશેગુીથી ૭૦૦ સ્ત્રઓશોચરનથી તે મારે.

## ફર્ગરદ ૫.

### માણસો અને કુતરાઓનાં મરણથી થતી અપવિત્રાઈ.—જરથોસ્તી દીનનું ઊત્તમપણું.

આ ફર્ગરદ માણસો અને જાણાવરોનાં મરણથી નીપજતી અપવિત્રાઇઓને લગતા જુદા જુદા સવાલો સમજાવે છે. આ પ્રકરણના વચલા ભાગમાં ઘુસેલો એક ટુંક ફકરો મજદયસની દીનની મોટાઇ ચીતારે છે અને તેની અસરની સમજ આપે છે (૯૫-૮૨); આ પ્રકરણની સામાન્ય બાબદથી એજ માત્ર વેગલી બાબદ એમાં છે. આ ફર્ગરદથી કાયદામાં ગણાતી સામાન્ય અપવિત્રાઇઓ દરશાવનારો વન્દિદાદનો ભાગ સરૂ થાય છે; આર્ય પ્રજાઓમાં ધરમ સંબંધી કેલવણીઓ ઘણીજ અગતની ગણાતી હતી; ૫-૧૨ સુધીનાં ફર્ગરદોમાં તેનું વર્ણન છે. આ ફર્ગરદની સરૂઆત એક અજાયબ જેવા તકરારી અથવા મજદયસ્નીઓનાં અંતઃકરન સાથ સંબંધ રાખતા ધરમ સંબંધી ફકરાથી સરૂ થાય છે. તેના ફત્વાઓ સાથે ઊઠાવી શકાય એવા વાંધા જરથુશ્ત્ર ઊભા કરે છે અને ખુદ અહુરમજદની પાસે તેનો ફદચો કરાવે છે. એ મુશકેલીઓ નીચે મુજબ ખેંચવામાં આવી છેઃ ૧લી મુશ્કેલી આ પૃથ્વીની જમીન ઉપર*વીખેરાયલા મુર્દેઓની લાસોના બેહદ કકડાઓ વિષે છે કે જેને લીધે પવિત્રાઇ જાલવવી અશક્ય

. શકતો તો તેને નીરદોશ ગણવામાં આવતો અથવા તો તેણે પોતાની ફરજ અદા કરેલી કેહેવાતી. એટલા માટે આ ફકરાઓમાં સોગંદ લેવાના પાણીમાં નીશ્ફલ થનારને સજા કરવાની બાબદ જણાવીછે. સોનેરી રંગનું પાણી તે કદાચ પાણીમાં મેલેલા ગ્રોમેજ (નીરંગ) હશે.

થતી દીસે છે: ૨૭ મુશ્કેલી પાણી અને આતશનાં કામો વિષે છે જે ઉત્તમ પેદાએશો કોઈ વાર માણસને મોહોત આપતાં દીસે છે તો જો કે એ કામ તો માત્ર દેવોનું હોવું જોઇએ; ૩૭ મુશ્કેલી ખુદ અહુરમજદની વરતણુક બાબદ છે કે જે લાસ ઊપર વરસાદ વરસાવે છે જ્યારે એ અપવિત્ર ચીજો સાથે પાણીને અડકાવી તેને અપવિત્ર કરવા સામે મજબુત તાકીદ કરવામાં આવી છે. ઇશ્વર એ મુશ્કેલીઓનો કેવી સેહેલાઇથી ફડચો કરી આતશ તથા પાણીનું નીરદોશપણું અને દુન્યા ઊપરની પોતાની સતા બતાવેછે તે એમા જોઇ શકાશે. પાંચમી ફર્ગરદ જે હાલતમાં આપણને મલેછે તે હાલતમાં અવસ્તાનું એને લગતું પ્રથમમાં જે પ્રકરણ હતું તેને સંપુરણતાથી સારી રીતે તે રજુ કરતું નથી. તેમાં તરેહવાર બાબદો કાંઇબી ચોકસ ગોઠવણ વીના મલેછે; તે છુટા છુટા ફકરાઓની બનેલી દીસે છે. તેમાં એક ભાગ (૬૫-૮૫) ઘુસી ગયલો અને એક ભાગ નીકલી ગયલો વલી દીસેછે. આ ફર્ગદના છેલા ભાગની સરૂઆત નથી. (૮૩)મો તથા તેની પછીના અને (૧૬૨)મો તથા તેની પછીના ફકરાઓ સાતમી ફર્ગરદમાં પાછા જણાવવામાં આવ્યાછે. પણ અહીં તે વધુ વીગતવારે દરશાવ્યાછે, વધુ સંપૂરણ રીતે તેમનું બયાન કરવામાં આવ્યું છે અને તેથી અનુમાન થઈ શકેછે કે, એ ફકરાની પ્રથમ જગા અહીંજ હતી. [ સરખાવો ફર્ગરદ ૫ મીના (૮૩-૧૦૦) અને ૭મીના (૭-૨૪),-૫ મીના (૧૩૬-૧૫૭) અને ૭ મીના (૧૫૧-૧૭૨), ૫ મીના (૧૬૨-૧૭૮) અને ૭ મીના (૪૧-૫૮) ] (૮૩-૧૦૮)મા ફકરાઓ અચીત ઘણી પુરાતમ જરથોસ્તી કેતાબોમાના છે. જે વિચાર તેમાં દરશાવ્યાછે તે આર્ય જમાનામાં ફેલાવો પામી ચુકેલા હતા. પણ હીંદના બ્રાહમણ મહજબમાં સામાન્ય મૂળતત્વનો ઉપયોગ ઘણી જુદી રીતે કરવામાં આવતો હતો. તેઓ મુજબ ઘરમાં વસનારાઓ નહીં પણ મરનારના નજદીકના ખેશીઓ મરનારનાં મરણથી અપવિત્ર થાયછે અને મરણની જગાથી તેઓ ગમે તે તફાવતે નાહાસે તોબી તે અપાવત્રાઈ તેમને પોહોંચેછે. જુઓ મનુ ૫ §§ ૫૯-૬૫, ૭૧-૮૫, ૯૮-૧૦૩= યજ્ઞવલક્ય ૧ ૩, ૧૮-૨૯. લાસને અડકવાથી નીપજતી અપવિત્રાઇઓના કારણો ઇરાંનીઓના અવસ્તા કરતાં બ્રાહમણ શાસ્ત્રમાં વધુ હતાં. ( સરખાવો યજ્ઞવલક્ય ૩, ૧૪; મનુ ૫. ૬૪-૮૭). ૧૩૬મા અને તે પછીના ફકરાઓએ મજદયસની ધરમને લગતા અતીશે સખત અને બેહદ રેવાજોને જનમ આપ્યો છે. દંત કથામાં તો તેની સખતાઈ ઘણી વધારી મેલી છે. જુઓ સદર બાબ ૪૫ અને ૭૫.

## ૫

૧ (૧) એક ખીણનાં ઊંડાંનમાં કોઈ માણસ મરણ પામે (૨) એક પક્ષી પાહાડોની ઊંચાઇએથી તે ખીણનાં ઊંડાંનમાં ઊડી જાય, (૩) તે તે ગુજરેલાની લાસ ઊપર (બેસી) તેને ખાય, (૪) પછી તે પક્ષી ખીણનાં ઊંડાંનમાંથી પાહાડનાં શીખર સુધી પોંહોંચે (૫) અને સુક્કાં અથવા લીલાં લાકડાંનાં ઝાડ ઊપર (બેસી) (૬) તે ઊપર વામીત કરે અને તેને અધારથી ધાંકી નાખે (૭) તે ઝાડ ઉપર તે (લાસના ટુકડા) નાખે;

૨ (૮) (પછી) એક માણસ ખીણનાં ઊંડાંનમાંથી પાહાડની ટોંચ ઊપર જાય (૯) જે ઝાડ ઊપર તે પક્ષી (બેઠું છે) તેની નજદીક તે પોંહોંચે, (૧૦) આતશમાં બાળવા માટેની કાઠી તે (તેમાંથી મેલવવા) ઇચ્છે, તે તે ઝાડને મારે, તેને ફટકા લગાવે, તેને કાપે, તેને અહુરમજદના છોકરા આતશમાં બાળે (૧૧) તો તે કામની સજા શું છે ?[1]

૩ (૧૨) અહુરમજદએ જવાબ વાળ્યો: કુત્રાઓ, પક્ષીઓ, વરૂઓ, પવન, કે માંખોથી લઈ જવાયલો નસો માણસને અપવિત્ર કરતો નથી.

૪ (૧૩) જો કુત્રાઓ, પક્ષીઓ, વરૂઓ, પવન કે માંખોથી લઇ જવાયલો નસો માણસોને અપવિત્ર કરે તો (૧૪) જલદીથી મારી તમામ હાડમંદ દુન્યા પવિત્રાઈની ખાહેશ ખોહીદે, તેનો આત્મા સખત અને તન પાપી થઈ જાય, કારણ કે આ જમીન ઊપર બેહદ નસા પડેલા હોય છે. [2]

---

૧ [વન્દિદાદ સાદેમાં અતરે નીચલા શબ્દો મળે છે: (આતશમાં) બાળતી અને સારી પેઠે તપાસેલી કાઠીજ મેલવી.—તરજુમો કરનાર.]

૨ [પેહેલવી સરેહમાં આ મુજબ સમજાવે છે:" અફરગ કહે છે કે, લાકડાંના જેટલા ભાગને તે પક્ષીએ ખરાબ કરયો હોય તે રદ કરી બાકીનો ભાગ વાપરે. મેદયોમાહે કહયું છે કે, આતશ બેહેરામનાં કામમાં એવી કાઠી લેવી નહી, પણ ઘરના સાધારણ આતશમાં તેને સાફ કરી વાપરી શકાય. જે લાકડાં ઊપર નસો મેલાયલો અથવા લઇ જવાયલો હોય અથવા જેને દસ્તાનવાલી ઓરત અડકી હોય અથવા રસી, ઠુક કે નીચ લાગી હોય તે

૫ (૧૬) હોરમંદ દુન્યાના પેદા કરનાર ઓ પવિત્ર મિનો ! અનાજનાં વાવણી માટે કોઈ માણસ પાણી વહેતું કરે, (૧૭) આ અનાજ ઉપર પાણી નાંદે (માફક), (પહેલીવાર), બીજીવાર અને ત્રીજીવાર વહે, (૧૮) ચોથીવાર કોઈ કુત્રો, કોહોલું કે વરૂ નસો લાવીને (તે પાણીમાં ફેંકે) તો (૧૯) તે કામની તાજેશ શું છે ?

૬–૭ (૨૦–૨૩) જુઓ ૩–૪ (૧૨–૧૫)

(૨૪) એટલા માટે મજ્દયસ્નાનો જો તેઓ ચાહે તો પોતાની મરજી માફક તે જમીનના ખેતી કરે.[1]

૮ (૨૫) હોરમંદ દુન્યાના પેદા કરનાર ઓ પવિત્ર મિનો ! પાણી માણસને (કદી પણ) મારી નાખે છે ? (૨૬) અહુરમજ્દએ જવાબ દીધો: માણસને મારી નાખનાર કાંઈ પાણી નથી; અસ્તોવીધોતુશ તેને મારે છે, પછી પક્ષીઓ[2] તે બાંધેલાને (મારેલાને) ઘસડી જાય છે, (૨૭) પાણી ઉપર લાવે છે કે નીચે લઈ જાય છે, પાણી તેને ફેંકી દેછે, (૨૮) તે પછી પક્ષીઓ તેને ખાય છે. (૨૯) તયાંથી કોઈક જગાએ તે જાય છે, ભાગ્ય દેવી (નાં કામ) થી તે ત્યાં જાયછે.

---

આતશમાં કદી બાળવું નહીં. જો ઘરના કોઈ દરવાજાને નસો પોહોચે તો તેને દસ્તાનખાનાના દરવાજા તરીકે અને દસ્તાનખાનાંના દરવાજાને નસો લાગે તો તેને દખમાના દરવાજા માફક ગણવો. ફળથી ભરેલાં ઝાડને નસો લાગે તો તે ઝાડને રદ કરવું અને તેનાં ફળ ખાવાં નહીં એમ અફરગે કહ્યું છે. —— તરજુમો કરનાર. ]

૧ [ પેહેલવી સરેહમાં કહે છે કે, ખેતરમાં પાણી લાવવાનાં નાળાઓમાં પાણી પ્રથમ દાખલ કરવા આગમચ તેની બારીકીથી ત્રણવાર તપાસ કરવી કે તેમાં કોઈ નસો ન હોય અને ચોથી તપાસે તેમાં પાણી દાખલ કરે. જો એવામાં પાણીમાં નસો માલમ પડે અને જો બની શકે તો પાણીનો મારગ ફેરવી નાખી તેને ખેતરમા જવા દેવું નહીં. જો તે નસો ઊંચકી શકાય તો તે ઊંચકીને પરહેજ કરવો.—તરજુમો કરનાર.]

૨. અતરે જાદુઇ પક્ષીઓ, અંગ્રેમઇન્યુશના કાસદો વિષે સવાલ છે જેઓ ગુજરેલી લાસો ઉપર હુમલો કરે છે. [ પેહેલવી સરેહ કરનાર એનો અરથ 'વાયે સરીતર' અને માનો ખારેદ 'વાયેવતાર' યાને ખરાબ

૯ (૩૦) હોડમંદ દુન્યાના પેદા કરનારાઓ અશો ! આતશ માણસને (કદી પણ) મારી નાખેછે ? (૩૧) અહુરમજ્દએ જવાબ દીધો : માણસને આતશ કદીબી મારી નાખતો નથી, (૩૨) અસ્તોવીધોતુશ તેને મારે છે અને તે બાંધેલાને પક્ષીઓ [1] ઘસડી જાયછે, (૩૩) આતશ પછો શરીરને અને આત્માને લગતાં કૌવતને બાલે છે, (૩૪) અને ત્યાંથી જેબી બાજુએ તે જાયછે ત્યાં ભાગ્ય દેવોના કામથી તે જાયછે.[2]

૧૦ (૩૫) હોડમંદ દુન્યાના પેદા કરનાર ઓ અશો ! ઉનાલો (જયારે) પસાર થઈ જાય અને શ્યાલો (બેસે) ત્યારે (૩૬) મજ્દયસ્ના-

---

પવન, રવાંનને સ્વર્ગમાં જતાં મારગમાં અટકાવનાર એક દેવ કરેછે.—તરજુમો કરનાર. ]

૧ [ પેહેલ્વી વાલા એનો અરથ 'વાયેવેહ' યાને ભલો પવન કરે છે.—તરજુમો કરનાર. ]

૨ [ પેહેલવી સરેહ કરનાર જણાવે છે : નસીબ મારફતે દુન્યાઇ (લાભ મેલવાયછે), મિનોઇ દુન્યાના (લાભ) પોતાનાં કામોથી મેલવાયછે; કેટલાકો કહેછે કે, બાયડી, બાલક, દોલત, સત્તા અને જીંદગી નસીબની મારફતે અને બાકીનું સઘલું પોતાનાં કામથી મેલવાયછે. જે સુખ એક માણસ માટે સરજેલું હોતું નથી, તે તે કદી મેલવતો નથી. એ વિષે નીચે મુજબની પેહેલવી સરેહ અવસ્તામાં તેના એક ભાગ દાખલ ઘુસાડી દેવામાં આવીછે : 'ગઇરી–મસો અફ્હો અએતફે' (તું કદાચ પાહાડનાં જેવાં કદનો હોય), જે કાંઈ તેને માટે સરજેલું છે અને જે મેહેતન કરવાથી તેને મલશે તે 'અન્યો અરૅદ્વો જૅંગો બ્રૅનો' છે અને તેને જે કાંઈ સંકટ ખમવાં પડેછે તે તેનાં પાપને લીધેછે. 'આઅત્ બ્રૅનો ફ્રપઇर्યेइति' (પછી ફીરતી છુટકો કરેછે) અને તેને માટે સરજાયલું સંકટ તે મેહેનત કરીને દૂર કરી શકેછે; 'પૉઉરુ બ્રૅનફ્હો અષવ જરથુશ્ત્ર!' (ઓ જરથુશ્ત્ર તે ફીરતીમંદછે), અને તેનાં નવાં પાપ તેને તે (સંકટ) સરજાવે છે. 'અએ ષાંમચ નરાંમ' (અને એ માણસોમાનો) એક શખસ બીજાંનાં નસીબથી મરણ પામે છે કારણ કે તે નીરદોષ મારયો જવાથી ટંટાનો ઇનસાફ સારી રીતે નીવેડા કરેછે. વન્દિાદની પેહેલવી સરેહમાં અવસ્તાના શબ્દો કેવી રીતે ભેલવામાં આવેછે તેનો આ સરેહ એક સારો નમુનોછે. (જુઓ હાઊમનો રસાલો.)—તરજુમો કરનાર. ]

નોએ શું કરવું જોઇએ ? (૩૭) અહુરમજદએ જવાબ દીધો: દરેક રેહેથાંનમાં, દરેક મોહોલ્લામાં ગુજરેલાંને માટે ત્રણ કત[1] બનાવવા.

૧૧ (૩૮) હાડમંદ દુન્યાના પેદા કરનાર એો અશો ! આ કત કેટલા મોટા હોવા જોઇએ ? (૩૯) અહુરમજદએ જવાબ દીધો: તે એવા હોવા જોઇએ કે, જયારે લાસને સીધી બેસાડવામાં આવે (અથવા માથું ઊંચકવામાં આવે) ત્યારે તે ગરદનને લાગે નહીં (૪૦) અને પગ તથા હાથો કરતાં તેઓ વધુ દુર ન જાય. (૪૧) દીનને અનુસરતું કત એવું છે જે ગુજરેલાઓને માટે (બનાવવું જોઇએ.)

૧૨ (૪૨) આત્માથી તજાયલાં શરીરને તે ઉપર મેલવું જોઇએ અને બે રાત અથવા ત્રણ રાત અથવા આખો મહીનો સુધી

---

૧ 'કત' એ જમીનના ચોખ્ખુ કકડા છે જેમાં લાસને દખમામાં લઇ જવા આગમચ મેલવામાં આવે છે. ૩૮-૩૯માં એનો જે આકાર જણાવ્યો છે તે નકકી પણે સમજાવવો કે બતાવવો અશકય છે. પાવદસ્તની ક્રિયાને લગતો શારદીન (*Chardin*) જે હેવાલ આપે છે તેની સાથ જો આ 'કત' ને સંબંધમાં લઇએ તો એ 'કત' ગેહાંનમાં આડા અવળા ગોઠવેલા સલ્યાઓનો આકાર છે. પેહેલો સલ્યો પગને ટેકવે છે, બીજો લાસના વચલા ભાગને ટેકવે છે કે જે તરફ લાસના હાથ વાલવામાં આવે છે, ત્રીજો માથાંને ટેકવે છે પણ તેને અડકતો નથી, કારણ કે તે તો ઊંચા કરેલા ટકયાઓ ઉપર મેલવામાં આવે છે. તેમની લંબાઇ લાસની લંબાઇ કરતાં વધારે હોતી નથી. (જુઓ શારદીનની મુસાફરી, ૮મું વાલ્યુમ પાનું ૨૨૫). મન્દેલસ્લો પોતાની તરફથી એવી વીગત આપે છે કે, પારસીઓ લાસને જમીન ઉપર માતીના ઢગલાઓ ઉપર મેલે છે અને દખમામાં તેને લઇ જવા આગમચ સાત દીવસ સુધી ત્યાં રેહેવા દે છે. અમને એવું લાગે છે એ કત માણસપુર ઊંચાં બનાવવામાં આવતાં હતાં. [આ 'કત' વધુ સંભવીત ખુલાસો એ છે કે, જેવારે ઇરાંનમાં ચોમાસું ઘણું જોશમાં હોય અને બરફ તથા કાદવ કીચલથી રસતામાં જઈ ન શકાય તેવારે જમીનમાં માણસપુર ખાડો ખોડી તેમાં લાસને તુરત વેલાએ મેલવામાં આવતી હતી. આ 'કત' એક જાતનો ઘોર જેવો હોવાથી જયારે ઋતુ ખુલ્લી થઇ લાસને અવલમંજલ પોંહોંચાડવા તેમાંથી બાહાર કાહાડવામાં આવે તયારે તે 'ઘોર' નો નાશ કરી નાખવાને (૪૯)માં ફકરામાં જણાવે છે.—તરજુમો કરનાર.]

પણ (ત્યાં રેહેવા દેવું), (૪૩) જયાં સુધી કે પક્ષીઓ ઉડવાનું સરૂ કરે અને ઝાડ પાંન ઊગવા માંડે, (૪૪) ખીણોમાંથી પાણી વેહેવા માંડે અને પવન જમીનને સુકવે (ત્યાં સુધી.)

૧૩ (૪૫) જયારે પક્ષીઓ ઊડવા માંડે અને ઝાડ પાંન ઊગવા માંડે, જયારે ખીણોમાંનાં પાણી વેહે અને પવન જમીનને સુકવી નાખે (૪૬) ત્યારે મજદયસ્નાનો લાસને ખુરશેદનોગરસને કરે.

૧૪ (૪૭) જો મજ્દયસ્નાનો લાસને ખુરશેદનીગરસને નહીં કરે અને એક આખું વરસ ( સુધી કાયદા વિરૂદ્ધ લાસને 'કત'માં રેહેવા દે તો) (૪૮) તે ગુનાહ માટે એક અશો મરદનાં ખુન માટે (જે) સજા છે ( તેજ ) ફરમાવવી, ( ૪૯ ) અને જયાં સુધી લાસને બાહાર કાહાડી 'દખમા' ( ઘોર )નો નાશ કરવામાં આવે, નજીશાત ભરેલો પ્રવાહો સાફ કરવામાં આવે અને પક્ષીઓ તેનો તમામ ભક્ષ કરે ત્યાં સુધી ( તે સજા ચાલુ રાખવી.)

૧૫ ( ૫૦ ) હાદમંદ દુન્યાના પેદા કરનાર ! હું જે કહું છું તે તેમજ છે કે ? ( ૫૧ ) તું જે અહુરમજદ છે તે તું શું વોઊરૂકષ દરયામાંથી પવન તથા વાદલાં મારફતે પાણી વરસાવે છે ?

૧૬ ( ૫૨–૫૩ ) તું જે અહુરમજદ છે તે તું શું લાસ ઊપર તેમને ( પાણીને ) લઈ જાય છે; તું જે અહુરમજદ છે તે તું શું નજીસાત ભરેલા પ્રવાહ ઊપર અને હાડકાં ઊપર તેમને વરસાવે છે ? તું જે અહુરમજદ છે તે તું તેમને અનદીઠ પાછાં લઈ જાય છે કે ? તું તેમને પુઈતિક[1] દરયા તરફ પાછાં લઈ જઈ ભેગાં કરેછે કે ?

---

૧. વોઊરૂકષથી ઉલટી રીતે અપવિત્ર અને નજીસાત ભરેલાં પાણીઓનું એ એક મોટું સરોવર હતું. તે એક જાતનાં વીસ્તીરન રસાયણી કારખાનાં જેવું હતું કે જયાં દરેક નજીસાતને જે ચીજને તે બાઝયો હોય તેથી છુટો કરવામાં આવતો, તેમાંથી પાણી પવીત્ર થઇને નાહાસવા માંડતાં અને તેના ધોધ વોઊરૂકષમાં ધસતા. દંતકથામાં કહે છે કે, આ બંને સરોવરોને એક બણોજ નાહાનો તફાવત છુટા પાડે છે. એ બંને કદાચ ઇરાંની મુલક ઊપરના દરયા છે, પણ ફારસી

૧૭ ( ૫૪ ) અહુરમજ્દ એ જવાબ દીધો: જરથુસ્ત્ર ! તું જે કહે છે તે તદન ખરૂં છે. ( ૫૫ ) હું જે અહુરમજ્દ છું તે હું વોઊરૂ-કશ દરયામાંથી પવન અને વાદલાં મારફતે પાણીને વેહેવારૂં છું.

૧૮ (૫૬) હું જે અહુરમજ્દ છું તે હું તેને નસાં ઊપર લઇ જાઊં છું, હું જે અહુરમજ્દ છું તે હું તેને દખમાં ઉપર વરસાઊં છું, હું જે અહુરમજ્દ છું તે હું તેને નજીસાત ભરેલા પ્રવાહ ઊપર લઇ જાઊં છું, હું જે અહુરમજ્દ છું તે હું તેને હાડકાં ઉપર વરસાઊં છું, હું જે અહુરમજ્દ છું તે હું તેને અનદીઠ લઇ જાઊં છું.

૧૯ ( ૫૭ ) હું તે ચીજોને પુઇતિક સમુદ્ર સુધી લઇ જાઊં છું, જયાં તેઓ તે દરયાની અધવચમાં નાબુદ થઇ જાય છે. ( ૫૮ ) પાણી સ્વચ્છ થઇને પુઇતિક દરયામાંથી વોઊરૂકશ દરયામાં વેહે છે, (૫૯) હ્વાપર[2] ઝાડ સુધી ( તે વેહે છે ) કે જયાં મારે લગતાં (યાને અહુરમજ્દનાં) તમામ પ્રકારનાં ઝાડ પાનો ઊગે છે, તેઓ સેંકડોથી, હજારોથી અને દશ હજારોથી ઉગે છે.

૨૦ (૬૨) માણસના ખોરાક માટે, સંપુરણ બક્ષેસોવાળાં ગોસ્પન્દના ઘાસ ચારા માટે, (૬૧) હું જે અહુરમજ્દછું તે હું તેમને ( પાણીઓને ) વેહેવારૂં છું, (૬૩) મારૂં પ્રાણી માણસ તે અનાજ ખાય, ઊત્તમ બક્ષેસોવાળાં ગોસપન્દો ઘાસ ચારો ખાય.

---

દંતકથાઓ તેમને માટે જે એકેકથી ઊલટી વીગતો આપેછે તે ઉપરથી એ શીવાના નકશા ઉપર તેમને માટે કોઈ જગા મુકરર કરવાની સતા મલી શકતી નથી. [પ્રોફેસર વેસ્ત 'વોઉરૂકશ'ને અરબી સમુદ્ર અને 'પુઇતિક'ને ઇરાની અખાત તરીકે ઓલખાવે છે.—તરજુમો કરનાર.]

૨. હ્વાપર ( ભલાં પાણીઓવાલું )ઝાડ એક ચમતકારી ઝાડ છે જે વોઉરૂકશ દરયાની વચ્ચે ઉગે છે. તમામ ઝાડોની જીંદગીના મુલતત્વો તે ધરાવે છે, તેમાં તમામ જાતનાં તોખમો હોય છે. જીનદગીના ઝાડ સાથે તેનું મલતાપણું કોઇ નાપાડી શકશે નહી. (જુઓ યસ્ત ૧૨મી ફકરો ૧૭મો જેમાં એ દંતકથા પાછી રજુ કરવામાં આવી છે. મિનો ખીરદ અને બુનદેહેશ પણ એવુંજ વરણન કરે છે જે આગલ ચાલતાં જોવામા આવશે. )

૨૧ (૬૪) તું જેમ સચ્ચાઇથી કહે છે તેમ એજ ભલું છે, એજ સારૂં છે.[1] (૬૫) એ પ્રમાણે એ શબ્દોથી અશો અહુરમજ્દએ અશો જરથુશ્ત્રને ખુશાલ કરયો. (૬૬) માણસને તેના જનમ (હૈયાતી) માટે ( અપાયલી ) સરવેથી ઉત્તમ ન્યાંમત પવિત્રાઇ છે. (૬૭) એ પવિત્રાઇ, ઓ જરથુશ્ત્ર ! મજદયસની દીન છે. (૬૮) જે કોઈ પોતાનાં રવાંનને ભલા વિચારો, પવિત્ર શબ્દો અને ભલાં કામોથી જાલવે છે તેની પાશ્યતને ( તે પવિત્ર કરે છે).

૨૨ (૬૯) હાડમંદ દુન્યાના પૈદા કરનાર ઓ અશો! દેવોને મારનારી જરથોસ્તી દીન પોતાની મોટાઇથી, ઊત્તમપણાંથી અને ખુબસુરતીથી બીજાં ધરમ ફરમાનો કરતાં કેટલી મોટી, ભલી અને સોહામણી છે.!

૨૩ (૭૦) અહુરમજદએ જવાબ દીધો: દેવોને મારનાર જરથોસ્તી દીન પોતાની મોટાઈ, પોતાનાં ઊત્તમપણાં અને પોતાની ખુબસુરતીથી બીજાં ધરમ ફરમાનો કરતાં ચઢયાતી છે (૭૧) જે પ્રમાણે કે વોઉરૂકષ દરયો બીજા દરયાઓ કરતાં સ્રેષ્ટ છે.

૨૪ (૭૨) દેવોની વિરૂદ્ધની જરથોસ્તી દીન બીજાં સઘલા ધરમ ફરમાનો કરતાં મોટાઇમાં, ભલાઇમાં અને ખુબ સુરતીમાં ચઢયાતી છે કે જે પ્રમાણે મોટા ઢોઢ એક નાહાના ઝરાને ઢાંકી નાખે છે, (૭૩) જે પ્રમાણે ઘણાં ઊંચાં ઝાડો નાહાનાં છોડો કરતાં સ્રેષ્ઠ છે; (૭૪) દેવોની વિરૂદ્ધની જરથોસ્તી દીન બીજાં સઘલાં ધરમ ફરમાનો કરતાં મોટાઇ, ભલાઇ અને ખુબસુરતીમાં ચઢયાતી છે કે જેમ આકાશ[2] જમીનની આસપાસ વીંટલાય છે.

---

૧ ૬૫-૮૩ સુધીના ફકરાઓ પછવાડેથી ઘુસાડેલા છે; તેઓ આગલની બાબદની વગમાં એક નડ જેવા છે. એમાં જે જાતની વલાણ છે તે વન્દિદાદનાં ધોરણથી બેગાની છે. એક હલકી ક્રિયાની ભેટથી ગુનાહોને માફી બખ્ખસવાનું એમાં જણાવયું છે તે ઉપરથી માલમ પડે છે કે તે પાછલા વખતનું છે.

૨ અસલ લખાણમાં એ શબ્દ ખોહોવાયલો છે, પણ પેહેલવી તરજુમો કરનાર તે આપે છે.

૨૫ (૭૬-૭૮) ઊંચે પકડેલા અથવા નહીં પકડેલા દ્રઓન (દરૂન) માટે, ઇંજેલા અથવા નહીં ઇંજેલા દ્રઓન, મેલેલા અથવા નહીં મેલેલા દ્રઓન (ની તોજેશ) માટે (૭૫) દીનનો સરદાર,[1] દીનનો ન્યાયાધીસ નેમાયલો (થાય). (૭૯) દીનનો સરદાર સજાનો ત્રીજો ભાગ (આ પ્રમાણે બોલીને) માફ કરી શકે:

૨૬ (૮૦-૮૨) જુઓ ફર્ગર્દ ૩જો ફકરો ૨૧ (૬૮-૭૧).

૨૭ (૮૩) હાડમંદ દુન્યાનાં પેદા કરનાર ઓ અશો! એકજ ઘરમાં વસ્તા, એકજ બીછાણાં ઉપર, એકજ તકયા ઉપર બેહેલા માણસોમાં (૮૪) (પેહેલા) એકનો નજદીક બીજા બે જણ બેસે, (૮૫) અથવા ચાર, અથવા પાંચ અથવા પચાસ અથવા સો જણ ભેગાં (બેસે), (૮૬) એ વખતે તેઓમાંનો એક જણ મરણ પામે તો દ્રુજેનસુશ્ કોહવાત, ટીપની અને અપવિત્રાઈ સાથે તેમનામાંના કેટલાઓની ઉપર હુમલો કરે છે?

૨૮ (૮૭) અહુરમજ્દએ જવાબ દીધો: (જો એવી રીતે મરણ પામનાર) એ (શખ્સ) એક અથોરનાન હોય તો અશો જરથુશત્ર! દ્રુજેનસુશ્ ધસારો કરે છે, (૮૮) જો તે (આ શખ્સોમાંના) અગ્યારમા ઉપર પડે છે તો દશમામાં તે દાખલ થાય છે (યાને તેને રીમન કરે છે). (૮૯) જો એ (મરનાર) લડવૈયો હોય છે તો, ઓ અશો જરથુશ્ત્ર! દ્રુજેનસુશ્ ધસારો કરે છે, (૯૦) જો તે દશમાં ઉપર પડે છે તો નવ-

---

૧ દીનનો સરદાર (રતુ) એ દસ્તુર છે, અને દસ્તુરનાં ફરમાનો, કાયદાઓને અમલમાં મેલાવનાર દીનનો ન્યામાધીસ (સરઓષાવરેજ) છે. 'ઊચે પકડેલા' એટલે દરૂનની ક્રીયા કરતાં મોબેદો દરૂન ઊંચકીને આકાશ તરફ બતાવે છે તે, અને 'મેલેલા' એટલે 'અરવીસગાહ' ઉપર મેલેલા. [પેહેલવી સરેહ કરનાર એનો એવો ખુલાસો કરે છે કે, દરૂનની ક્રીયા નહીં કરી અથવા અનઘટતી રીતે કરી હોય તે બાબદમાં તે કરનારની નેમ ઊપર દસ્તુર ધ્યાંન પોંહોંચાડે છે અને પછી વાજબી લાગે છે તો સજાનો ત્રીજો હીસ્સો માફ કરવાને સરઓષાવરેજને ફરમાવે છે, સદરમાં કહે છે કે, જો દસ્તુર ગુનાહનો ત્રીજો હીસ્સો માફ કરે છે તો ઓદા બાકી રહેલો ગુનાહ માફ કરે છે.—તરજુમો કરનાર.]

મામાં દાખલ થાય છે. (૯૧) જો તે એક ખેડુત હોય તો ઓ અશો જરથુશ્ત્ર! દુજે નસુશ ધસે છે, (૯૨) જો તે નવમા ઉપર પડે છે તો આઠમામાં દાખલ થાય છે.[1]

૨૯–૩૨ (૯૩–૧૦૮) એ સઘલા ફકરા ૨૮ (૮૭–૯૨) ને મલતા છે. એ ફકરાઓમાં કહે છે કે, જો ઢોરોની ચોકી કરનાર કુત્રો મરણ પામે તો દ્રુજેનસુસ આઠમા ઉપર ઢસી સાતમામાં દાખલ થાય છે, જો મોહોલ્લાની પાસબાની કરનાર કુત્રો હોય તો સાતમા ઉપર ઢસી છઠ્ઠામાં દાખલ થાય છે, જો શીકારી કુત્રો[2] હોય તો છઠ્ઠા ઉપર ઢસી પાંચમામાં દાખલ થાય છે, બાલક કુત્રો હોય તો પાંચમા ઉપર ઢસી ચોથામાં દાખલ થાય છે, 'સુકુરુન' (આંધલો) કુત્રો હોય તો ચોથા ઉપર ઢસી ત્રીજામાં દાખલ થાય છે, જો 'જજુશ' કુત્રો હોય તો ત્રીજા ઉપર ઢસી બીજામાં દાખલ થાય છે, જો 'અઇવિઝુશ' હોય તો બીજા ઉપર ઢસી પેહેલામાંજ દાખલ થાય છે, જો 'વીઝુશ' હોય તો પેહેલા ઉપર ઢસી પેહેલામાંજ દાખલ થાય છે યાને તે માત્ર 'પતરોત રીમન' થાય છે.

---

૧ આ ફકરાની મતલબ એવી છે કે, એક મીજલસમાં એક અથોરનાન મરણ પામે તો તેની તુરતની પડોશના દશ જણ 'રીમન' અને અગયારમો જણ 'પતરીત રીમન' થાય છે, જો પેહેલવાન મરે તો નવ જણ 'રીમન' અને દશમો 'પતરીત' થાય છે અને ખેડુત મરે તો આઠ જણ 'રીમન' થાય અને નવમો 'પતરીત' થાય છે. 'રીમન' થનારને નવ રાતનું બરશ્નુમ લેવું પડે છે જયારે 'પતરીત' થનાર તો સાધારણ રીતે નીરંગ ચોપડી પાણીથી નાહીને સાફ થઇ શકે છે.—તરજુમો કરનાર.]

૨ તેસ્મી ફર્ગરદના ૩૪મા ફકરા મુજબ એ કુતરો પોતાના શેઠનો બચાવ કરી દુશમન ઉપર હુમલો કરે છે. અસલના વારામાં પારસીઓ દશ જાતના કુતરા જાણતા હતા, જે તેઓ હાલ ઓલખતા નથી. 'જજુશ,' 'અઇવિઝુશ' અને 'વીઝુશ'નો અરથ 'જુ' ધાતુ ઉપરથી 'તુરતનું ભસવા શીખેલો,' 'ભસવું સરૂ કરનાર' અને 'હજી અવાજ નહીં કાહાડી શકનાર' કુત્રા થઇ શકે. [અસપન્દયારજી 'અઇવિઝુશ'ને માટે એવો ખુલાસો કરે છે, એ કુત્રાના કાંન ભેંસના જેવા લાંબા હોય છે. સરેહ કરનાર કહે છે કે, 'રીમન' થયલાએ તુરત ૯ રાતનું બરશ્નુમ લેવું અને 'પતરોત' થયલાએ નીરંગ તથા પાણીએ નાહાવું. રીમન થનારનાં કપડાં

૩૩ (૧૦૯) હાડમંદ દુન્યાના પેદા કરનાર ઓ અશો! જો એ (મરનાર) 'ઉરૂપિશ'[1] કુત્રો હોય તો (૧૧૦) સ્પૅન્તમઇન્યુશનાં કેટલાં પ્રાણીઓને 'રીમન' કરેછે અને કેટલાને 'પતરીત' કરેછે?

૩૪ (૧૧૧) અહુરમજ્દએ જવાબ દીધો કે, 'ઉરૂપિશ' કુત્રો સ્પૅન્તમઇન્યુશનાં કોઇબી પ્રાણીને 'રીમન' કે 'પતરીત' કરતો નથી, (૧૧૨) સિવાય તેને કે જે તેને મારેછે અથવા મારી નાખેછે;[2] (૧૧૩) તેને તે (નાપાકી) હંમેશને હંમેશ સુધી વલગે છે.

૩૫ (૧૧૪) હાડમંદ દુનયાના પેદા કરનાર ઓ અશો! જો આ (મરનાર) એક 'અષેમઓઘ' (આસ્મોગ) માણસના જેવો બુરો, નાશકારક, નાપાક હોય તો (૧૧૫) સ્પૅન્તમઇન્યુશનાં પ્રાણીઓમાંના કેટલાંને તે 'રીમન' કરે છે અને કેટલાંને 'પતરીત' કરેછે?

૩૬ (૧૧૬) અહુરમજ્દએ જવાબ દીધો: એક વીંછુ જેનું ઝેર સુકાઇ ગયું હોય અને જેને મરણ પામવાને એક વરસ થયું હોય તે (ને અડકવાથી જે નુકશાન પોંહોંચે તે)નાં કરતાં વધારે તે (નાપાકથી થતું નથી). (૧૧૭) ઓ પવિત્ર જરથુશ્ત્ર! ખરૂં છે કે, તે બુરો, ઘાતકી, નાપાક 'અષેમઓઘ' જીવતો હોયછે ત્યારે (૧૧૮) સ્પૅન્તમઇન્યુશનાં પ્રાણીઓ ઊપર તે હુમલો કરેછે, (૧૧૯) તે જીવતો હોયછે ત્યારે તેને અડકનારને તે અપવિત્ર કરેછે, (૧૨૦) જીવતો હોયછે ત્યારે તે પાણીઓને નુકશાંન કરેછે, જીવતો હોયછે ત્યારે આતશને બુજાવેછે, જીવતો હોયછે ત્યારે ઢોરોને તે ભયંકર (ઉલટા) માર્ગ ઉપર હાંકી જાયછે;

---

ઘોઇ વખાતાં કરવા પછી છ મહીને પાક થાય છે. મરનારની દરેક બાજુ તરફથી ઊપર જણાવ્યા જેટલી સંખ્યા રીમન કે પતરીત થાય છે. મરણ પામનાર માણસ અથવા કુત્રો કયા વરગનો છે તે માટે શક હોય તો તે મરદને 'અથોરનાન' અને કુત્રાને 'ઢોરોની ચોકી કરનાર' કુત્રો સમજી તે મુજબ 'રીમન' અને 'પતરીત' ની સંખ્યા ગણવી.—તરજુમો કરનાર.]

૧ એ વરૂ કે કોહોલું જનાવર હોવું જોઇએ.

૨ [અસ્પન્દયારજી એવો અરથ કરેછે કે, 'તે (યાને ઊરૂપિશ) સિવાય બીજા કોઇ કુત્રાઓને જે કોઇ મારે અથવા મારી નાખે.' એ અરથ અહીં વધુ બંધબેસ્તો લાગેછે.—તરજુમો કરનાર.]

૩૭ જીવતો હોય છે ત્યારે તે માણસને એક એવો ફટકો મારે છે કે, જેથી તેની બુદ્ધી જતી રહે છે અને તેની જીંદગીનો તત્વ કપાઇ જાય છે. પણ તે મરણ પામેલો (હોય છે ત્યારે) એવો (નથી હોતો).

૩૮ (૧૨૧)બુરો, ધાટકી, નાપાક 'અષેમઓધ' શખ્સ જીવતો હોય છે ત્યારે (૧૨૨) અશો માણસનો ખોરાક, વસ્ત્ર, ઝાડપાન, ધાસચારો અને લોખંડનો સામાન ખુંચવી લે છે. પણ તે મરણ પામેલો (હોય છે ત્યારે) એવો (નથી હોતો).

૩૯ (૧૨૩) હાડમંદ દુન્યાના પેદા કરનાર ઓ અશો ! ઓ અહુરમજ્દ ! અમે હાડમંદ દુન્યામાં અમારા મકાનમા[1] આતશ, બરૅસ્મ, તશ્તો, હોમ અને હાવનિને સાથે ભેગાં કર્યે (૧૨૪) પછી તે મકાનમાં કોઇ માણસ કે કુતરૂં મરણ પામે તો (૧૨૫) અમે મજ્દની પરસ્તેસ કરનારાઓએ શું કરવું જોઇએ ?

૪૦ (૧૨૬) અહુરમજ્દએ જવાબ દીધો: મજ્દયસ્નાનોએ તે ઘરમાંથી આતશને, બરૅસ્મને, તશ્તાને, હોમને અને હાવનિને બાહાર કાહાડી લઈ જવું જોઇએ. (૧૨૭) એજ પ્રમાણે ગુજરેલાંને પણ તેઓએ ત્યાંથી ઊંચકી જવું. (૧૨૮) તેઓ તેને (યાને તે લાસને), મજ્દયસ્નાનોએ લઇ જવું જોઇએ તેમ, કાયદાસરની જગાએ લઈ જવી અને ત્યાં તેને ખવારી દેવી.

૪૧ (૧૨૯) હાડમંદ દુન્યાના પેદા કરનાર ! તે ઘર જયાં તે માણસ મરણ પામેલો છે તે ઘરમાં આતશને મજદયસ્નાનોએ પાછો કયારે લાવવો જોઇએ ?

૪૨ (૧૩૦) અહુરમજ્દએ જવાબ દીધો: મજ્દયસ્નાનોએ શ્યાલામાં નવ રાત અને ઉનાલામાં એક મહિનો ઠોભવું. (૧૩૧) એટલો વખત પછી તે મકાંન જયાં તે માણસ મરણ પામયો છે ત્યાં તેઓ આતશને પાછો લાવે.

૪૩ (૧૩૩) તે નવ રાતની અથવા મહોનાની મુદતની આગમચ (૧૩૨) હાડમંદ દુન્યાના પેદા કરનાર ! જો મજ્દયસ્નાનો તે

---

[1] [ આ ઠેકાણે દરેમેહેરને માટે આ શબ્દ વપરાયલો દીસે છે.—તરજુમો કરનાર.]

ઘરમાં જ્યાં તે માણસ ગુજરેલો છે તેમાં આતશ પાછો લઇ જાય તો (૧૩૪) તે કામની સજા શું થાય ?

૪૪ (૧૩૫) અહુરમજ્દે જવાબ દીધો : .તનનાં એવાં પાપીપણાં માટે તે પરોણોથી ૨૦૦, સરઓષોચરનથી ૨૦૦ ફટકા મારે.[1]

૪૫ (૧૩૬) હાડમંદ દુન્યાના પેદા કરનાર ઓ અશો! અગર જો એક મજ્દયસ્નાન ઘરમાં એક બાનુ હંમેલદાર હોય (૧૩૭) મહિના-બે મહિના, ત્રણ મહિના, ચાર મહિના, પાંચ મહિના, છ મહિના, સાત મહિના, નવ મહિના કે દશ મહિનાની ( તે હંમેલદાર હોય) ( ૧૩૮ ) અને પછી તે બાનું (નો હંમેલ તુટી પડે) અને તેણી મુએલું બાલક દુન્યામાં મેલે તો (૧૩૯) મજ્દયસ્નાનોએ શું કરવું જોઇએ.

૪૬-૪૮ (૧૪૦) અહુરમજ્દે જવાબ દીધો: તે મજ્દયસ્નાન ઘરમાં તે જગા તેઓ પસંદ કરે કે જે (૧૪૧) જગા ( તે માતાને માટે બેઠક કરવાને) આ જમીન ઉપર ઘણીજ પવિત્ર અને ઘણીજ સુક્કી હોય. (૧૪૨-૧૪૫) જુઓ ફર્ગરદ ૩૭ ફકરા (૫૩-૫૭.)

૪૯ (૧૪૬) તે જમીન ઉપર સઘલી બાજુઓને (બંધ કરનાર) આસપાસ ઘેરી લેનારી એક દેવાલ બાંધે. (૧૪૭) પછી આ મજ્દયસ્નાનો ત્યાં ખોરાક પુરો પાડે, તેઓ વસ્ત્ર પુરાં પાડે.

૫૦ (૧૪૮) હાડમંદ દુન્યાના પેદા કરનાર ! તે બાનુએ પ્રથમ કયો ખોરાક લેવો જોઇએ ?

---

૧ [ આ ઠેકાણે નીચલી કીમતી પેહેલવી સરેહ આપીછે: જે ઘરમાં યજશ્નેની ક્રિયા થતી હોય ત્યાં જો કોઇ કુત્રો કે માણસ મરણ પામે તો પેહેલું કામ એ કરવું કે આતશને વગર ઇજા થવે ત્યાંથી ઉપાડી જવો; વલી જો આતશને લઇ જવા માટે બાસથી ત્રણ કદમની દુરીની અંદર જવું પડે તો તેમ પણ કરવું અને દેવાલ તોડવી નહીં. દસ્તુર રોશને જણાવ્યું છે કે, જો માટીની દેવાલ હોય તો તોડવી પણ છોાંયની હોય તો નહીં તોડે; એવી રીતે દેવાલ તોડવા માટે આ કે પેલી દુન્યામાં હીસાબ માગવામાં આવતો નથી. આતશખાનેહ (આતશબેહેરાંમ યા આદર્યાંન)નો ઘુંબજ પણ ખાલી ઘરની મીસાલે અપવિત્ર થાયછે અને તે પણ શ્યાળામાં નવ રાત અને ઉનાળામાં મહીના પછી પાછો કામ આવી શકે. માણસ ગુજરે તેનેથી ત્રણ કદમમાંજ રાંધેલો ખોરાક હોય તો તે તદન રદ કરવો.—તરજુમો કરનાર. ]

૫૧ (૧૪૯) અહુરમજ્દએ જવાબ દીધો : ગૉમેજ (નીરંગ) સાથે ભેલેલી રાખનાં (૧૫૦) ત્રણ, અથવા છ, અથવા નવ 'ખામ' [1] (ખોરાક તરીકે લે) (૧૫૧) અંદરના ભાગનાં દખમાં [2] (ઘોર)ને, તેમનાં કલેજામાનાં ગર્ભસ્થાંનને ધોવા (અને પવિત્ર કરવા) માટે.

૫૨ (૧૫૨) તે પછી ઘોડીનું, ગાયનું, મેંઢીનું અને બકરીનું તાજું દુધ, (૧૫૩) તરેહવાર જાતનો મેવો, (૧૫૪) તથા પાણી વિનાનું ભુંજેલું ગોસ્ત, પાણી વીના છરેલો અનાજ, પાણી વિનાનું મધ [3] (તેણી ખોરાક તરીકે લે.)

૫૩ (૧૫૫) હાડમંદ દુન્યાના પેદા કરનાર! તેણીએ ત્યાં કેટલો વખત રેહેવું જોઇએ, ગોસ્ત, અનાજ તથા મધ ખાવા આગમજ કેટલો વખત તેણીએ ઠોભવું જોઇએ?

૫૪ (૧૫૬) અહુરમજ્દએ જવાબ દીધો : તેણીએ ત્યાં ત્રણ રાત કાહાડવી, તેણીએ ગોસ્ત, અનાજ તથા મધ ખાવા આગમચ ત્રણ રાત ઠોભવું. (૧૫૭) ત્રીજી રાત પછી તેણીએ (પોતાનાં) શરીરને તથા વસ્ત્રને પાણી તથા ગોમેજથી ધોવાં અને નવ ખાડાઓ[4]-માંના (દરેકની) નજદીક (એવી ક્રિયા કરે.)

૫૫ (૧૫૮) હાડમંદ દુન્યાના પેદા કરનાર! ત્યાં તેણીએ કેટલો વખત રેહેવું જોઇએ; તે ત્રણ રાત પછી રેહેથાંન, ખોરાક અને વસ્ત્રને માટે બીજાં મજ્દયસ્નાનો સાથે જોડાવાની હાલતમાં (આવવા આગમજ) કેટલો વખત ઠોભવું જોઇએ?

---

૧ એનો અર્થ સ્પીગૅલ 'ટીપાં' અને અસપન્દયારજી 'પ્યાલાં' કરે છે પણ એનો અર્થ કદાચ હાથ વલ્લો કરવાથી જે આકાર થાય તે થતો હશે. (સરખાવો સંસકૃત: हाम=હાથ.)

૨ બાલક મુએલું જનમવાથી ગર્ભસ્થાન ગોયા તેની ઘોર ગણવામાં આવે છે.

[ ૩ કેટલાકો એનો અરથ દારૂ કરેછે.—તરજુમો કરનાર. ]

[ ૪ બરરનુમ ગાહમાં પથરનાં જે નવ ઢગલા કરવામાં આવે છે તે.—તરજુમો કરનાર. ]

૫૬ (૧૫૯) અહુરમજ્દએ જવાબ દીધો: તેણીએ ત્યાં નવ રાત રેહેવું જોઇએ: તે ત્રણ રાત પછી રેહેથાંન, ખોરાક અને વસ્ત્ર માટે બીજા મજ્દયસ્નાનો સાથે તેણી જોડાઈ શકે તે આગમચ નવ રાત થોભવું જોઇએ. (૧૬૦) એ નવ રાત પછી પોતાનાં શરીરને તથા વસ્ત્રને ગૉમૅજ્ તથા પાણીથી ધોય અને તે પછી તેણી પવિત્ર થશે.[1]

૫૭ (૧૬૧) હાડમંદ દુન્યાના પેદા કરનાર! આ વસ્ત્રો ધોઇને પાક કરવા પછી તેઓ કયારે (બીજાં વસ્ત્રો સાથે) ભેલાઇને (તેમની માફક કામ આવે)? (૧૬૨) જૂઓત, હાવન, આતરૅવક્ષ માટે, ફ્રબેરૅત, આબૅરૅત, અને આસ્નાત માટે, રએથ્વિશ્કર અને સ્રઓષાવરૅજ્ માટે[2] ધરમગુરૂ, પેહેલવાંન અને ઘાસચારાના ખેડુત માટે (તેઓ કયારે પવિત્ર થઈ શકે)?

---

૧ [આ રીતે વન્દિદાદમાં એક હંમેલદાર ઓરત અને તેણી મુએલું છોકરૂં જણનારી એટલે વન્દિદાદના કાયદા મુજબ રીમન થયલી બાનુ બાર દિવસમાં પવિત્ર થઇને બીજા લોકોના સંબંધમાં આવી શકેછે; ત્યારે એક હૈયાત બાલકનો જનમ આપનાર એટલે 'રીમન નહીં ગણાનાર' બાનુ માટે કેટલી મુદત હોવી જોઇએ તે વિચારવું સેહેલ છે. પણ અવસ્તા પછીના પેહેલવી જમાનામાં યાહુડીઓના સંબંધમાં આવવાથી તેમના રેવાજ મુજબ આપણા લોકોએ પણ હૈયાત કે મુએલુ છોકરૂં જણનાર બાનુને પવિત્ર થવા માટે ૪૦ દીવસની મુદત ઠરાવી હતી જે હજી ચાલુ છે. યાહુડીઓની બાનુઓ ૪૦ દિવસમાં પેહેલા ૭ દિવસ પછી અને પછી ૩૩ દીવસે નાહીને પવિત્ર થાય છે.—તરજુમો કરનાર.]

૨ જરથોસ્તી ધરમ ગુરૂઓના એ જુદા જુદા વરગો છે, જેમાંના હાલ માત્ર બેજ જૂઓત (જોતી) અને રએથ્વિશ્કર (રાથ્વિ) જલવાઇ રહ્યા છે જેઓ બાકીના વરગોનું કામ બજાવે છે. એ જુદા જુદા વરગો વાલાઓનો નીચે મુજબ જુદો જુદો અખ્તિયાર હતો: જૂઓતર=બંદગી તથા મંત્ર જાણનાર; હાવન=હોમ તૈયાર કરનાર; સરૂઓષાવર્જ=કાયદાએ ઠરાવેલી ગુનાહની તોજેસો અમલમાં મેલાવનાર; આસ્નાતર=પવિત્ર વાસણો (ક્રીયાનાં અલાતો) ને સાફ કરી તેમની જાલવણી કરનાર; આતરેવક્ષ=આતશ રોશન રાખનાર; ફ્રૅબેરૅત=પાણી લાવનાર; રએથ્વિશ્કર=બરૅશ્નુમ આપવા વગેરેની ક્રિયા કરનાર.

૫૮ (૧૬૩) અહુરમજ્દએ જવાબ દીધો : એ વસ્ત્રોને નવ રાત પછીબી (નીચલા ધણીઓ માટે) કદીપણ વપરાશમાં લેવાતાં નથી:(૧૬૪) નહીં જઓત માટે, નહી હાવન માટે, નહીં આતરૅવક્ષ માટે,' નહી ફ્રબરૅત માટે, નહીં આબૅરૅત માટે, નહીં આસ્નાત માટે, નહી રએથ્વિશ્કર માટે, નહીં સ્રઓષાવરૅજ઼ માટે, નહીં ધરમગુરૂઓ માટે, નહીં પેહેલવાન માટે, નહીં ખેડુત માટે.

૫૯ (૧૬૫) પણ જો તે મજ્દયસ્નાન ઘરમાં દસ્તાનવાળી એક ઓરત હોય, (૧૬૬) અગરજો તેણી (અપવિત્રાઇને) પવિત્ર કરનારી જગામાં (યાને અર્મેશ્તગાહમાં) (તેણીના શરીરના) માહેલા ભાગમાં તેણીને કોઇ અકસમાત બનાવથી અથવા જખમ થવાથી[1] હોય છે તો (૧૬૭) આ જણસો (કપડાં) તેણીને બીછાણાં તથા તકયા દાખલ કામે લાગે છે; (૧૬૮) તેણી પોતાના હાથોને રાખનાર પાટા (રદ કરવા માટે) ફાડી નાખી શકે ત્યાં સુધી[2] તેણી તે (વસ્ત્રો)થી ધંકાય.

૬૦ (૧૬૯) કારણ કે હજી વાપરી શકાય એવાં સઘલાં કપડાંઓમાંથી (૧૭૦) અહુરમજદ કાંઇબી નાશ થવા દેતો નથી, નહો અસ્પૅરૅનો[3]ના જેટલી કીંમતનું (૧૭૧) કે નહી એક જુવાન છોડી (સુતર કાંટતાં) જેટલું નાખી દે છે એટલુંબી.

---

૧ આ સવલું એક બાનુનેજ લાગુ પડેછે, અને અત્રે એક બાનુનોજ સવાલ છે એમ (૧૬૮)મા ફકરાથી પુરવાર થાયછે અને એ શબ્દોના આકારબી એકજ મતલબ બતાવેછે. 'માંહેલા ભાગના અકસમાત': એ પણ બાનુઓને દસ્તાન વખતે બનતા અકસમાત વિષેજ છે. (સરખાવો ફ્રગૅરદ ૧૬મી ફકરો (૬૪) મો.)

૨ આ ફકરાનો ખુલાસો સદ્દરમાંથી મલેછે. તેમાં એવું ફરમાવેલું છે કે, દસ્તાન વાલી બાનુઓએ તેઓ પવિત્ર થાય ત્યાં સુધી હાથે દસ્તાનાં પેહેડી રાખવાં અને તે વિના તેઓએ ખોરાક લેવો નહીં. [ આજની તબીબી વીદ્યા પ્રમાણે પણ આ ફર્માન તદન વાજબી છે જેમ છતાં બાનુઓ દસ્તાન વખતે હાથે મોજાં રાખ્યા વિના ખોરાક લેઇ પોતાની તનદરેસ્તીને નુકસાંન પોહોંચાડે છે અને વલી ધરમની રૂહે ગુનાહ કરેછે.—તરજુમો કરનાર. ]

૩ જુઓ ફ્રગૅરદ ૪ થી ફકરા (૧૪૪) ની નોત.

૬૧ (૧૭૨–૧૭૩) અગરજો એક મજદયસ્નાન એક ગુજરેલા ઊપર એક જુવાંન છોડી (સુતર કાંટતા) જેટલું નાખી દે છે એટલુંજ માત્ર નાખે તોબી

૬૨ (૧૭૪) જીવતાં જીવત તે હંમેશ સુધી અપવિત્ર થાય છે, મુવા બાદ તે સ્વર્ગનો હીસ્સો મેલવશે નહી, (૧૭૫–૧૭૬) બુરાઓ મા ટે (ઠરાવેલો) જગામાં, અંધારાંથી જનમ પામેલી પુશકલ અંધારી જગામાં તે તુટી પડશે. (૧૭૭–૧૭૮) બુરાઓની પોતાની ખાશયત, તેમનાં પોતાનાં કરતુકોનાં પરીણામથી તેઓને એ જગામાં ઘણીજ કંગાલ જીંદગી ભોગવવા માટે તોટી પાડશે.

## ફર્ગરદ ૬.

**લાસને અડકવાથી નીપજતી અપવિત્રાઈઓ સંબંધી ફરમાનો.—જમીનની અપવિત્રાઈ, § ૧–૫૩.—પાણીમાં તરતી લાસ, § ૫૪–૬૪.—પાણીને પવિત્ર કરવા સંબંધી, § ૬૪–૮૪.—હોમને પવિત્ર કરવા સંબંધી § ૮૫–૯૧.—દખમાં.**

આ ફર્ગરદ આગલાં પ્રકરણના બીજા બાબ સાથ સંબંધ ધરાવેછે; એમાં પણ ગુજરેલાંઓથી નીપજતી અપવિત્રાઇ વિષેજ વર્ણન છે. અવસ્તાના ઘણાજ પુરાતમ ભાગોને લગતો એ ભાગ છે, એમાં કોઈ શક રાખશે નહીં; તેમાં સઘલા તત્વો એકસરખા છે અને તેમાં સઘલી બીના નીયમીતસર વરણવેલી છે. માત્ર ૧૦૧–૧૦૬ સુધીના શ્લોકો આ ફર્ગરદ રચાવા બાદ લાંબે વખતે ઊમેરાયલા છે. એમાં બંને આર્ય પ્રજાઓના સામાન્ય વિચારો હજી દીસે છે. ઈરાંનની માફક હીંદુસતાનમાં પણ લાસની ચરબી અને તે માહેલો પ્રવાહ તેમને જે ચીજ અડકે છે તેમને અપવિત્ર કરેછે. સરખાવો ફર્ગરદ ૬ ઠી § § ૧૭, ૨૨, ૨૭ અને મનુ ૫ § ૮૭.

## ૬

૧ (૧) જે જમીન ઉપર કુત્રાઓ અને માણસો ગુજરેલાં હોય તે કેટલો વખત સુધી ખેડાયા વિનાની રેહેવી જોઇએ ? (૨) અહુરમજ્દએ જવાબ દીધો : તે જમીન જે ઉપર કુત્રાઓ અને માણસો ગુજરેલાં હોય તે એક આખું વરસ ખેડાયા વિનાની રેહેવી જોઇએ.

૨ (૩) જયાં કુત્રાઓ અને માણસો ગુજરેલાં હોય તે ઊપર એક આખું વરસ સુધી મજ્દયસ્નાનોએ ખેતી કરવી નહી અને પાણી વેહેવારવું નહી. (૪) એ મુદત પછી તેઓ પોતાની મરજી મુજબ ખેડે, પોતાની મરજી મુજબ પાણી વેહેવારે.

૩ (૫) પણ જો વરસની મુદતની અંદર જે જમીન ઉપર કુત્રાઓ અને માણસો ગુજરેલાં હોય તે ઉપર મજ્દયસ્નાનો ખેતી કરે અથવા પાણી વેહેવારે તો (૬) આ મજ્દયસ્નાનો લાસને દાતવા(થી કરે તે) પ્રમાણે જમીનને, પાણીને તથા ઝાડપાનોને અપવિત્ર કરેછે.

૪ (૭) હાડમંદ દુન્યાના પેદા કરનાર ! જે જમીન ઊપર કુત્રાઓ તથા માણસો ગુજરેલાં હોય તે જમીન ઉપર વરસની અંદર જો મજ્દયસ્નાનો તે જમીનને ખેડે અથવા તે ઉપર પાણી વેહેવારે તો (૮) તે (ગુનાહ)ની સજા શું છે ?

૫ (૯) અહુરમજ્દએ જવાબ દીધો: તે પાપીપણાં માટે તે ૨૦૦ ફટકા પરોણીથી, ૨૦૦ સ્રઓષોચરનથી મારે. [૧]

---

૧ [ મેદોકમાહના પેહેલવી વન્દિદાદમાં જણાવેછે કે, ગુજરેલાં માણસનો એક બાલ વા કોઇ અવયવ જમીન ઊપર પડે તો તે જમીન રીમન છે. જો કોઇ પલંગ ઊપર ગુજરે અને તે પલંગના પૈયા જમીનને લાગેલા ન હોય તો તે પલંગ ઊપર કોઇ નસો પડવાથી જમીન રીમન થતી નથી. જો કોઇ કફલાત કરેલી જમીન ઊપર મરણ પામે તો કફલાત રીમન થાયછે માટે તે કફલાત ઉખેડી કાહાડી પછી પાછી નવેસરથી કફલાત કરે તો તે પવિત્ર થાયછે. જો પથર ઉપર કોઇ મરણ પામે અને તે પથર જમીન સાથે જોડાયલો હોયતો તે પથરપણ એક વરસે પવિત્ર થાયછે. છાંન, રાખ, આતા અને બીજી બારીક જણસો ઊપર નસો પડેછે તો તે રીમન થાયછે પણ

૬ (૧૦) હાડમંદ દુન્યાના પેદા કરનાર! ખેડવા લાયક જમીન ઊપર પાણી ચલાવવાને, ખેતી કરવાને તથા ખોદવાને જો મજદયસ્ના-નો ઇચ્છે તો (૧૧) એ મજ્દયસ્નાનોએ શું કરવું જોઈએ ?

૭ (૧૨) અહુરમજ્દએ જવાબ દીધો: જો એમ હોય તો આ મજ્દયસ્નાનોએ તે જમીન ઊપર ઘણી સંભાલથી (તે ઊપર પડેલાં) તમામ હાડકાં, બાલ, માંસ, ગલીચી અને વેહેતાં લોહીની તપાસ કરવી.

૮ (૧૩) હાડમંદ દુન્યાના પેદા કરનાર! જો આ મજ્દયસ્નાનો તે જમીન ઊપર સંભાલથી (તે ઊપર પડેલાં) હાડકાં, બાલ, માંસ, ગલીચી અને વેહેંતા લોહીની તપાસ ન કરે તો (૧૪) તે ગુનાહની સજા શું થાય ?

૯ (૧૫) અહુરમજ્દએ જવાબ દીધો: તે પાપીપણાં માટે તે ૨૦૦ ફટકા પરોણોથી ૨૦૦ ફટકા સ્રઓષોચરનથી મારે.

૧૦ (૧૬) હાડમંદ દુન્યાના પેદા કરનાર! અગરજો કોઇ ગુજરેલા કુત્રા કે માણસનું નાહાની આંગલીનાં છેલાં બેટકાં કરતાં વધારે મોટું નહીં એટલું હાડકું (જમીન ઊપર) નાખી દે (૧૭) અને તેમાંથી ચરબી અથવા રસીના જેવો પ્રવાહ વેહે તો (૧૮) તે ગુનાહ માટે શું સજા હોય ?

૧૧ (૧૯) અહુરમજ્દએ જવાબ દીધો: ........ ૩૦ ફટકા....

૧૨–૨૫ (૨૦–૫૩) આ સઘલા ફકરા (૧૬-૧૯) ને મલતા છે. વચલી આંગલીનાં છેલાં બેટકા જેટલું હાડકું નાખવા માટે ૫૦, સરવેથી મોટી આંગલીનાં છેલાં બેટકાં જેટલાં માટે ૭૦, એક આંગલી અથવા એક પાંસલી જેટલાં માટે ૯૦, બે આંગલી અથવા બે પાંસલી જેટલાં માટે ૨૦૦, બાજુ જેટલાં અથવા છાતીનાં જેટલાં માટે ૪૦૦, માણસનાં માથાં જેટલાં મોટાં માટે ૬૦૦, અને માણસ અથવા કુત્રાની આખી લાશ નાખી દેવા માટે ૧૦૦૦ ફટકા પરોણીથી ૧૦૦૦ ફટકા સર્ઓષોચરનથી મારવા ફરમાવ્યું છે.

---

જમીન તેથી રીમન થતી નથી. દારૂની જામ ઉપર નસો પડે તો તે ઢોલી નાખવો.—તરજુમો કરનાર. ]

૨૬ (૫૪) હાડમંદ દુન્યાના પેદા કરનાર! અગરજો મજ્દ-યસ્નાનોને કુંચ કરતાં, દરયાની સફર કરતાં, ઘોડેસ્વાર અથવા ગાડીમાં બેસીને જતાં પાણી ઊપર તરતી એક લાસ મલે તો (૫૫) આ મજ્દ-યસ્નાનોએ શું કરવું જોઇએ?

૨૭ (૫૬) અહુરમજ્દએ જવાબ દીધો: ઓ જરથુશ્ત્ર! તેઓએ તે જગાએ ઠોભવું, પોતાના જોડા કાહાડવા અને પોતાનાં વસ્ત્ર ઉતારવાં; (૬૦) તેઓ તે ગુજરેલાંનાં શરિરને પોહોંચે ત્યાં સુધી (૫૮–૫૯) પાણીમાં ઘુંટી સુધી, ઘુંટણ સુધી, શરિરના વચલા ભાગ સુધી, માણસની આખી ઊંચાઇ જેટલે સુધી દાખલ થઇને, (૫૭) ઓ જરથોસ્ત! તેઓ તે લાસની નજદીક જાય અને તેને પાણીમાંથી ખેંચી કાહાડે.

૨૮ (૬૧) હાડમંદ દુન્યાના પેદા કરનાર! જો આ લાસ કો-હોવા તથા છુટી પડવા જેવી હાલતમાં આવી ગયલી હોય તો (૬૨) તે મજ્દયસ્નાનોએ શું કરવું જોઇએ?

૨૯ (૬૩) અહુરમજ્દએ જવાબ દીધો: જેટલું તેઓ પો-તાના હાથો વડી ઊપાડી શકે એટલું બધું તેઓએ પાણીમાંથી ખેંચી કાહાડવું અને તે તેઓએ સુક્કી જમીન ઉપર મેલવું. હાડકાં બાલ, માંસ, ગલીચી કે લોહી સાથે પાણી અડકવાથી અપવિત્ર થવાતું નથી. [1]

---

[1] [પેહેલવી સરેહ કરનાર જણાવે છે કે, નસો પાણીમાંથી બાહાર કાહાડી લાવવો એ 'તનાફુર' સવાબ મેલવવા જેવું કામ છે, પણ તેને જાણી જોઇને રેહેવા દેવો એ 'તનાફુર' પાપ કરવા બરાબર છે. સોશયોસ કહેછે કે નુકસાંન થવાની ધાસ્તી હોય ને તેથી જો કોઇ તેને બાહાર ન કાહાડે તો ફીકર નહીં પણ કુસ્તનોબુજ્દ તથા ગોગોસસ્પ તેથી ઉલટું જ કહેછે: તેઓ કહેછે કે, પોતાને ઇજા થવાની ધાસ્તી હોય તોબી તેને પાણી માંથી બાહાર કાહાડવોજ જોઇએ; ગોગોસસ્પ કહેછે કે, નુકસાંન થવાની ભયથી નહીં કાહાડનારને 'તનાફુર' અને ભય ન હોય તે છતાં નહીં કાહાડ નારને 'મર્ગરજાંની' (યાને મોહોતની સજા લાયકનો) ગુનાહ લાગે. નસો કાહાડવા જતી વખતે કપડાં ઊતારી નાખવાની સંભાલ લેવી, કારણકે નહીં તો તેઅપવિત્ર થાય. જો સંગદીદનો કુત્રો કે પેવંદ પકડનાર માણસ એ વખતે

૩૦ (૬૫) હાડમંદ દુન્યાના પેદા કરનાર! સ્થીર પાણીના કેટલા જથામાં દ્રુજેનસુશ્ નજીસાત, કોહોવાત અને નાપાકી સાથે દાખલ થાયછે?

૩૧ (૬૬) અહુરમજદએ જવાબ દીધો: ચાર (દિશાઓમાંની) દરેક તરફથી છ કદમ જેટલા (જથા)માં. (૬૭) જયાં સુધી તેમાંથી તે લાસને કાહાડી લઈ જાય નહી ત્યાં સુધી તે પાણી પવિત્ર થાય નહીં, તે પીવાઇ શકે નહીં. (૬૮) તેઓ તે લાસને પાણીમાંથી એ રીતે ખેંચી કાહાડે, બાહાર લઇ જાય અને સુક્કી જમીન ઊપર મેલે.

૩૨ (૬૯) પછી તેઓ પોતાથી બની શકે અથવા નહીં બની શકે તે મુજબ (તે તલાવમાથી) અરધો, ત્રીજો, ચોથો કે પાંચમો ભાગ પાણી કાહાડી નાખે. (૭૦) જયારે લાસને કાહાડી લઈ જવામાં આવે અને પાણીનો (દેખાડેલો) જથો કાહાડી નાખવામાં આવે ત્યારે તે પાણી પવિત્ર થાય છે, આગલની માફક મરજી મુજબ માણસો તથા ઢોરો તે પી શકે.

૩૩ (૭૧) હાડમંદ દુન્યાના પેદા કરનાર! હોજ અથવા કુવાનાં પાણીના કેટલા જથામાં દ્રુજેનસુશ્ નજીસાત, કોહોવાત અને નાપાકી સાથે દાખલ થાય છે?

૩૩-૩૬ (૭૨-૭૪) અહુરમજદએ જવાબ દીધો: જુઓ (૬૭-૭૦)[1]

---

ન મલે તો કાંઈ ફીકર નહીં. નસાને પાણીમાંથી કાહાડીને એવી જગાએ મેલવો કે ત્યાં પાણી પાછું પોહોંચે નહીં, કારણકે નહીં તો તે મર્ગરજાંની ગુનાહ થયો. લાસને સુક્કી જમીન ઉપર લાવવા બાદ સગદીદ કરાવી પેવંદ લઈ તેને ઠેકાણે પાડવું. જો લાસ એવી ખરાબ થઇ હોય કે તેના જુદા જુદા ભાગો કાપીને જુદા જુદા ભાગો બાહાર કાહડવાની જરૂ પડે તો તેમ કરવું અને એવી રીતે જે દરેક ભાગ તે બાહાર કાહાડે તે માટે તેને એક 'તનાફુર' સવાબ લાગે. વરસાદ પડતો હોય તે વેલા પાણીમાંથી નસો કાહાડીને તેને વરસાદમાં લઈ જઈ મેલવો પણ ગુનાહ છે.—તરજુમો કરનાર.]

૧ [આ ઠેકાણે (૭૧)મા ફકરાના સવાલનો જવાબ અસલમાં નથી પણ સરેહ કરનાર કહે છે કે, નસાથી છ કદમ નીચે સુધી પાણી ખરાબ થાય

૩૭ (૭૫) હાદમંદ દુન્યાના પેદા કરનાર! બરફ અથવા કરાંના પાણીના કેટલા જથામાં દ્રુજેનસુશ્ નજીસાત, કોહોવાત અથવા નાપાકી સાથે દાખલ થાય છે? અહુરમજ્દએ જવાબ દીધો: ચારે બાજુ તરફથી ત્રણ ત્રણ કદમ સુધી.

૩૭-(૭૬) જુઓ ૬૭-૬૮.

૩૮ (૭૭) લાસ બાહાર કાહાડવા અને પાણી પીગલાઇ જવા પછી તે પવીત્ર થાયછે, અને પછી આગલની માફક મરજી મુજબ માણસો તથા ઢોરો તે પી શકે.

૩૯ (૭૯) હાદમંદ દુન્યાના પેદા કરનાર! વેહેતાં પાણીના કેટલા જથામાં દ્રુજેનસુશ્ નાપાકી, નજીસાત તથા કોહોવાત સાથે દાખલ થાયછે?

૪૦ (૮૦) અહુરમજ્દએ જવાબ દીધો: ત્રણ કદમની ઊંડાઇએ, નવ કદમ ઝરણની બાજુએથી અને છ કદમ સામસામી બાજુઓએ (જમની તથા ડાબી બાજુઓએ) થી. (૮૧-૮૨) જુઓ (૬૭-૬૮)

૪૧ (૮૩) લાસને બાહાર કાહાડવા પછી અને (નસા વાલી જગા) ઊપરથી ત્રણ વાર પાણી વેહી જવા પછી તે પાણી પવિત્ર થાય છે, અને પછી આગલની માફક મરજી મુજબ માણસો તથા ઢોરો તે તે પી શકે.

✱ ૪૨ (૮૪) હાદમંદ દુન્યાના પેદા કરનાર! જે 'હોમ'ને ગુજરેલા કુત્રા અથવા માણસની લાસ સાથે અડકાવ્યો હોય તે કયારે પાક થાય?

૪૩ (૮૫) અહુરમજ્દએ જવાબ દીધો: ઓ અશો જરથુશ્ત્ર! તે પવિત્ર છે. કારણકે ગાલેલો હોમ (યાને હોમનો રસ) કોહોતો નથી. તેમજ મરતો નથી, (૮૬) નસો તેને પોહોંચતો નથી. (૮૭) જે હોમ નીચવાયલો ન હોય તે (ચાર આંગલ જેટલો અપવિત્ર જ્યાં તેને

---

છે. સરેહ કરનાર જણાવે છે કે, કુવામાંથી નસો બાહાર કાહાડવા પછી તેમાંનું સઘલું પાણી બાહાર કાહાડી નાખી એક વરસ સુધી તેને ખાલી ઊઘાડો રાખે અને પછી તે વાપરે, પણ જો જે ગેહમાં નસો કુવામાં પડયો હોય તેજ ગેહેમાં તેને પાછો બાહાર કાહાડવામાં આવે તો કુવો ગાલી કાહાડીને તુરત વાપરી શકાય.—તરજુમો કરનાર.]

નસો લાગ્યો હોય ત્યાંથી થાયછે); (૮૮) ચાર આંગલ જેટલો તેનો ભાગ કાપે (૯૦) એક આખું વરસ વહી જાય ત્યાં સુધી (૮૯) તેને ઘરના વચલા ભાંગની જમીનની અંદર મેલે, (૯૧) તે વખત જવા પછી અશો મરદો આગલની માફક તે (નીચવોને ખાઈ શકે.)

૪૪ ( ૯૨ ) હાડમંદ દુન્યાના પેદા કરનાર! ગુજરેલાં માણસની લાસને અમે કયાં લઈ જઇએ, ઓ અહુરમજ્દ ! તેને અમારે કયાં મેલવી જોઇએ !

૪૫ ( ૯૩ ) અહુરમજ્દએ જવાબ દીધો ! ઓ પવિત્ર જરથુશ્ત્ર ! ઘણીજ ઊંચી જગાઓએ, જયાં (૯૪) માસ ખાનારાં પક્ષીઓ અને કુત્રાઓ મોટી સંખ્યામાં તેને (લાસને) જોઇ શકે.

૪૬ (૯૬) લોખંડ, પથ્થર અથવા મટોડાં સાથે (૯૫) તે લાસને તેનાં પગ તથા તેના બાલ વટી મજ્દયસ્નાએ મજબુતીથી બાંધવી જોઇએ; (૯૭) જો એમ નહીં (કરે તો) માસ ખાનારાં પક્ષીઓ અને કુત્રાઓ આ લાસનાં હાડકાં પાણીમાં અથવા ઝાડો ઊપર લઇ જાય.

૪૭ ( ૯૮ ) હાડમંદ દુન્યાના પેદા કરનાર! અગર જો તેઓ તેને બાંધે નહીં ( અને ) અગર જો માંસ ખાનારાં પક્ષીઓ કે કુત્રા પાણીમાં અથવા ઝાડ ઊપર હાડકાં લઇ જવાને આવે તો ( ૯૯ ) તે ગુનાહની સજા શું થાય ?

૪૮ (૧૦૦) અહુરમજ્દએ જવાબ દીધો : તે પાપીપણાં માટે તે ૨૦૦ ફટકા પરોણીથી, ૨૦૦ ફટકા સરઓષોચરનથી મારે.

૪૯ (૧૦૧) હાડમંદ દુન્યાના પેદા કરનાર! ····જુઓ (૯૨) [1]

૫૦ ( ૧૦૨ ) અહુરમજ્દએ જવાબ દીધો : તેઓ તેની આસપાસ ઘેરી લીધેલી ઊંચી (દેવાલો) બનાવે, ( ૧૦૩ ) જે કુત્રાઓ, કોહોલાંઓ અને વરૂઓ કરતાં ( યાને તેઓ પોહોંચી શકે તે કરતાં) વધુ ઊંચી હોય, (૧૦૪) એવી પ્રકારે કે વરસાદનું પાણી ત્યાં વેહે નહીં વરસાદનાં પાણી સામે ઢાંકણ વાળી ( તે હોય. ) [2]

---

૧ [ પ્રોફેસર દાર્મેસ્તેતે તથા એરવદ કાવસજી એદલજી કાંગા અહીં 'લાસ'ને બદલે હાડકાં એવો અરથ કરેછે.—તરજુમો કરનાર. ]

૨ ( ૧૦૧-૧૦૬ ) સુધીના ફકરાઓ તેમાં જણાવેલી બાબદ ઊપરથી ઘણા પાછલા વખતના માલમ પડેછે; આગલા ( ૯૪-૯૭ ) ફકરાઓની

૫૧ (૧૦૫) જો મજદયસ્નાનોથી બની શકે અને જો તેઓ ઈચ્છે તો તે લાસને તે પથ્થરના બાંધકામ ઊપર, અથવા ગાલીચા ઊપર મેલે, (૧૦૬) જો તેઓ ( તે બાંધકામ કરવાની ) હાલતમાં ન હોય તો તેઓ ( તે લાસને ) જમીન ઊપર બીછાણા અને તેમના તકયા ઉપર રોશાણીમાં સુરજને જોતી ખુલ્લી મેલે.

---

તેઓ વીરૂદ્ધ છે. ફાડી ખાનારાં હેવાનોથી લાસનું રક્ષણ કરવાની બાહેશ (૧૦૩ને ૯૪ સાથે સરખાવો), અને જરથોસ્તી મહુજબના પ્રથમ જમાનામાં નહીં જણાયલા રેવાજોની નીશાંનો તેમાં દીસે છે. ૧૦૩–૧૦૪ ફકરાઓ શારદીન પોતાની મુશાફરીના હેવાલમાં જણાવેછે એવાં દખમાં થવા પછી ઊમેરાયલો દીસે છે. [એરવદ રબાદી એ ફકરાઓમાં હાલ વપરાતાં દખમાંનું વરણન જુએ છે અને તેઓ ૧૦૪ ફકરાનો અરથ એવો કરેછે કે તેમાંથી યાને દખમામાંથી વરસાદનું પાણી બાહાર રસતા ઊપર આવે નહીં એવી ઊચી દેવાલો "આસપાસ બાંધે. પ્રોફેસર દાર્મેસ્તેતે એવો અરથ કરે છે કે, 'વરસાદનું પાણી તેમાં યાને દખમાની ઊપર રહે નાહીં'. એરવદ કાવસજી કાંગા (૧૦૨ ફકરાનો અરથ એવો કરે છે કે, 'તે (હાડકાં) ને માટે' "અસ્તોદાંન" (યાને મુવેલાંનાં હાડકાં રાખવાનું મુકામ) બનાવવું જોઇએ. એરવદ કાવસજી અસ્તોદાંન અને દખમાને જુદાં ગણે છે.—તરજુમો કરનાર.]

# ફર્ગરદ ૭.

**નસાથી તથા લાસને અડકવાથી નીપજતી અપવિત્રાઈ, §§ ૧-૭૨.—તરેહવાર જણસોને પવિત્ર કરવાની રીત, §§ ૨૫-૫૮, ૭૨-૯૩ ૧૮૩-૧૯૨ —મુએલાં જનમેલાં એક બાલકની માતા વિષે, §§ ૧૫૧-૧૮૨.—કબરસ્થાનોની અપવિત્રાઈ અને તેમને નાશ કરવાની મજબુત તાકીદ, §§ ૧૨૮-૧૫૦.—શીખાઊ તબીબના અખતરા, તબીબનો લવાજમ, §§ ૯૪-૧૨૧.**

---

સાતમી ફર્ગરદ રીમન થએલી જણસોનેપવિત્ર કરવાને લગતા કાયદાઓને લગતા છે. એ પ્રકરણ ઘણાક છુટા ફકરાઓનું બનેલું છે. ખરૂં છે કે એનો મોટો ભાગ લાસને અડકવાથી નીપજતો અપવિત્રાઇઓ તથા તે અપવિત્રાઇઓ દુર કરી પવિત્ર કરવા સંબંધી હુકમોથી રોકાયલો છે: પણ તેમાં એક હાથ ઊપરબીજી ફર્ગરદોને લગતા બે ફકરાઓ પાછા આપવામાં આવ્યા છે, અને વલી તેમા એક ત્રીજો ફકરો આ પ્રકરણની બાબદથી તદન બેગાંનો છે, જેમાં તબીબના અખતરા તથા લવાજમનુ વરણન છે. આ ફર્ગરદનો છેડેનો ફકરો ૧૯૩-૧૯૬ તેમજ §§ ૩૭-૪૦ ફકરાઓ સારી રીતે જોડાયલા નથી. એ ફકરાઓ ઘણું કરીને અવસ્તાના ઘણા પુરાતમ ભાગોને લગતા હતા; જે રેવાજો તેમાં વરણવ્યા છે તે સરૂઆતનાં દહાંડાને લગતા છે.

આ ફર્ગરદ માણુસનાં કર્તુકોને લગતું એક નવું પ્રકરણ છે, પણ તેમાં મજદયસ્નની નીતી વધુ સારા આકારમાં દરશાવી નથી. તેમાં આપણે જોઇયે છાયે કે, જે મજદયાસ્નાન એક ધોર તોડી પાડે તેને હંમેસગીનાં સુખ માટે અને કુત્રો ખાનારને દોજખની સજા માટે ખાતરી અપાઇછે. વલી જે કોઈ અંધારાંમાં પાણી કાહાડેછે અથવા એવીજ પ્રકારનાં બીજાં કોઇ ફરમાનો તોડેછે તેનાં પવિત્ર કામો અને અશોઈ નીરૂપયોગી થાયછે એટલુંજ નહીં પણ તે સામો પાપ ઠરેછે એમ એમાં જાહેર કરયું છે. (૧૨૮-૧૩૬) સુધીના ફકરા બાકીનાઓના જેટલા પુરાતમ નથી. જે ફકરો તેમની શરૂઆત કરેછે તેનો આકાર, ૧૨૮મા ફકરામાંની અહુરમજ્દ તરફની તાકીદ અને ૧૩૦મા ફકરામાં તે જે ભાગ બજાવતો જણાવવામાં આવ્યોછે તે ઊપરથી તે ઘણા પાછલા વખતના હોવા બાબદ કશો શક રેહેતો નથી.

## ૭

૧ (૧) જરથુશ્ત્રએ અહુરમજદને પૂછ્યું: અહુરમજદ ! ઘણાજ પવિત્ર મિનો, હાડમંદ દુન્યાના પેદા કરનાર, પવિત્ર હેયાતીવાલા ! (૨) ગુજરેલાં માણસોની લાસ ઉપર દ્રુજેનસુશ્ કયે વખતે ધસારો કરે છે ?

૨ (૩) અહુરમજદએ જવાબ દીધો: મરણ પછી તુરતજ, ઓ અશો જરથુશ્ત્ર ! આત્મા (તનમાંથી) જતો રહે છે. તે પછી પશ્ચિમ[1] તરફના ભાગોમાંથી પોતાના વાળેલા પંજાઓથી, પોતાની બાહાર નીકલેલી ગાંઠથી ભયંકર દેખાવની, અપવિત્ર ખર્ફસ્તરોની માફક હદવિનાનું નુકશાંન કરનાર એક માંખીના આકારમાં દ્રુજેનસુશ્ ધસારો કરે છે.[2]

૩ (૪) હાડમંદ દુન્યાના પેદા કરનાર ! જો આ માણસો કુત્રાઓથી, વરૂઓથી, યાતુઓથી મારયા ગયા હોય. જો તેમનું મરણ કોઈ મરકીથી, ટેકરી ઊપરથી પડી જવાથી, માણસો (ઇનસાફ કરે તે)થી, જુલમાતથી અથવા ભુખમરાથી નીપજે તો

---

૧ પશ્ચિમ તરફના મુલકો વેરાન અને પાહાડો હતા જ્યાં ઇરાંન ઉપર હુમલો કરનારા જંગલીઓ વસ્તા હતા જેથી એ દેશના રેહેવાસીઓની નજરમાં તે મુલકો દેવાનું રેહેઠાંન હતું. તેમના મુલકોને વેરાન કરનારી સઘલી ખરાબીઓ તે તરફથી આવતી હતી. વલી એજ દિસાએથી સૂર્યની રોશની અંધારામાં ઓવાઈ જતી. સરખાવો ફાર્સિ 'બખ્તર' એટલે પશ્ચિમ. શ્પિગેલ એને ઉત્તર દિશા ધારેછે પણ ઉતર દીશા કાંઇ તારાઓની રોશિણ વિનાની હોતી નથી અને રોશિણ કાંઇ તે દીશા ભણી નાબુદ થતી નથી.

૨ [ વૅસ્તરગારદની આવૃતીમાં નીચલો ફકરો વધારે મલેછે: કુત્રો લાસને જોય અથવા ખાય અથવા માંસ ખાનારાં પક્ષીઓ તેની તરફ ઊડી જાય ત્યાં સુધી તે તે (ગુજરેલા) ઊપર રહેછે. જયારે કુત્રો તે જોય અથવા ખાય અથવા માંસ ખાનારાં પક્ષીઓ તેની તરફ ઊડી જાય ત્યારે દ્રુજેનસુશ પશ્ચિમ તરફના ભાગોમાં પોતાના વાલેલા પંજાઓથી, પોતાની બાહાર નીકલેલી ગાંઠથી ભયંકર દેખાવની, અપવિત્ર ખર્ફસ્તરોની માફક હદ વિનાનું નુકશાંન કરનાર એક માંખીના આકારમાં ધસી જાયછે.

પેહેલવી સરેહ કરનાર જણાવેછે કે, માણસ મરે એટલે તુરત તેને સગદીદ કરાવે; જો કોઈ ઠેકાણે સગ ન મલે તો પછી માંસ ખાનારાં પક્ષીઓને તે લાસની ઊપરથી ઊડાડે.—તરજુમો કરનાર. ]

૪ (૫) કેટલો વખત જવા બાદ નસુશ્ તેમના ઊપર ધસારો કરે છે ?

૫ (૬) અહુરમજ્દએ જવાબ દીધો: (મરણ) પછીનો બીજી રતુ[1]ની આખેરે દ્રુજેનસુશ્ પશ્ચિમ તરફના ભાગોમાંથી પોતાના વાળેલા પંજાઓથી, પોતાનો બાહાર નીકલેલી ગાંઠથી ભયંકર દેખાવની, અપવિત્ર ખફસ્તરોની માફક હદવિનાનું નુકશાન કરનાર એક માખીના આકારમાં ધસે છે.

૬–૯(૭–૨૪) જુઓ ફર્ગરદ ૫મી ૨૭–૩૦ (૮૩–૧૦૦)

(૨૫) પણ જો તે ગુજરેલાંનું બીછાણું અને ચટાઈ હોય તો તે ઢાંકણ તરીકે કામમાં લેવું જોઇએ.[2]

૧૦ (૨૬) હાદમંદ દુન્યાના પેદા કરનાર ! આ બીછાણાં અને ચટાઈના કેટલા વીસ્તાર ઊપર દ્રુજેનસુશ્ નજીસાત, કોહોવાટ અને અપવિત્રાઈ સાથે દાખલ થાય છે ?

૧૧ (૨૭) અહુરમજ્દએ જવાબ દીધો: દ્રુજેનસુશ્ બીછાણાંના ઊપલા ભાગ તથા માંહેલાં (યાને ગુજરેલાંના શરિર ઊપરનાં) ઢાંકણ (યાને કપડાં) ઊપર નજીસાત, કોહોવાત અને અપવિત્રાઇ સાથે દાખલ થાય છે.

૧૨ (૨૮) હાદમંદ દુનયાના પેદા કરનાર ! કુત્રા અથવા માણસની લાસને લાગેલાં વસ્ત્ર પવિત્ર થઇ શકે કે ?

---

૧ ઇરાનીઓ દિવસને પાંચ ભાગો અથવા 'રતુઓ'માં વેહેંચતા હતા. એ પાંચ વિભાગોની હદ નીચે મુજબ હતી: સુરજનું ઉગવું, મધ્યાંન બપોર, સાંજના ઝળકલાંનો વખત, તારાઓનું પોતાના પુર પ્રકાશમાં બાહાર પડવું અને બામદાદ નજદીક આવવાથી તારાઓનો પ્રકાશ કમી થવાનો વખત. પારસીઓ આ વિભાગોને 'ગાહ'નું નામ આપેછે જે શબ્દ ગાથા એટલે યશ્તનાં ગાયનો ઊપરથી નીકલેલોછે; ગાથાઓને દિવસના પાંચ ભાગોના સ્વાધીનમાં સોંપ્યાછે.

૨ આ ફકરો હજી શકમંદ છે; શ્પીગેલ જણાવેછે તેમ કદાચ, ૨૫મા ફકરાને ૨૬મા સાથે સાંધવા માટે તેને અત્રે દાખલ કરી કપડાંને લગતો સવાલ સરૂ કરવા ધારેલો માલમ પડેછે.

૧૩ (૨૯) અહુરમજ્દએ જવાબ દીધો: ઓ પવિત્ર જરથુશ્ત્ર ! તે પવિત્ર થઇ શકે છે. (૩૦) કેવી રીતે ? (૩૧) જો નજીસ પ્રવાહ, લોહી, ગલીચી અથવા વામીતથી તે ખરાબ થયાં હોય તો (૩૨) મજદયસ્નીઓ તેના ટુકડા કરી નાખીને તેને દાટે.

૧૪ (૩૩) જો નજીસ પ્રવાહ, લોહી, ગલીચી અથવા વામીતથી તે ખરાબ થયાં ન હોય તો (૩૪) તે વખતે મજદયસ્નીઓ તેને 'ગોમેજ' થી ધોય.

૧૫ (૩૫) જો એ વસ્ત્ર ચામડાંનાં હોય તો તેમને ત્રણ વાર 'ગોમેજ' થી ધોવાં જોઇએ, ત્રણ વાર તેને જમીન ઊપર ચોલે, પછી ત્રણ વાર પાણીથી તેને ધોય, અને (સેવટે) ત્રણ મહિના સુધી ઘરની બારીએ હવામાં ખુલ્લાં (વખાતાં) મેલે. (૩૬) જો ગુંહેલા વાલનું કપડું હોય તો તેને છ વાર 'ગોમેજ'થી ધોવાં જોઇએ, છવાર તેને જમીન ઊપર ચોલે, પછી છ વાર તેને પાણીથી ધોય અને (સેવટે) છ મહિના સુધી ઘરની બારીએ હવામાં ખુલ્લાં (વખાતાં) મેલે.

૧૬ (૩૭) ઓ પવિત્ર જરથુશ્ત્ર ! અર્દિવસૂર નામનું પાણી મારાં (નીચલાં) પાણીઓને પવિત્ર કરે છે: (૩૮) મરદોની મનો બાનુઓનાં ગર્ભસ્થાંન, બાનુઓનાં દુધ.

૧૭–૨૨ (૪૧–૫૮) જુઓ ફર્ગરદ ૫મી ૫૭–૬૨ (૧૬૧–૧૭૮.)

૨૩ (૫૯) હાડમંદ દુન્યાના પેદા કરનાર ! આ માણસો જેઓએ મુએલાં માણસ કે કુત્રાનું માંસ ખાધું હોય તેઓ કેમ પવિત્ર થઈ શકે ?

૨૪ (૬૦) અહુરમજ્દએ જવાબ દીધો: ઓ પવિત્ર જરથુશ્ત્ર ! તેઓ (હંમેશ સુધી) અપવિત્ર છે. (૬૧) એ માણસો કુટુંબોનો નાશ કરનારા, મનનો નાશ કરનારા છે;[1] (૬૨) તેઓ આંખોમાંથી ખુલ્લું જોવું

---

૧ સ્પીગેલ આ ઠેકાણે એ માણસોની પોતાની સજાનો સવાલ હોય અને કોઇએ તેમને જીવતાં જીવતાં દાતવા જોઇએ એમ સમજે છે. પણ અવસ્તાનાં ફર્માનો એવા રેવાજની સદનતર વિરૂદ્ધછે. ખરૂં છે કે, એકીમીનાઇદ (હખામની) વંશના રાજાઓએ મજદયસ્ની ધર્મના કાયદા તોડયા હતા

કાહાડી લે છે ( અને આંધલાપણું ઊત્તપન્ન કરે છે.) (૬૩) દ્રુજેનસુશ્‌ તેમના ઉપર તેમનાં નખ સુધી ધસે છે, (૬૪) તેઓ ત્યાર પછી હંમેશા સુધી, જાહુક સુધી અપવિત્ર થાય છે.

૨૫ (૬૫) હોરમંદ દુન્યાના પેદા કરનાર ! આ માણસો જેઓ એક લાસને અટકાવીને આ ગલીચોઓ મારફતે આતશ કે પાણીને અપવિત્ર કરે તેઓ કેવી રીતે પાક થઈ શકે ?

૨૬ (૬૬) અહુરમજ્દએ જવાબ દીધો: ઓ પવિત્ર જરથુશ્ત્ર ! તેઓ (હંમેશ સુધી) અપવિત્ર છે. (૬૭) તેઓ એટલે આ બુરાઓ જેઓ નસાને સોંપાયલા છે તેઓ મધક કુત્રા[1]નાં બલને મદદ કરે છે, (૬૮) તેઓ યાને નસાને સોંપાયલા આ બુરાઓ ખેતીનો નાશ કરનાર ટોપણીને મદદ કરે છે.

૨૭ (૬૯) દેવોની પેદાએશ તાહાટની સખતાઇને વધારે છે કે જે ગોસ્પન્દોને મારી નાખે છે તથા ખરાબીનાં મૂલ, ઘાટકી તથા નુકશાન કારક શ્યાલાના બરફ અને રેલનો ફેલાવો કરે છે; નસાને સોંપાયલા આ

---

પણ અવસ્તા પોતે એવાં વિરૂદ્ધ કામને માટે સત્તા આપતા નથી. ૬૭–૬૯ ફકરાઓ વલી દેખાડેછે કે, અહીં જે સવાલ છે તે ગુનેહગારોને શું સજા કરવી તેનો નહીં પણ તેમના ગુનાહોથી શું નુકશાંનકારક પરિણામો નીપજેછે તે બતાવવાની છે. શ્પીગેલનો અરથ કબુલવા માટે વલી 'કોઈ તે માણસોનાં મકાંનો ઊખેડે' એવો અરથ કરવાની જરૂરછે, જ્યારે અસલ લખાણમાં તે 'આ માણસો (આ ગુનેહગારો) ઊખેડે છે' એવો અરથ મલેછે. 'આ માણસો કોતરોનું ખોડવું છે' એવો જે અરથ ફુરતી કરેછે તે તાણી તોડીને કરેલો અને સવીકારી ન શકાય એવોછે; 'કરેંત'નો અરથ 'ખોડવું' નહીં પણ 'કાપવું' 'નાશ કરવો' થાયછે. વલી 'ગેરેધો'નો અરથ 'ઘર' થતો નથી એમ કસાથી પુરવાર થતું નથી.

૨ [ એ હડખાયલો કુત્રો હોવો જોઇએ એમ પેહેલ્વીમાં તેને લાગુ કરેલાં વિશેષણ 'તૂનિ' ઊપરથી ધારી શકાયછે. દાર્મેસ્તેતે એનો અરથ સદરને આધારે મચ્છર અને ટીડ કરેછે પણ તેઓ કુત્રાના વર્ગમાં કેવી રીતે આવી શકે? —તરજુમો કરનાર. ]

પાપી માણસોનાં (કામો એવાં હોય છે.) (૭૦) તે દ્રુજેનપ સુધી દાખલ થાય છે, (૭૧) અને તે વખતથી તેઓ હંમેશ સુધી, જાહુક સુધી અપવિત્ર હોય છે.

૨૮ (૭૨) હાડમંદ દુન્યાના પેદા કરનાર! આતશનાં જે લાકડાંને ગુજરેલાં માણસ કે કુત્રા સાથે અટકાવ્યાં હોય તે પાછાં પવિત્ર થઈ શકે કે?

૨૯ (૭૩) અહુરમજ્દએ જવાબ દીધો: ઓ પવિત્ર જરથુશ્ત્ર! તેઓ પવિત્ર થઈ શકે (૭૪) નીચે જણાવેલી રીતે: (૭૫) જો આ લાસ માંસ ખાનારા કુત્રાઓ અને પક્ષીઓથી ચીરાઈ (ખવાઈ) ન હોય [1] તો (૭૬) જો (લાકડું) સુક્કું હોય તો 'વીતસ્તિ' જેટલું, લીલું હોય તો 'ફ્રારાથ્નિ' જેટલું લાંબુ (કાપી કાહાડી) જમીન ઉપર ચારે બાજુએ મેલે, (૭૭) (પછી એ કકડાઓ ઊપર) એકવાર પાણી છાંટે [2] અને પછી તેઓ પવિત્ર થાય છે.

૩૦ (૭૮) જો આ લાસ માંસ ખાનારા કુત્રાઓ તથા પક્ષીઓથી ચીરાયલી હોય તો (૭૯) લાકડું સુક્કું હોય તો 'ફ્રારાથ્નિ,' લીલું હોય તો 'ફ્રાબાજુ' જેટલું (કાપી કાહાડી) જમીન ઊપર ચારે બાજુએ મેલે, (૮૦) એ કકડાઓ ઊપર એકવાર પાણી છાંટે અને પછી તેઓ પવિત્ર થાય છે.

૩૧ (૮૧-૮૨) સુક્કાં અથવા લીલાં, કઠણ અથવા નરમ લાકડાંનો એટલો જથો ચારે દીશાએ મેલે અને એકવાર તે ઉપર પાણી છાંટે જે પછી તેઓ પવિત્ર થાય છે.

૩૨ (૮૩) હાડમંદ દુન્યાના પેદા કરનાર! ગુજરેલાં માણસ અથવા કુત્રા સાથે અડકાયલો અનાજ અને ઘાસ ચારો પવિત્ર થઈ શકે કે?

---

૧ [સરેહ કરનારા એનો અરથ એવો કરે છે કે, 'જો સગદીદ થઈ ન હોય' પણ અસલ લખાણ તેને ટેકો આપતો નથી.—તરજુમો કરનાર.]

૨ [સરેહ કરનાર જણાવે છે કે એક વરસ જવા બાદ તે વાપરી શકાય પણ બાલવાના કે ક્રિયાનાં કામોમાં ન લેવાય.—તરજુમો કરનાર.] વીતસ્તિ: વેંહેંત; ફ્રારાથ્નિ: ઘણું કરીને બે વેંહેંત; એજ પ્રમાણે 'ફ્રાબાજુ' એ બેવડી 'ફ્રારાથ્નિ' અથવા એક હાથ જેટલું માપ હોવું જોઈએ.

૩૩-૩૪ (૮૪-૯૧) જુઓ ૨૯-૩૦ (૭૩-૮૦).

૩૫ (૯૨-૯૩) અનાજ સુક્કો અથવા લીલો, ખેડેલો અથવા પોતાની મેલે ઊગેલો, કાપેલો યા નહી કાપેલો, સ્વાદિશત કે નહી સ્વાદિશત, ખાવા લાયક કે નહીં ખાવા લાયક, દલીને સાફ કરેલો કે નહી કીધેલો હોય તે મુજબ એટલો (ઊપલા ફકરાઓમાં વરણવેલો) જથ્થો વનસપતોનો અને અનાજનો ચારે દીસાભણી જમીન ઊપર મેલવો, અને તે ઊપર એકવાર પાણી છાંટવું જોઇએ; એ બાદ એ ચીજો પવિત્ર થાય છે.[1]

૩૬ (૯૪) હાડમંદ દુન્યાના પેદા કરનાર! જો મજ્દયસ્નાનોમાંથી કોઈ તનદરોસ્તી આપવાને લગતા (વૈદાંના) હુન્નર ઉપર લક્ષ લગાડવા ઇચ્છે તો, (૯૫) પ્રથમ કોણની ઊપર—મજ્દયસ્નાનો કે દેવયસ્નાનો ઊપર તેમણે અજમાએશ કરવી જોઇએ ?

૩૭ (૯૬) અહુરમજ્દએ જવાબ દીધો: મજ્દયસ્નાનોને બદલે પ્રથમ દેવયસ્નાનો ઉપર તેમણે અજમાએશ કરવી જોઇએ. (૯૭) જો એક મજ્દયસ્નાન એક દેવયસ્નાન(નાં શરિર) ઊપર એક ઘા કરે (યાને વાહાડકાપનો હુન્નર અજમાવે) અને તેમાં તે મરણ પામે, તે એક દેવયસ્નાન ઊપર બીજીવાર ઘા કરે અને તેમાં તે મરણ પામે, ત્રીજીવાર એક દેવયસ્નાન ઉપર તે એક ઘા કરે અને તેમાં તે મરણ પામે તો (૯૮) આ મજ્દયસ્નાન હંમેશ સુધી (વૈદાંમાં) નાલાયક છે.

---

૧ [સરેહ કરનાર કહેછે કે, એક વરસ પછી તે પવિત્ર થાય છે પણ ત્યાર બાદબી તે દીન ધરમનાં કામમાં વપરાય નહી. અનાજની બરણીને નસો લાગયો હોય તો અંદરના અનાજને ઇજા પોહોંચતી નથી. અનાજ તથા ઘાસ સાથે હોય અને ઘાસને નસો લાગે તો તેથી દાણો અપવિત્ર થતો નથી. ખજુર તથા દાડમને નસો લાગે તો તે રીમન છે પણ બદાંમ અથવા અખરોત અને નાલયેરને નસો લાગે તો તેનું કોટલું કાહાડી નાખવું, અંદરનો ભાગ પાક છે. દુધ તથા ગોસ્તને નસો લાગયો હોય તો તે પવિત્ર થઈ શકે નહી. જે મેવો છાલવાલો હોય તેને નસો લાગે તો છાલ કાહાડી નાખવી પણ છાલ કાહાડી નાખેલી હોય ને પછી નસો લાગે તો તે રીમન છે.—તરજુમો કરનાર.]

૩૮ (૯૯) એવા મજ્દયસ્નાનોએ ત્યાર બાદ કદીબી વૈદું કરવું નહીં યા વાહાડકાપનું કામ કરવું નહીં કે જેથી જખમો કરી તેઓ નુકશાંન કરે નહીં. (૧૦૦) પણ જો તેઓ હજીપણ વૈદાંનો હુન્નર અજમાવે, જો તેઓ કોઈ વાહાડકાપ કરે અને તેથી કોઇ મજ્દયસ્નાનોને કાંઇ નુકશાન ખમવું પડે તો (૧૦૧) તેઓએ તે જખમ માટે 'બઓધોવર્શ્ત'[1] ને લગતી સજા ખમીને તોજેશ કરવી.

૩૯ (૧૦૨) અગરજો એથી ઊલટું એક મજ્દયસ્નાન એક દેવયસ્નાન ઊપર વાહાડકાપ કરે અને તે સાજો થાય, જો તે બીજીવાર એક દેવયસ્નાન ઊપર વાહાડકાપ કરે અને તે સાજો થાય, જો તે ત્રીજીવાર એક દેવયસ્નાન ઊપર વાહાડકાપ કરે અને તે સાજો થાય (૧૦૩) તો પછી તે હંમેશ સુધી વૈદું કરવાને લાયકનો સ્વીકારાય.

૪૦ (૧૦૪) ત્યાર પછી તે હંમેશ મરજી મુજબ વૈદું કરી શકે, છરી વટી ઘા કરી વાહાડકાપથી આરાંમ કરવાનો ધંધો કરી શકે.

૪૧ (૧૦૫) તે મજ્દયસ્નાન હકીમ એક અથોરનાનને તેની દુવાની બંદગોના બદલામાં સાજો કરે, (૧૦૬) ઘરના વડાને હલકાં કદનાં એક ભારબરદારી જનાવરની કીંમતના બદલામાં તે સાજો કરે, (૧૦૭) ગામડાંના વડાને વચલાં કદનાં એક ભારબરદારી જનાવરની કીંમતના બદલામાં, (૧૦૮)એક ટોલાના વડાને ઘણાં મોટાં કદનાં ભારબરદારી જનાવરની કીંમતના બદલામાં, (૧૦૯) દેશના વડાને ચાર ઘોડાની રથની કીંમતના બદલામાં તે સાજો કરે. [2]

---

૧ આ સજા જણાયલી નથી, પણ પાછલા વખતના તરજુમો કરનારાઓ એ સજાને હાથ કાપી નાખવાને લગતી ગણેછે.

૨ [પેહલવી સરેહ કરનાર મુજબ અથોરનાનને સાજો કરનારને ૩૦૦ 'સ્તીર,' ઘરના વડાને સાજો કરનારને ૧૨, ગામના વડા (પતેલ)ને સાજો કરનારને ૧૪, ટોલાના વડાને સાજો કરનારને ૩૦ અને દેશના વડાને યાને પાદશાહને સાજો કરનારને ૭૦ 'સ્તીર' નાં વજનનો સવાબ લાગે. એમાં જે ત્રણ કદનાં ભારબરદારી જનાવર કહયાં છે તે ગધેડો, ઘોડો અને ઊંટ હશે.—તરજુમો કરનાર.]

૪૨ (૧૧૦) જો તે પ્રથમ ઘરના વડાની બાનુને આરાંમ કરે તો તેનો લવાજમ એક ગધેડીની કીંમત થશે. (૧૧૧) ગામના પતેલની પતલાણીને એક ગાયંની કીંમત માટે તે સાજી કરે. (૧૧૨) ટોલાના વડાની બાનુને તે ઘોડીની કીમત માટે સાજી કરે. (૧૧૩) દેશના વડાની બાનુને તે એક ઊંટડીની કીંમત માટે સાજી કરે, (૧૧૪) ગામડાંના કોઇબી છોકરાને મોટાં કદના ભારબરદારી જાનવરની કીંમત માટે તે સાજો કરે.

૪૩ (૧૧૫) મોટાં કદનાં ઢોરને વચલાં કદના ઢોરની કીંમત માટે તે સાજું કરે; (૧૧૬) વચલાં કદનાં ઢોરને એક નાહાનાં કદનાં ઢોરની કીમત માટે, એક નાહાનાં કદનાં ઢોરને એક નાહાનાં પશુ માટે; (૧૧૭) એક નાહાનાં પશુને ગોશ્તના ખોરાક માટે તે સાજું કરે.

૪૪ (૧૧૮) જો ઘણા તબીબો, ઓ પવિત્ર જરથુશ્ત્ર ! સાથે ભેગાં મલે કે જેઓ વાહાડકાપથી, દવાઇથી અથવા માંથ્રવાણી ભણવાથી સાજુ કરી શકે; (૧૧૯) તો ભલી દિન(ના સુખનો)થી જે સારૂં કરી શકે તેની મદદ લેવી, (૧૨૦-૧૨૧) કારણકે જે કોઈ દીન(ના સુખનો)થી સારૂં કરેછે અને જે દીનદાર મરદનાં ભલાં માટે પોતાનો આરામ કરવાનો હુન્નર વાપરેછે તે તબીબોનો તબીબ (યાને ઉસ્તાદ તબીબ) છે. [૧]

૪૫ (૧૨૨) હાડમંદ દુન્યાના પેદા કરનાર ! માણસની એક લાસ, જમીન ઉપર રોશ્ણીમાં ઊંઘાડી, સુરજને જોતી મેલાવા પછી (યાને જે જમીનને નસો લાગ્યો હોય) તે કેટલે વખતે પાછી છુટી થાય (યાને છુટથી વાપરી શકાય) ?

૪૬ (૧૨૩) અહુરમજ્દએ જવાબ દીધો: ઓ અશો જરથુશ્ત્ર ! માણસની લાસ એક જમીન ઉપર રોશ્ણીમાં ઊંઘાડી સુરજને જોતી મેલાવા પછી એક વરસે તે જમીન પાછી છુટી થાયછે.

૪૭ (૧૨૪) હાડમંદ દુન્યાના પેદા કરનાર ! માણસની એક લાસ જમીનમાં દતાવા પછી તે જમીન કેટલે વરસે છુટી થાયછે ? .

---

૧ [સરેહ કરનાર જણાવેછે કે, માંથ્રવાણી ભણીને સારૂં કરનાર તબીબ કદાચ સારૂં કરી શકે નહીં તોબી તેનેથી કાંઇ બુરૂં તો થતું નથી-જ.—તરજુમો કરનાર.]

૪૮ (૧૨૫) અહુરમજ્દએ જવાબ દીધો: ઓ અશો જરથુશ્ત્ર! માણસની લાસ એક જમીનમાં દાટાવા પછી તે ૫૦ વરસે પાછી છુટી થાયછે.[1]

૪૯ (૧૨૬) હાડમંદ દુન્યાના પેદા કરનાર! માણસની એક લાશ દખ્માં (ઘોરસ્થાંન) માં મેલાવા પછી તેની જમીન કેટલે વખતે પાછી છુટી થાયછે?

૫૦ (૧૨૭) અહુરમજ્દએ જવાબ દીધો: ઓ પવિત્ર જરથુશ્ત્ર! જયાં સુધી તે ધુલ સાથે આમેજ થાય નહીં ત્યાં સુધી નહીં.[2] (૧૨૮) ઓ અશો જરથુશ્ત્ર! આ હાડમંદ દુન્યામાં વસ્તા દરેક જણને મજબુત ભલામણ કરજે કે, દખ્માંઓ (ઘોરસ્થાંનો) નો નાશ કરવો.

૫૧ (૧૨૯) જે કોઇ પોતાના શરીર (ની લંબાઇ) જેટલો મોટો દખ્માનો એક ભાગ ભાંગી નાખે (૧૩૦) તે પોતાના વિચારો, સુખનો તથા કામોના તમામ (ગુનાહ) ભુંસી વાળે છે, (૧૩૧) તે ગોયા પોતાના (ગુનાહ ભરેલા) તમામ વિચારો, સુખનો કામોની તોજેશ કરે છે.[3]

૫૨ (૧૩૨-૧૩૩) તે માણસને માટે તે બેહેસ્તમાં પોતાનો માર્ગ લે તે વખતે બંને મિનોઓને (અહરેમઇન્યુશ સામે) લડવું પડશે નહીં.[4] (૧૩૪) તારાઓ, ચંદ્ર અને સૂર્ય તેને વખાણશે, (૧૩૫) હું

---

૧ [સરેહ કરનાર જણાવેછે કે, લાસ દાટેલી માલમ પડે તો તેને સગદીદ કરી બે જણ પેવંદ પકડી તથા બાજ લેઇ બાહાર કાહાડી ઠેકાણે પાડે અને પછી ૫૦ વરસ લગી તેને કશાં કામમાં વાપરવી નહીં પણ તે મુદત બાદ તે ઉપર સુખેથી ખેતી વગેરેનાં કામ કરે.—તરજુમો કરનાર.]

૨ [એ મુદત ૫૦ વરસની અદસતવામાં આવી છે.—તરજુમો કરનાર.]

૩ [સરેહ કરનાર જણાવે છે કે, તેથી એક તનાફુર ગુનાહ કપાય છે.—તરજુમો કરનાર.]

૪ પેહેલવી તરજુમો આ મુજબ છે: તે બંને મિનો લડાઈમાં તે માણસને અડકશે નહી.—તે ગુજરેલાં માણસનાં સંબંધમાં તે બે મિનો જેઓ રવાંનોનો ઇનસાફ કરે છે અને તેમને સ્વર્ગમાં લઇ જાય છે તેઓ (યાને મિથ્ર અને સરઓષ) દેવો સામે લડશે નહીં. તે માણસ સલાંમ-

પોતે, ઓ પવિત્ર જરથુશ્ત્ર ! હું અહુરમજદ ( આ પ્રમાણે બોલતો ) તેને વખાણીશ: (૧૩૬) નેમાજ તને કે જે ફાંની દુન્યામાંથી અમર્ગ દુન્યામાં પસાર થઈ આવ્યો છે !

૫૩-૫૪ [આ ફકરાઓ પેહેલ્વી સરેહના છે જે વન્દિદાદનો તર જુમો કરનારાઓ છોડી દેછે. તેઓ ઘણા ગુંચવાડા ભરેલાછે પણ તેમની મતલબ આ મુજબ દીસેછે: ખરાં દોલથી કોઇ પણ ગુનાહની પતેત (પસ્તાવો) કરવાથી તે ગુનાહ તેનાં આગલાં ભલાં કામોને લીધે માફ થાયછે. મર્ગરજાંની ગુનાહ કરનાર એક શખસ પતેત નહીં કરે તો રસ્તાખેજ સુધી તે દોજખમાં રેહેશે, જે બાદ તેને દોજખમાથી બાહાર કાહાડી તેને તેના નહીં પતેત કરેલા દરેક મર્ગરજાંની ગુનાહ માટે ત્રણવાર ગરદન મારવામાં આવશે અને પછી તેને પાછો ત્રણ રાતની સજા ભોગવવાને દોજખમા નાખવામાં આવશે જે બાદ તે મુકત થશે. એ ત્રણ રાતમાંની દરેક તેને ૫૭ વરસ જેટલી હોયછે. જેનાં બુરાં કામો સવાબ કરતાં ત્રણ 'સ્રઓપોચરનાંમ' જેટલાં પણ વધુ થાયછે તે દોજખમાં રસ્તાખેજ સુધી રેહેછે. જેનાં સારાં તથા બુરાં કામો સરખાંજ થાયછે તે 'હમેસ્તગાંન'માં પડેછે કે જયાં દીવસે સખત તડકા અને રાતે સખત થંડી સીવાય બીજું કશું દુ:ખ નથી. જેનો સવાબ ગુનાહ

તીથી બેહેસ્તમાં જશે. શ્પિગૅલ અને બુરિત આ મુજબ તર્જુમો કરેછે: તે બંને મિનો ( અહુરમજદ અને અઙરોમઇન્યુશ ) પોત પોતા વચ્ચે લડતા નથી. પણ એ અરથ અશકય છે કારણકે અહુરમજદ બુરાઇના મિનો સાથે પાધરો લડતો નથી. મું'રયો દાર્મેસ્તેતે પણ એ બંને મિનોને અહુરમજદ તથા અઙરોમઇન્યુશ સમજે છે અને એવો ખુલાસો કરેછે કે લડાઇ છ મિનો વચ્ચે થાય છે જે બીના તો તેના તરજુમાની વીરૂદ્ધ જાયછે. [ મું'રયો દાર્મેસ્તેતેનો ખુલાસો આ મુજબ છે: જયારે એક માણસ મરણ પામે છે ત્યારે દોજખ તથા બેહેસ્ત, દેવો તથા ફરેસ્તાઓ તેનાં રવાનને મેળવવા મારામારી કરેછે: અસ્તોવીધોતુશ, વીજરૅષ, અને બુરો વાયુ પાપીઓનાં રવાંનને દોજખમાં ઘસડેછે; મિથ્ર, સરઓષ અને રષ્નુ તથા ભલો વાયુ ભલાઓનાં રવાંનને બેહેસ્તમાં લઈ જાય છે. ( જુઓ ફર્ગરદ ૧૯ ફકરા ૨૯ ઇત્યાદી, યષ્ત ૨૨ મો, મીનો ખીરેદ પ્રકરણ ૨). એ લડાઈ ત્રણ દીવસ તથા ત્રણ રાત ચાલેછે જે વખતે સરઓષ, રષ્નુ તથા વાયુનું રક્ષણ પોતાનાં ગુજરેલાંઓને અપાવવા માટે એ ફરેસ્તાઓની બંદગી તથા ક્રિયા સગાંઓ કરેછે.—તરજુમો કરનાર. ]

કરતાં, ત્રણ 'અસ્ત્રેઓશોચરનામ' જેટલો વધુ થાયછે તે બેહેસ્તમાં જાયછે.—તરજુમો કરનાર.]

૫૫ (૧૩૭) હાડમંદ દુન્યાના પેદા કરનાર! દેવો કયાં હોય છે? તેમની ક્રીયા[1] કયાં થાય છે? દેવો કઇ જગ્યાએ ભેગા થાય છે? તેઓ સાથે મળવા માટે કયાં દોડે છે? સો (માણસો)ને મારનારાઓથી પચાસ, હજારને મારનારાઓથી સો, દશ હજારને મારનારાઓથી હજાર, અસંખ્યઓને મારનારાઓથી દશ હજાર માર્યા જાય એટલા માટે તેઓ કયાં ભેગા મલે છે?[2]

૫૬ (૧૩૮) અહુરમજદએ જવાબ દીધો: ઓ જરથુશ્ત્ર! આ જમીન ઉપર ઊપરથી બાંધેલાં દખ્માં (ઘોરસ્થાંનો) જયાં માણસોની લાસો મેલેલી હોયછે (૧૩૯) ત્યાં દેવો હોયછે, તેમનો પરસ્તેસ હોય છે; ત્યાં દેવો ભેગા થાયછે; ત્યાં તેઓ સાથે મળવા માટે દોડેછે; સો માણસોને મારનારાઓથી પચાસ, હજારને મારનારાઓથી સો, દશ હજારને મારનારાઓથી હજાર, અસંખ્યઓને મારનારાઓથી દશ હજાર માર્યા જાય એટલા માટે તેઓ ત્યાં ભેગા મલે છે.

૫૭ (૧૪૦) ઓ અશો જરથુશ્ત્ર! દેવો આ દખ્માઓમાં (ભેગા થાય છે,) ત્યાં તેઓ જમન કરે છે અને ત્યાં તેઓ પોતાની ગલીચી પાંથરે છે, (૧૪૧) જે પ્રમાણે કે તમે માનવીઓ તમારો ખોરાક અને સ્વાદીષ્ટ માંસ તૈયાર કરીને જમોછો તેમ. (૧૪૨) ઓ માનવીઓ તમે ખબરદાર થાઓ અને તમારા ખોરાકની સંભાલ લેઓ.[3]

૫૮ (૧૪૩) દેવો ત્યાં મઝા મેલવે છે, (૧૪૪) જયાં સુધી ત્યાં તે બુરી ગંધ રહે છે ત્યાં સુધી. (૧૪૫) દખ્માઓમાં દરદ અને દુઃખ,

---

૧ અને નહી કે દેવોની પરસ્તેસ કરનારાઓ કે જેઓ વિષે અતરે સવાલજ નથી; પેહેલવી સરેહ ખુલ્લી રીતે એનો અરથ યજીન બતાવેછે.

૨ આ ફકરાનો અરથ એવો છે કે, આ મારનારાઓ, આ દુશમનો, આ દેવો, માણસોની અને લડવૈયાઓની વધતી ઓછી સંખ્યા પોતાનાં કૌવત અને બળ મુજબ મારે છે.

૩ આ વાકય પાછલથી ઘુસેલો દીસે છે; પારસીઓ હાલ પણ પોતાનાં ખાનાંની બાબદમાં ઘણી બારીકીઓ જાલવે છે.

તાવ, ખોટા ફાંટા, માથાંનો દુખારો, બેચેની,[1] અને કોહોવાત ભેગાં થાય છે. (૧૪૭) સુરજ અસ્ત પામવા પછી[2] (૧૪૬) એ ઠેકાણે માણસો મોહોત (યા દરદો) વધુ અખ્ત્યાર કરે છે.

૫૯ (૧૪૮) થોડી અક્કલનાં માણસો ચહડતે દરજજેનો બુદ્ધી મેલવવા ઇચ્છતાં નથી[3] (૧૪૯–૧૫૦) જનય આ દરદોનો ત્રીજો ભાગ પોતાના હોઠોથી, પોતાના હાથોથી, પોતાનાં ત્રેવડાં 'ગએસુશ' થી અટકાવે છે.[4]

૬૦–૬૯ (૧૫૧–૧૭૧) જુઓ ફર્ગરદ ૫ મી ફકરા ૪૫–૫૪ (૧૩૬–૧૫૭).

---

૧ એનો અરથ કદાચ 'બેભાન થવું' પણ થાય.

૨ અને નહી કે 'સુરજ ઉગવા પછી.' દેવો રાતની વેલાએજ જોરેમંદ હોય છે અને તેઓ દુન્યામાં વીખેરાયછે. પેહેલવી સરેહમાં કહે છે કે, એજ વેલાએ ઘણી ખરાબીઓ તેઓ ઊત્તપન્ન કરેછે.

૩ સરેહ કરનાર સમજાવે છે કે, તેઓ 'હેરબદ' ની પંકતી મેળવતા નથી.

૪ આ ફકરો ઘણોજ મુશ્કેલ છે અને તેના જે તરજુમા થયલા છે તે અક્કલ પસંદ નથી. પેહેલવી તરજુમાને આધારે 'જનય' નો 'જહિ એટલે બુરા હવસની દેવી એવો અરથ કરીને કેટલાક અટકી જાય છે. પણ આ ફકરાની મતલબ 'જનય' નો અરથ એથી ઊલટો બતાવે છે, અને તેનો અરથ જાદુગરોની જાદુઇને મંત્રથી દુર કરી તેમના ફટકાઓમાંથી બચાવ કરવાનિ શકિત ધરાવનાર શખ્સ દીસે છે; ૧૪૮ માં ફકરામાં જે સરેષ્ટ બુદ્ધિના માણસ વિષે બોલેછે તે એજ માણસ હોવો જોઇયે; જેમ 'રતુશ' (દસ્તુર) ગુનાહેનો ત્રિજો હીસ્સો માફ કરેછે (જુઓ ફર્ગરદ ૫ મી ફકરો ૭૯) તેજ મુજબ આ શખ્સ ત્રિજો ભાગ દુ:ખ દરદ પોતાનાં મંત્રથી દૂર કરેછે. જો આપણને વધુ સતાવાર ગણાતી સરેહોને માનવાની જરૂર હોય તો 'ગએસુશ' એક તુરાંની હથ્યાર દીસેછે. જો યસ્નના ૧૯મા હાવાળો ભાલો એ શબ્દ બતાવતો હોય તો એ એક જાતનો ત્રણ દાંતાવાળો રાજદંડ હોવો જોઇયે. અમે ૧૪૮–૧૫૦ સુધીના વાકયો પાછલથી ઘુસેલા સમજયે છીયે જેમાં મજ્દયસ્નની આથ્રવનોની સત્તાનો મરતબો વધારવાની કોશેશ કરવામાં આવીછે.—પેહેલવી સરેહ કરનાર એ હથ્યારને ત્રણ ભાગોવાલું અથવા ત્રણ બાજુઓથી મારનારૂં કહે છે.

૭૦ (૧૭૨) હાડમંદ દુન્યાના પેદા કરનાર! તે ઓરત (જે હએ) અપવિત્ર (છે) તેણીનાં શરિર ઊપર તાવ હુમલો કરવા આવે, (૧૭૩) અગરજો ભુખ અને તરસની ભયંકર આફતો તેણી ઊપર પડે તો (૧૭૪) તેણી પાણી પી શકે કે!

૭૧ (૧૭૫) અહુરમજ્દએ જવાબ દીધો: તેણી પી શકે, (૧૭૬) કારણકે તેણીને તેણીની જીંદગીનો બચાવ કરવાની જરૂર છે. (૧૭૭) ક્રિયાનું ભણતર ભણીને ધર્મગુરૂઓએ તૈયાર કરેલાં પાણી સિવાયનું (પાણી તેણી પીએ).[1]– તે સદગુણ ધરાવનારાં પવિત્ર માણસોનું એ હોવું જોઇએ.[2] (૧૭૮) જો તેણી આ છેલ્લું જણાવેલું (યાને અથોરનાનોએ ક્રિયાથી તૈયાર કરેલું) પાણી પોતાના હાથની ખોભલીમાં સમાય એટલું પીએ તો (૧૭૯) તમે મજ્દયસ્નાનોએ તેણી કને તોજેશ કરાવવી, (૧૮૦) 'રતુશ' (દસ્તુર), સ્રઓષાવરૅજ (દાવર) તે તોજેશ શું ફરમાવવો તે નક્કી કરે.[3]

૭૨ (૧૮૧) તે ગુનાહ માટે સજા શું છે? (૧૮૨) અહુરમજ્દ એ જવાબ દીધો: તેણી પરેણીથી બસો, સ્રઓષોચરનથી બસો મારે.[4]

---

૧ આ ફકરો મુશકેલ છે. તેને બે બાબદમાં ફેરવવા માટે અમે દાકતર હાઉગના તરજુમાને અનુસર્યા છીયે. શ્પીગેલ મુજબ તો 'ધરમગુરૂઓનું તથા પવિત્ર ક્રિયાઓ જાણનારી બાનુઓનું તૈયાર કરેલું પાણી તેણી પી શકે; પણ એવી રીતે અક્કલનો ઊપયોગ દસ્તુરોનાં ફરમાન મુજબ કરવા પછી તે ઓરત પૅષોતનુશ થાય અને તેણીએ (૧૭૯-૧૮૨મા ફકરાઓ મુજબ) સખત સજાને આધીન થવું જોઇએ,' એ સઘલું અવસ્તાના મુળ તત્વથી ઉલટું છે, અને અમે એ ખુલાસો સ્વીકારી શકતા નથી. પરંતુ કોઇબી તરજુમો તદન સંતોશકારક નથી; કદાચ લખાણ બગડેલું હોવું જોઇયે (વઓથા=विदा, विद्या.)

૨ આ છેલ્લા શબ્દો પાછલથી ઘુસાડેલાછે અને તે કોઇ સરેહને લગતાછે.

૩ આ વાકય પણ કોઇનો ઘુસાડેલો છે અને તેની મતલબ પુરાતમ રેવાજોને હાલના વખત સાથે અનુસરતા કરવાની છે.

૪ [ સરેહ કરનાર એવું સમજાવેછે કે, જો તે ઓરત એ સજા ખમવાને શકિતવાંન ન હોય તો તેણીનો ભરથાર તેણીના આ ગુનાહ માટે આઠ વરસ સુધી પતેત કરે.—તરજુમો કરનાર.]

૭૩ (૧૮૩) હાડમંદ દુન્યાના પેદા કરનાર! ખાનું ખાવાનાં જે વાસણો ગુજરેલાં માણસ કે કુત્રાની લાસને અડકાયલાં હોય તે પવિત્ર થઇ શકે કે?

૭૪ (૧૮૪) અહુરમજ્દએ જવાબ દીધો: ઓ અશો જરથુશ્ત્ર તેઓ (પવિત્ર) થઇ શકે (૧૮૫) નીચે મુજબ: (૧૮૬) જો તેઓ સોનાનાં હોય તો તેને એક વાર ગૉમેજ (નીરંગ) છાંટવો, એકવાર માટીથી તેને ચોલે, એકવાર પાણીથી તેને ધોય અને તે પછી તેઓ પવિત્ર થાયછે. (૧૮૭) જો તેઓ રૂપાંનાં હોય તો તેને બે વાર ગૉમેજ છાંટે, બેવાર માટીથી તેને ચોલે અને બે વાર પાણીથી ધોય અને પછી તેઓ પવિત્ર થાય છે.

૭૫ (૧૮૮) જો લોખંડનાં હોય તો ત્રણવાર, જસત (અથવા કલાઇ)નાં હોય તો ચાર વાર, પથ્થરનાં હોય તો છ વાર તેમને ગૉમેજ છાંટવો, માટી ચોલવી અને પાણીથી ધોવાં અને પછી તેઓ પવિત્ર થાય છે. જો તેઓ કાદવનાં, લાકડાંનાં કે મટોડીનાં હોય છે તેઓ હંમેશ સુધી અપવિત્ર રહેછે (યાને તેઓ કશાથી પવિત્ર થતાં નથી માટે તેમને રદ કરવાં.)[1]

૭૬ (૧૮૯) હાડમંદ દુન્યાના પેદા કરનાર! ગુજરેલાં કુત્રાં કે માણસનો નસો જે ગોસ્પન્દોએ ખાધો હોય તેઓ પવિત્ર થઇ શકે?

૭૭ (૧૯૦) અહુરમજ્દએ જવાબ દીધો: ઓ અશો જરથુશ્ત્ર! તેઓ અપવિત્ર (રહે) છે,[2] (૧૯૧) અને એક વરસ સુધી તે-

---

૧ [સરેહ કરનાર જણાવેછે કે, જો કોઈ ઝવેરાત (ગોહેર) હોય તો તેને લોખંડ મીસાલે, પણ બીલોરી વાસણો તથા મોતીને સોનાની માફક પવિત્ર કરે.—તરજુમો કરનાર.]

૨ શ્પીગેલની આવૃતીમાં 'તેઓ પવિત્ર છે' એવા શબ્દો છે પણ તેમ હોય તો ૧૯૧મો ફકરો સમજ પડે નહીં. [સરેહ કરનાર અતરે જણાવેછે કે, જે કોઇબી ગોસપનદે નસો ખાધો હોય તેનું દુધ, છાંન, વાલ કે ઊન એક વરસ સુધી અપવિત્ર રહે છે; જો તે ગોસપન્દ હમેલદાર હોય અને તે વેલાએ તેણે નસો ખાધો હોય તો તેનું બાળક પણ જનમવા પછી એક વરસે પવિત્ર થાય છે. એક નર જાનવરે નસો ખાધો હોય અને તે પો-

નું તાજું દુધ કે પનીરની ભેટ બર્સમની ક્રીયામાં કામ આવે નહીં, (૧૯૨) પણ તે વખત પછી આગલની માફક દીનદાર લોકો મરજી મા ફક તે ખાઇ શકે.[1]

૭૮ (૧૯૩) તે કોણ છે, ઓ અશો અહુરમજ્દ ! જેના વિચારો-(ની નેમ પવિત્રાઇની છે) જે પવિત્રાઇનો ખાહેશ રાખેછે, પરંતુ આડે માર્ગે નીકલી જાયછે, અને જેના વિચારો અશોઇને લગતા છે, પરંતુ તે દ્રુજે તરફ ખેંચાયછે ?

૭૯ (૧૯૪) અહુરમજ્દએ જવાબ દીધો: જેના વિચારો અશો-ઈ તરફ હોયછે, જે પવિત્રાઇ ઇચ્છેછે પરંતુ તે આડે માર્ગે નીકલી જાય છે, અને જેના વોચાર દીનને અનુસરતા છતાં તે દ્રુજે તરફ ખેંચાય છે (૧૯૫) તે તે છે કે જે નસાને અડકાયલાં પાણીને ક્રિયા કરેલાં પાણી(થી પવિત્ર કરવા) વિના વાપરેછે (૧૯૬) અને જે પાણીને રાતનાં અંધારાંમાં (ઠરાવેલી) ક્રિયાની ભેટો વિના કાહાડેછે. [2]

---

તાની માદા સાથે સંબંધમાં આવે તો તે માદા અપવિત્ર નથી. જો કોઈ પક્ષીએ નસો ખાધો હોય તો તેનાં ઇંડાં પણ એક વરસ સુધી વાપરવાં નહી —તરજુમો કરનાર ]

૧ પણ તે ક્રિયાના કામમાં આવી શકે નહી એમ ૧૯૧ અને ૧૯૨ને સરખાવવાથી દીસે છે.

૨ રાતને વખતે પાણી છાંટવા કે કાહાડવાને મનાઇ કરવામાં આવી હતી એવી ધાસ્તીથી કે રખેને તેનાં કોઇક ટીપાં કોઈ અપવિત્ર જણસ ઉપર નહીં દેખાય તેમ પડી જાય. પણ જો કોઇને તે મનાઇને તોડવાની ફરજ પડે અથવા અનજાનપણે તેમ થઈ જાય તો તે ગુનાહની તોજેશમાં અને દ્રુજેનું કૌવત દુર કરવા માટે યથાઅહુવર્યોનો સર્વ શકિતવાંન બંદગી ભ-ણવી અને ત્યાં રોશણી કરવી. (જુઓ સદર). [ નિરંગસ્તાનમાં એક સવા-લના જવાબમાં જણાવવામાં આવેછે કે, સુરજ અસ્ત પામવા પછી અને તેના ઉગવાની આગમચ જે કોઈ 'જોઓથ્ર' (યાને યજ્શ્નેમાં ઇજેલું પાણી) લાવેછે તે એક ઝેરી સાંપની અંદર તે દાખલ કરે અને તેને પોશણ આપે તેનાં કરતાં વધારે સારૂં કામ કરતો નથી.—તરજુમો કરનાર. ]

## ફર્ગરદ ૮.

**માણસો તથા કુત્રાઓની લાસોને ચોકસ સમયે ઠેકાણે પાડવાની રીત.—બરશ્નુમની ક્રીયાઓ.—આતશને પવિત્ર કરવાની ક્રિયા — પરચુટણ ક્રિયાઓ.**

આ ફર્ગરદ સરવેથી મોટી છે કારણ કે એમાં કાંઇ નહીં તો ૩૧૦ વાકયો છે. આગલી ફર્ગરદની માફક તરેહવાર જુદી જુદી બાબદોનું વરણન કરતા છુટા ફકરાઓની એ બનેલી છે. માણસો તથા કુત્રાઓને ચોકસ સમયે ઠેકાણે પાડવાની રીત. §§ ૧–૩૭, ૬૫–૭૩; ચોકસ ગુનાહોની શિક્ષા. §§ ૭૪–૧૦૬; જીનદગીના વપરાસમાં આવતા આતશ તરફ માન બતાવવાની વર્તણુક §§ ૨૫૪–૨૭૦ લાસની નજદીક હોવાથી અથવા તેને અડકવાથી જે રીમની (રસ્તાઓ, માણસો, અને આતશને) લાગુ પડે તેને પવિત્ર કરવાની રીત §§ ૩૮–૬૪, ૧૦૭-૨૫૩, ૨૭૧–૩૧૦. આ છેલ્લી બાબદમાં આ પ્રકરણનો બે તૃત્યાંસ ભાગ રોકાયલો માલમ પડે છે; ઘણું કરીને આ ફર્ગરદનો પ્રથમ પાયો એજ બાબદ હતી, જેમાં તરેહવાર ફકરા પાછળથી ઉમેરાયા છે. આ ફર્ગરદ પોતે ખાતરી પુરવક પુરાતમ વખતની સાબેતીઓ આપે છે. દાખલા તરીકે, એમાંથી માલમ પડેછે કે, તે જમાનાના મજદયસ્નાનો તંબુઓમાં રેહેતા હતા, કારણ કે તેમનાં રેહેથાનો જમીનથી છુટાં પાડી લાવ લઇ જાવ કરી શકાતાં હતા; જુઓ §§ ૯,૨૪; બરશ્નુમ આપવાની ક્રિયા કરનારનાં સંબંધમાં જે સરતો ૯મી ફર્ગરદમાં માગવામાં આવી છે તે વીષે આ ફર્ગરદના કર્ત્તાને કશી ખબર નથી; અહીં તો જેબી પેહેલો ધણી રીમન થયલાની સામે મલે તે ધણીને બરશ્નુમ આપનારની ફરજ બજાવવા બોલાવવામાં આવેછે અને તે માટે તેનાં અંતઃકરન ઊપર ફરજ નાખવામા આવે છે. જુઓ §§ ૨૮૫, ૨૮૬, ૨૯૩. જે માર્ગ રીમન થયલાએ અખત્યાર કરવો જોઇયે એમ બતાવ્યો છે તે ખચીત ઘણાજ પુરાતમ જમાનાની રીતભાંત છે. વલી તે જમાનાની એક બીજી સત્તાવાર નીશાંન §§ ૮૧–૮૨માં જાહેર કરેલા ગંભીર ગુનાહો નહીં માફ કરવાને લગતાં ફરમાનોમાં મલે છે કે જે સઘલાં ૧ લી અને ૩ જી ફર્ગરદોમાં જણાવ્યા જેવાં છે. પણ એ છેલ્લી ફર્ગરદની માફક અહીં પુરાતમ વખતના રેવાજોની સખતાઇને પાછલા જમાનાના કોઇ ઘાલમેલ કરનારે સુધારીછે. આ ફર્ગરદમાં, આગલની મીસાલે, કેટલીક વીગ

તો મુશ્કેલ છે પણ તેથી કોઈબી બાબદ અથવા કાયદાનાં ફરમાનો સમ-
જવાને અડચણ થતી નથી. આતશને લગતીજ બાબદમાં માત્ર કાંઈક ખુલા-
સો થવો જોઈએ છે. તે વધુ સારી રીતે સમજવા માટે જરથોસ્તી મહજ-
બના ચોક્કસ તત્વો ધ્યાનમાં લેવા ઘટે છે: ૧લું. આતશ એક પવિત્ર મૂલ-
તત્વ અને ઇશ્વરી બળ તથા પવિત્રાઇનો સીધો પ્રતીનીધી છે. દરેક સલ-
ગેલા આતશમાં માનને લાયક એક અંશ હોયછે, પછી તે ગુનાહ ભરેલો,
રીમન થયલો કે નાશ કરનારો હોય. જો કોઈ ગુનાહ ભરેલા રૈવાજથી તે અ-
પવિત્ર થયો હોયતો તેને સંભાલથી પવિત્ર કરવો જોઈયે. ૨ જું કાયદા પુરવક
રીતે તો આતશ માત્ર આતશકદેહોમાં અહુરમજદનાં માન માટે બલવો જોઈએ,
પણ માણસ જાત માટે કાલજી રાખીને અહુરમજદ મેહેરબાંનીની રાહે તેને અ-
પવિત્ર કામોમાંબી વાપરવા દે છે. એમ છતાં એ છુટ કાંઇ હદવિનાના વખત
સુધી મેલી નથી. ચોક્કસ વખત પછી કારખાનાંઓની ભઠ્ઠીઓમાં બલતો આ
તશ તેમજ ઘરમાંના ચુલાના આતશને તેનાં કામમાંથી મુકત કરીને પવિત્ર જ-
ગાએ તેનું એકલું લાયક કામ બજાવવા માટે લઈ જઈ મેલવો. જે કોઇ આ
ફરમાન અમલમાં મેલે છે તે મોટું પુન્ય હાંસલ કરે છે. અહીં આ ફરગરદમાં
ઘણીક જાતના વેપાર તથા કારીગરીઓ વર્ણવેલી માલમ પડશે. એ બાબદના
પેહેલા ભાગમાં (જુઓ ૨૨૯-૨૫૩) આતશને પવિત્ર કરવાની ક્રિયાઓની
વીગતો છે. રીમન થયલા આતશને બુજવી નાખવો જોઇયે પણ સદનતર
નહીં. એ આતશના એક ભાગને તેમાંના પવિત્ર અંશને ચાલુ રાખવાને
અને આતશકદેહોના આતશમાં તેને લઈજવા માટે જાલવવો જોઇયે; બાકી-
નાને વીખેરી નાખીને બુજવી નાખવો જોઈએ. એ સઘલું નીચલી રીતીથી
કરવામાં આવેછેઃ પ્રથમ જે કોઇ આતશને નસાથી રીમન થયલો જોય તેણે
નસાને આતુરતાથી કાહાડી નાખવો; પછી તેણે તે આતશમાં નવી કાઠી મે
લી તેને રોશણ કરવો, કે જે આતશકદેહને માટેના આતશનું પાછલથી
મૂળ થાયછે તે સલગેલી કાઠીઓને નવ ભાગમાં વેંહેંચવી અને તેમને એકે
ક પછી થોડે તફાવતે લઇ જવી, તેમને જમીન ઉપર મેલવી અને દાંખલી-
ઓ છુટી પાડવી જેથી રોશણી પોતાની મેલે વધુ જલદીથી બુજવાઈ જાય.
માત્ર નવમા ભાગનેજ અનામત રાખી તેને દાઇત્યોગાતુશ અથવા પવિત્ર
આતશકદેહમાં લેઇ જવો. દીનનાં એવાં ફરમાનોછે કે જેની §§ ૨૨૯-૨૫૩
આપણને યાદ આપેછે. અતરે જણાવવું જોઇએ છે કે, પેહેલો ભાગ
(૨૨૯-૨૩૬) સામાન્ય તત્વ વર્ણવેછે અને બાકીના (૨૩૬-૨૫૩)માં તે
કામ કેમ કરવું તેની વીગત આપીછે. આ ફરગરદમાં તેમજ તેની પછીની

ફર્ગરદોમાં જે મંત્રનીબંદગી ફરમાવી છે તે ગાથાઓમાંથી ઉછીણી લીધીછે. આ બીના ઉપરથી એવા ઠરાવ ઊપર આવી ન શકાય કે, એ ગાથાનાં કીરતનો અવસ્તાના બાકી ભાગ કરતાં વધુ પુરાતમ છે અને માત્ર એજ કીરતનોમાં જરથોસતી મહજબના મૂળ શોધવાની જરૂર છે, કારણકે ઘણા પુરાતમ ભાગોજ ગાથાઓની સેહેજબી નીશાંન ધરાવતા નથી.

## ૮

૧ (૧) જો એક ઝાડનાં છાંયા હેઠલ અથવા ઘાસનાં ઢાંકણ ઉપર[૧] (૨) એક કુત્રો અથવા માણસ મરણ પામે તો (૩) મજ્દયસ્નાનોએ શું કરવું જોઇયે ?

૨ (૪) અહુરમજ્દએ જવાબ દીધો: તેઓએ એક દખમું શોધવું, તેઓએ એક દખમું બનાવવું. (૫) જો તેમને માલમ પડે કે, (તેના રેહેથાંન કરતાં) તે ગુજરેલાંને વધારે સેહેલાઇથી ઊંચકી લેઈ જવાશે તો (૬) તેઓ તેને જયાં તેનું મકાંન કરવામાં આવેલું હોય ત્યાં લઈ જાય.[૨] (૭) તેઓ તે રેહેથાંનને શુખડ, લોબાંન, અગર, દાડમડી યા બીજા કોઈ સુગંધી છોડની ધુંઇ આપે.

૩ (૮) જો (એથી ઉલટું) તેમની ખાતરી થાય કે, (ગુજરેલી લાસ કરતાં) રેહેથાંનને વધુ સેહેલાઇથી લઈ જવાશે (૯) તો તેઓ જ્યાં-

---

૧ અહીં ખેતરમાં અથવા જંગલમાં મરણ પામવાને લગતો સવાલ છે અને નહીં કે, તે માણસનાં પોતાનાં ઘરમાં. ઘરમાં મરણ પામવાને લગતો સવાલ તો ૬ઠી ફર્ગરદના §§ ૪૪ વગેરેમાં તપાસેલો છે; અહીં તેથી જુદાજ બનાવની તપાસ છે. "દાઊરુ ઊપદરને, નૅમતો અઇવિવરનૅ"નો અર્થ દાર્મેસ્તેતે 'ઘરની લાકડાંની જમીન, અથવા ઝુપડાંની તટ્ટી એવો કરેછે, પણ તે બની શકે નહીં કારણકે લાકડાંનું બનાવેલું ઘર ઊંચકી જવાય એ વીચ્ચારી શકાતું નથી.

૨ તેઓએ તે ગુજરેલાંને પ્રથમ તેને ઘર લઇ જવું અને ત્યાંથી તેને દખમે પોહોંચાડવું. નહીં તો કે પછી ઘરમાં ગુજરેલાંને દાખલ કરેલું ન હોય તોબી શા માટે તેને ધુંઇ આપવી જોઇયે, તેમજ જો ગુજરેલાંને પાધરૂં દખમે પોહોચાડી શકાતું હોય તો § ૯ માં તંબુ તે ગુજરેલાંની આગલ શા માટે લઈ જવા ફરમાવે ?

તે ગુજરેલાંની લાસ હોય ત્યાં તે રેહેથાંનને ઊંચકી જાય.[1] (૧૦) તેઓ તે રેહેથાંનને શુખ્ડ, લોબાન, અગર, દાડમડી કે બીજા સુગંધી છોડવાઓની ધુંઇ આપે.[2]

૪ (૧૧) હાડમંદ દુન્યાના પેદા કરનાર! અગર જો એક મજ્દયસ્નાન ઘરમાં એક કુત્રો અથવા એક માણસ મરણ પામે, (૧૨) અને જો તે વખતે વરસાદ વરસે, અથવા બરફ પડે, અથવા સખત પવન ફુંકે અથવા એવું અંધારૂં થઇ જાય કે, આખો દિવસ પણ માણસો અને ઢોરો ફરહર કરતાં અટકે, (૧૩) તો મજ્દયસ્નાનોએ શું કરવું?

૫–૭ (૧૪–૧૭)–૧[3] જુઓ ફર્ગરદ ૫મી ૪૬–૪૮ (૧૪૦–૧૪૫)

---

૧ જો લાસ કોહોવા આવી હોય તો તેને ઊંચકી જવી નહીં (?)

૨ [પેહેલવી સરેહ કરનાર અત્રે જણાવેછે કે, ઘરમાં માણસ કે કુત્રો મરણ પામે તો પ્રથમ તે ગુજરેલાંને બાહાર કાહાડી ઘરને અંદરથી તથા બાહારથી ધુંઈ આપી પવિત્ર કરવું. (હાલમાં નીરંગ છાંટવાની જે રીત છે તે તો એમાં બતાવી નથી?) ઘરમાંની ચીજો કાયદા મુજબની ૯ અથવા ૩૦ રાત (યાને રપીથવન ગેહેના દિવસ હોય તો ૯ અને બીજી હાવનના દિવસ હોય તો ૩૦ રાત) જવા બાદ કામ આવે. જો કોઇ કારણથી માણસનો હાથ યા કોઇ પગ યા કોઈબી ભાગ કાપી નાખ્યો હોય અથવા ટુટી ગયો હોય તો તે મરણ પામે તે વેલાએ જ્યાં તે હાથ અથવા પગ અથવા કોઈબી ભાગ દાટયો હોય ત્યાંથી તે ખોદી કાહાડીને તેને બી તે લાસની સાથે દખમે પોહોંચાડે. જો માણસ માળ ઉપર ગુજરે તો નીચેનું સરવે પાક અને નીચે ગુજરે તો ઉપરનું સરવે પાક છે; ભોંયરાંમાં ગુજરે તોબી તેની ઉપરનું સરવે પાકછે. જેટલી જગાએ માણસ ગુજરયું હોય અને જ્યાં તેને મેલ્યું હોય તેટલી જગા અપવિત્ર છે.—તરજુમો કરનાર.]

૩ [સરેહ કરનાર જણાવેછે કે, જ્યારે વરસાદ વરસતો હોય ત્યારે અથવા વરસાદ પડવાનાં ચીનીહ દેખાતાં હોય ત્યારે કોઇબી લાસને દખમે લઇ જવી નહીં. એમ બને કે, લાસને ઊંચકી જવા પછી રસ્તામાં એકાએક વરસાદ પડે તો રસ્તામાં તેને મેલવાની કોઇના ઓટલા ઊપર જગા મલેતો તે ઊપર તેને મેલવી પણ તેને પાછી ઘરે લઇ જવી નહીં. લાસને વરસાદમાં છત્તરી ઓઢાડીને યા તે ઊપર સાહયો કરીને લઈ જવું નહીં. દખમે લઇ જવા-

૮ ( ૧૮ ) તે જગાએ મજ્દયસ્નાનો એક ખાડો ખોદે, ( ૧૯ ) જો જમીન કઠણ હોય તો અરધા પગ જેટલો, જો જમીન પોચી હોયતો માણસની ઊંચાઇના અરધા ભાગ જેટલી ઊંડી ( ખોદે ) ( ૨૦ ) તે જગા ઊપર શખ અથવા માટી તેઓ પાંથરે અને તેના ઊપલા ભાગ ઉપર ઈંટ, પથર અથવા ( સુરજના તાપથી ) પકવાયલી[1] ધુલ પાંથરે.

૯ ( ૨૧ ) આ જગાએ તેઓ બુદ્ધીના તત્વથી છુટાં પડેલાં તે તનને ( યાને ગુજરેલી લાસને ) મેલે અને બે રાત, ત્રણ રાત અથવા એક આખો માહિનો ( ત્યાં તેને રેહેવા દે ), ( ૨૨ ) જ્યાં સુધી કે. પક્ષીઓ ઊડવા માંડે, ઝાડપાંન ઊગવા માંડે, ખીણોમાંનાં ઝરણો વેહવા માંડે અને પવન જમીનને સુકવી નાખે ત્યાં સુધી.

૧૦ ( ૨૩ ) જ્યારે પક્ષીઓ ઊડવા માંડે, ઝાડપાંન ઊગવા માંડે, ખીણોમાંનાં ઝરણો વેહેવા માંડે અને પવન જમીનને સુકવી નાખે, ( ૨૪ ) ત્યારે મજ્દયસ્નાનો તે રેહેથાંનને છુટું પાડે.[2] ( ૨૫ ) બે

બાદ દખમું વરસાદનાં પાણીથી તર થયું હોય તોબી તેમાં લાસને મેલવી. શાયસ્તલાશાયસ્ત કેતાબમાં જણાવે છે કે, લાસને તદન ઢાંકીને લઇ જવી નહીં, કારણ કે તેતો લાસને દાટવા બરાબર છે. વરસાદ પડતો હોય તે છતાં લાસને લઇ જવી એ મોહોતની સજાને લાયકનો ગુનાહ છે.—તરજુમો કરનાર. ]

૧. ઇરાંનીઓ કોઇવાર પોતાનાં ઘર સુરજમાં પકવેલી ઇંટોથી અને કોઇવાર સુરજમાં સુકવેલી માટીથી બાંધે છે. આ છેલો જણાવેલી વસ્તુ તેઓ વધુ વાપરે છે. ( જુઓ શાર્દિન ૨. ૨૩૦; ફ્લૅન્દિન ૨ ૩૬૧. )

૨. એટલે કે તેઓ તંબુને પકડનારાં દોરડાં કાપી નાખે, અથવા કદાચ વધારે સારી રીતે તેઓ એક ગબાડું પાડે: છેલ્લો અરથ પેહેલવીને વધારે અનુસરતો છે. [ દાર્મેસ્તેતે એ બાબત નીચલી નોટ આપેછે: ' સરેહ કરનાર પ્રમાણે ઘરના ધણીને ( ઘરની દેવાલમાં ) બકારૂં પાડીને અને બીજાંઓને દરવાજામાંથી લઇ જવાં. જરમનીના કેટલાક ભાગોમાં એવો કાયદો છે કે, ગુજરેલાંને સરેસ્તાના દરવાજામાંથી લઇ જવાં નહીં કારણ કે જીવતાં તથા મુવાએ એકજ દરવાજેથી પસાર થવું જોઇએ નહીં. એરવદ ફરાંમજી રબાદી આ ફકરો 'કત'ને લાગુ કરી એવું સમજે છે કે, આફતને દરમયાંન જે 'કત'માં લાસ મેલી હોય તે ' કત ' ખોદી લાસને બાહાર કાહાડે.—તરજુમો કરનાર. ]

ચાલાક અને જોરેમંદ શખ્સો લાસ શોધતા આવે, (૨૬) તેઓ તેને નાગી અને ઢાંકણ વિના [1] (લઈ જાય) અને તેને કોઈ ઊંચી જગાએ માટી, પથ્થર અથવા કોઇ તકતા ઉપર સુવાડે, (૨૭) તે ઠેકાંણે તેઓ તેને મેલે, (૨૮) કે જ્યાં માંસ ખાનારા કુતરા તથા પક્ષીઓ ઘણી મોટી સંખ્યામાં તેને જોય. [2]

૧૧ (૨૯) તે પછી ગુજરેલાંને લઇ જનારાઓ લાસ (જ્યાં મેલી હોય ત્યા)થી ત્રણ કદમ દુર બેશે. (૩૦) દીનનો એક દસ્તુર એ પછી (ભેગા થયલા) મજ્દયસ્નાનોને કહે: (૩૧) મજ્દયસ્નાનો ! કોઇ નીરંગ લાવો કે જે વડી લાસને લઈ જનારાઓ પોતાના બાલને તથા શરિરને ધોય.

૧૨ (૩૨–૩૩) હાડમંદ દુન્યાના પેદા કરનાર ! આ નીરંગ જે વડી લાસ ઊંચકનારાઓએ નાહાવું જોઇયે તે કેવો હોવો જોઇયે ? (૩૪) શું તે ગાય, ભારબરદારી જનાવર કે મરદ યા ઓરતનું મુતર હોવું જોઇયે?

૧૩ (૩૫) અહુરમજ્દએ જવાબ દીધો: ગાય કે ભારબરદારી જાનવરનું, પણ મરદ યા ઓરતનું નહીં (૩૬) સિવાય બે વરગના લોકોનું, (૩૭) એટલે કે ખએત્વદથ કરનાર મરદ તથા ઓરતનું. [3]

---

૧. લાસને નાગી લઈ જવી અને નહીં કે તે ઊંચકનારાઓએ નાગું થવું (કે જેવો અરથ એરવદ રબાદી તથા પ્રોફેસર દાર્મેસ્તેતે કરેછે.)

૨ [ સરેહ કરનાર જણાવેછે કે, બે મરદો ન મલે તો એક મરદ અને એક ઓરત, અથવા બે ઓરતો લાસને ઊંચકી જાય. બે લાસને સાથે ઊંચકવી નહી તેમજ તેને ઢોર ઊપર મેલીને અથવા રાતની વેલાએ લઇ જવી નહીં. સાયસ્તલાશાયસ્તમાં વલી જણાવેછે કે, માણસ ન મલે તો એક માણસ એક કુત્રાની સાથે પેવંદ વલગીને, અથવા આઠ આઠ વરસના બે છોકરાઓ અથવા એક ઓરત અને આઠ વરસનો એક છોકરો લાસને લઇ જઇ શકે.—તરજુમો કરનાર. ]

૩ [ એરવદ કરાંમજી રબાદી અહીં ખએત્વદથ કરનાર બલદ અથવા ગાય એવો અરથ કરેછે. ખએત્વદથનો અરથ તમામ યુરોપ્યન તરજુમો કરનાર પેહેલવીનાં કેટલાંક ફકરાડા લખાંણને લીધે તેમજ કેટલીક પેહેલવી દંતકથાઓને આધારે તથા હખાંમની વંશના એક રાજાના દાખલા ઉપરથી 'સગાં ભાઇ બેહેનનાં લગન' કરેછે અને તેઓ એ તરજુમો કરતી વખતે

૧૪ (૩૮) હાડમંદ દુન્યાના પેદા કરનાર! આ રસ્તા જયાંથી ગુજરેલાં કુત્રાં અથવા માણસોને લઈ જવામા આવ્યાં હોય ત્યાં (૩૯) પશુઓ તથા ભારબરદારી જનાવર, મરદો અથવા ઓરતો, અહુરમજ્દ ના છોકરા આતશ અથવા ક્રિયાથી બાંધેલી બર્સમ્ કયારે પસાર થાય?

૧૫ (૪૦) અહુરમજ્દએ જવાબ દીધો: એ રસ્તાઓ ઉપરથી ઢોરો અથવા ભારબરદારી જનાવરો, મરદો અથવા ઓરતો, અહુરમજ્દ-નો છોકરો આતશ અથવા ક્રિયાથી બાંધેલી બર્સમ પસાર થાય નહીં.

૧૬ (૪૧) પણ (પ્રથમ ત્યાં) ત્રણ વખત (૪૨) ચાર આંખવાળો પીળો (અને) પીળા કાંનવાળો સફેદ કુત્રો (ચલાવે). (૪૩) જો કોઇ એ ચાર આંખવાળા[1] પીળા અથવા પીળા કાનવાળા સફેદ કુત્રાને એ રસ્તા-ઓ ઊપરથી ચલાવે તો (૪૪) દ્રુજેનસુશ્ પશ્ચિમ તરફના મુલકોમાં અપવિત્ર ખર્ફસ્તરોની મિસાલે બેહદ નુકશાન કરનાર વાલેલા પંજા તથા બાહાર નીકલી આવેલી ગાંડવાળી માખીના ભયંકરઆકારમાં નાહાસીજશે.

૧૭ ( ૪૫ ) જો તે રસ્તા ઊપર ચાર આંખવાલા પીલા અને પીલા કાંનવાલા સફેદ ( માંના એક )ને પસાર કર્યો ન હોય તો ( જે એકને પસાર કરવામાં આવે તેને ) છવાર ત્યાંથી પસાર કરાવે ( ૪૬ ) જુઓ ફકરો ( ૪૪. )

---

મોટી અજાયબી દેખાડેછે કે, જરથોસ્તી ધરમની સઘલી ઊત્તમ નીતીઓને આ 'બુએતવદથ'નું ફર્માન કલંક લગાડનારૂં છે. તેઓ કહેછે કે, એ રેવા જ હાલના પારસીઓમાં નથી એ ખરૂં છે પણ તે તેઓએ બીજી કોમો સાથે ભેલાવાથી તેમની નકલ કરીને તજી દીધોછે. પ્રોફેસર વેસ્તે તો દીનકરદ અને બીજી કેતાબોને આધારે એ બાબદ ઉપર એક લંબાંન નીબંધ લખ્યોછે જે ઊપર આપણા કેહેવાતા જરથોસ્તી વીદવાનો અને દસ્તુરો ધ્યાન પોહોંચાડી તેને ખોટો પાડવાની કોશિશ કયારે કરશે?—તરજુમો કરનાર. ]

૧ ચાર આંખના સંબંધમાં એવો ખુલાસો કરવામાં આવેછે કે તેની આંખોની ઉપર આંખનાં જેવા આકારનાં બે ધાબાં હોયછે જે સાથે મળી ચાર આંખ થાયછે.

૧૮ (૪૭) અગરજો ચાર આંખવાલા પીલા કે પીલા કાંનવાલા સફેદ (એ બંને કુત્રાઓ)ને ત્યાંથી પસાર કર્યા ન હોય તો (બીજી જાતના) કુત્રાને નવ વખત ત્યાંથી ચલાવે. (૪૮) જુઓ ફકરા (૪૩-૪૪.)[1]

૧૯ (૪૯) જો ચાર આંખવાલા પીલા કે પીલા કાનવાલા સફેદ કુત્રાને ત્યાંથી નહી ફેરવ્યો હોય તો અથોરનાનો (તમામ ચીજોમાં તથા દેવોનાં કૌવત સામે) ફતેહમંદી આપનાર આ શબ્દો પઢતા ત્યાંથી પસાર થાય.[2] (૫૦-૫૧) યથા અહૂ વઈર્યો[3]

૨૦ (૫૨-૫૯) કૅમ્‌ના મજ્દા[4]

૨૧ (૬૦) અહુરમજ્દ અને પવિત્ર દાહપન દુઃખ દેવાને ખુશી થનાર દેવથી અમને છોડવે. (૬૧) દેવને લગતા ઓ દ્રુજે તું નાબુદ થાય, દેવોની જાત નાબુદ થાય, દેવોનાં કામ, દેવોની પેદાએશ નાબુદ થાય.

---

૧. [સરેહ કરનાર એમ સમજાવવા માગેછે કે, કુત્રાને ત્રણવાર પ્રથમ ચલાવે તેવારે તે ચાલવાને નારાજ હોય તેમ ચાલે, તો બીજી ત્રણ વાર તેને ચલાવે, જો ત્યારેબી તે નારાજ હોય તો ફરીથી ત્રણવાર તેને ચલાવવો. દસ્તુર અફર્ગે કહયું છે કે, જો રસ્તો લીલો અને કાદવથી તર હોય તો લાશને જ્યાંથી કાહાડે ત્યાંથી તે છેક દખ્મા સુધીની લંબાઇએ સગને ચલાવે પણ દસ્તુર મેદયોમાહે જણાવ્યું છે કે, સગને રસ્તાની લંબાઇએ તેમજ પોહોલાઇએબી ચલાવે.—તરજુમો કરનાર.]

૨ [બે અથોરનાનો પેવંદ પકડી યથા અહુ વૈર્યો તથા કેમ ના મજ્દા પઢતા ચાલે. જેટલા જણથી લાસની પાછલ પાછલ જવાય એટલાએ જવૂં કારણ કે એવો રીતે ચાલનારાઓ દરેક પગલે ૩૦૦ 'સ્તીર'નાં વજન જોટલો સવાબ કરેછે, જે દરેક 'સ્તીર' ચાર દીરહમ જેટલો હોય છે. અરીતે લાસની પાછલ માતર એકજ જોડી અથોરનાનોની પૈસા આપીને મોકલવાની જરૂરછે; બાકીનાઓને કાંઇબી આપવૂં ન જોઇયે કારણ કે તેઓ તો સામું એવી રીતે ચાલીને સવાબ મેલવેછે.—તરજુમો કરનાર.]

૩ [એના તરજુમા બાબદ જુઓ મારો યજશ્નેનો તરજુમો, હા ૧૯ માનો દીબાચો.—તરજુમો કરનાર.]

૪ [એના તરજુમા માટે જુઓ મારો યજશ્નેનો તરજુમો, હા ૪૫ નો ફકરો ૭ અને હા ૪૩ નો ફકરો ૧૬.—તરજુમો કરનાર.]

(૬૨) આ જગાઓએથી દ્રૂજે નાબુદ થાય, ઓ દ્રૂજે તું નાહાસ, નાશ પામ ! પશ્ચિમ તરફના લત્તાઓ ભણી તું નાહાસ. પવિત્ર મિનો-ની હાડમંદ દુન્યાનો નાશ તું નહી કરે !

૨૨ (૬૩) ( આ ક્રિયા સંપૂર્ણ થવા બાદ ) મજ્દયસ્નાનો આ રસ્તાઓ ઊપરથા ઢોરો, ભારબરદારી જનાવરો, મરદો, ઓરતો, અહુર-મજદના છોકરા આતશ તથા ક્રિયાઓથી તૈયાર કરેલી બર્સમને મરજી મુજબ ચલાવે. (૬૪) મજ્દયસ્નાનો તે ઘરમાં પોતાની મરજી મુજબ ગોસ્તનું અથવા સરાબનું ખાનું આગલની માફક પવિત્ર અને નહીં બગડેલું તૈયાર કરે. [1]

[1] [ મરેડ કરનાર જણાવેછે કે, ચેહારમને દીવસે ગોસ્ત તથા દારૂનો આશક વાપરવો. ત્રણ રાત તથા દીવસની અંદર ગોસ્ત ખાય નહીં. જે કોઇ મરણ પામે તેને માટે ૩ સરોશ તથા દરૂન કરે. ગોગોસસ્પે કહયુંછે કે, સાત વરસની અંદરનાં ગુજરેલાં છોકરા માટે એક સરોશ કરે. ત્રણ દિવસ સુધી સઘલી સરોશની ઇજશને કરે. એ ત્રણ દિવસ સરોશની ઇજિશને કરતાં દરૂનની ચારની વખતે રાથવીએ 'ખરેત નરો' વાલો ફકરો ભણવો નહીં. ત્રણે દીવસ તથા રાતે સઘલી આરાધના સરોશનીજ કરવી. મેદયોમાહે કહયું છે કે, ૩જી ગતે બામદાદને વખતે ત્રણ દરૂન (યાને બાજ) ઇજે, જેમાં એક રશ્નુ આસ્તાદની, બીજી વાયે વેહ (યાને મિનો રાંમ)ની અને ત્રીજી અરદાફર્વસની. અરદાફર્વસની બાજ સાથે શ્યાવ ઇજવે અને ચોથે દીવસે યાને બામદાદે 'જોર' (મેઝ offering) માટે ગોસ્પન્દ કપાવે અને ગોસ્ત ચેહારમને દીને વાપરવૂં, અને દસમાને દીને તથા માસીસાને દીને તથા મહી ને મહીને અને વરસીને દીવસે એક યજશ્ને કરાવે. અફરગે કહયું છે કે, ૩૦ મો દાહાડોજ માસીસાનો ગણવો, પણ નેશાપુરે કહયું છે કે ૩૦મો તેમજ ૩૧મો એ બંને દીવસ માસીસાના ગણવા અને તે દીને યજશ્ને કરાવે. જે જગાએ માણુસ ગુજરે તે જગાએ સરોશની આરાધના ત્રણ દીવસ કરાવવી, અને ત્યારબાદ સઘલી બીજી યજશ્ને અરદાફર્વસની કરે. જો કોઇ ગાથાના દીવસો ઊપર મરણ પામે તો ૩૦ દીવસ પુરા ગણીને માસીસો કરવો અને જે દીને તે ગુજરયો હોય તેજ દીને વરસી કરવી, તેનો દર મહીનાનો રોજ-ગાર દર ફરવરદીન રોજે કરે. જો કોઇ ગુજરનારનો દાહાડો વાર ખબર ન રહે તો તેની વરસ દાહાડાની ક્રીયા આદર મહીનાને ફરવરદીન રોજે કરે.— તરજુમો કરનાર. ]

૨૩ (૬૫) હાદમંદ દુન્યાના પેદા કરનાર! લાસ ઊપર જો કોઈ પગ ઢંકાય એટલું મોટું કપડું વણેલું અથવા ચામડાનું નાખે તો (૬૬) તે કામની સજા શું હોય? (૬૭) અહુરમજ્દએ જવાબ દીધો પરોણીથી ૪૦૦, સરઓશોચરનથી ૪૦૦ ફટકા તે મારે.

૨૪–૨૫ (૬૮–૭૩) એ બંને ફકરા ૨૩ (૬૫–૬૭) ને મલતા છે. જો બે પગ જેટલું કપડું હોય તો ૬૦૦ ફટકા અને આખું શરીર ઢંકાય એટલું કપડું હોય તો ૧૦૦૦ ફટકા ફરમાવ્યા છે.

૨૬ (૭૪) હાદમંદ દુનયાના પેદા કરનાર! જો કોઈ ઈરાદા વિના કોઈ અપવિત્રાઈ કરે[1] (૭૫) તો તે કામની તોજેશ શું છે? (૭૬) અહુરમજદએ જવાબ દીધો: તે પરોણીથી ૮૦૦, સરઓશોચરનથી ૮૦૦ ફટકા મારે.

૨૭ (૭૭) હાદમંદ દુન્યાના પેદા કરનાર! જો કોઈ ઈરાદાથી કોઈ અપવિત્રાઈ કરે (૭૮) તો તે કામની તોજેશ શું છે? (૭૯) તેની માફીનો રસ્તો શું છે? (૮૦) તેને પવિત્ર કરવાની રીત શું છે.

૨૮–૩૦ (૮૧–૯૭) જુઓ ફર્ગરદ ૩ ફકરા ૩૯–૪૨ (૧૩૫–૧૫૧).

૩૧ (૯૮) હાદમંદ દુન્યાના પેદા કરનાર! દેવ કોણ છે? દેવોની પરસ્તેસ કરનાર કોણ છે? (૯૯) દેવોને રાજી કરનાર કોણ છે? (૧૦૦) દેવોનું હથ્યાર, દેવોની માશુક કોણ છે? (૧૦૧) કોણ દેવ (ની સ્થીતીમાં બદલાયલો) સંપૂર્ણ દેવ છે, જે પોતાની જીંદગીમાં દેવ છે અને મરણ પછી હંમેશ સુધી અનદિઠ આકારમાં દેવ રહે છે?

૩૨ (૧૦૨) અહુરમજ્દએ જવાબ દીધો: જે કોઈ ગુલાંમ બારગી કરાવે અથવા કરે છે તે. (૧૦૩) એવો માણસ દેવ છે, તે દેવોની પરસ્તેસ કરનાર છે, (૧૦૪) તે દેવોને રાજી કરનાર છે, દેવોનું હથ્યાર છે, (૧૦૫) તે દેવોની માશુક છે, તે ખરે દેવ છે, તે દેવની હાલતમાં સંપૂર્ણ બદલાયલો છે. (૧૦૬) જે માણસ ગુલામબારગી કરે છે અથવા કરાવે છે તે પોતાની જીંદગીમાં દેવ છે અને મુવા બાદ અનદીઠ આકારમાં દેવ છે.

---

[૧ એરવદ રબાદી અને બીજા કેટલાક સાહેબો એનો અરથ ગુલામ બારગી કરે અથવા કરાવે એવો અરથ કરે છે.—તરજુમો કરનાર.]

૩૩ (૧૦૭) હાડમંદ દુન્યાના પેદા કરનાર! જે માણસો એક ગુજરેલાં માણસની લાસ સુકાયલી હોય અને તેને મરણ પામવાને વરસ થઈ ગયું હોય તેને અડકે તેઓ પવિત્ર થઈ શકે કે?

૩૪ (૧૦૮) અહુરમજ્દએ જવાબ દીધો: ઓ અશો જરથુશ્ત્ર! તેઓ પવિત્ર છે, (૧૦૯) કારણ કે સુક્કી ચીજ સુક્કીમાં દાખલ થતી નથી. (૧૧૦) જો એમ ન હોત તો જલદીથી મારી તમામ હાડમંદ દુન્યા પવિત્રાઇની ખાહેશ ખોહી દે, તેના આત્મા સખત અને તન પાપી થઇ જાય, કારણ કે આ જમીન ઊપર બેહદ નસા પડેલા હોય છે.

૩૫ (૧૧૨) જેઓ માણસ અથવા કુત્રાની લાસ ઊંચકી ગયા હોય તેઓ (૧૧૧) ઓ કીરતાર! પવિત્ર થઈ શકે?

૩૬ (૧૧૩) અહુરમજ્દએ જવાબ દીધો: તેઓ પવિત્ર થઈ શકે. (૧૧૪) કેવી રીતે? (આ પ્રમાણે:) (૧૧૫) જો આ લાસ માંસ ખાનારા કુત્રા અથવા પક્ષીઓથી ચોરાયલી હોય તો (૧૧૬) તેઓ પોતાનાં તનને ગોમેજ તથા પાણીથી (ધોઇને) પવિત્ર કરે, તેઓ પછી અપવિત્રાઈ વિનાના થશે.

૩૭ (૧૧૭) પણ જો આ લાસને માંસ ખાનારાં કુત્રા અથવા પક્ષીઓ અડકયાં ન હોય (૧૧૮) તો તેવે વખતે મજ્દયસ્નાનોએ પ્રથમ જમીનમાં ત્રણ ખાડા ખોડવા (૧૧૯) અને પછી તે અપવિત્ર (રીમન)-માણસે પોતાનાં તનને ગોમેજથી ધોવું, પાણીથી નહીં.

૩૮ (૧૨૦) પછી મારા કુત્રાને તેની નજદીક લાવવામાં આવે, તેને અડકીને ધરી રાખે, તેને છુટથી જવા દે નહીં પણ તેના આગલા પંજાથી ધરી રાખે. (૧૨૧) બીજી વાર તે જમીનમાં ત્રણ નવા ખાડા ખોડે (૧૨૨) તે અપવિત્ર માણસ પોતાનાં શરીરને ગોમેજથી ધોય અને નહીં કે પા-ણીથી. (૧૨૩) જુઓ (૧૨૦).

૩૯ (૧૨૪) પછી તે પવિત્ર થતો માણસ તેનાં માથાંની ઊંચાઇ સુધી, તેના બાલના છેડાઓ સુધી સુકાઈ જાય ત્યાં સુધી ખોતી રહે. (૧૨૫) ત્રીજીવાર તેજ જમીન ઊપર ત્રણ નવા ખાડા આગલા ખાડા-ઓથી ત્રણ કદમની દુરીએ મજ્દયસ્નાનો ખોડે, (૧૨૬) ત્યાં તે રીમન થયલો શખ્સ પાણીથી પોતાનાં શરીરને ધોય છે; ગોમેજથી નહીં.

૪૦ (૧૨૭) પ્રથમ તે પોતાના હાથો ધોય. (૧૨૮) કારણ કે જો તે પોતાના હાથ ન ધોય તો તમામ શરીર ખરાબ થઇ જાય. (૧૨૯) ત્રણ વાર તેણે હાથ ધોવા પછી તે હાથો પવીત્ર થાય છે, (૧૩૦) પછી માથાંના ઊપલા ભાગ ઉપર આગલી બાજુએ તારે પાણી રેડવું.

૪૧ (૧૩૧) હાડમંદ દુન્યાના પેદા કરનાર! જયારે માથાંના ઉપલા ભાગની આગલી બાજુએ પવિત્ર પાણી પ્રથમ પોહોંચે છે ત્યારે (૧૩૨) તે માણસ (ઊપર હુમલો કરનાર) દ્રુજેનસુશ કયાં ફૂંકાય છે? (૧૩૩) અહુરમજદએ જવાબ દીધો: તે દ્રુજેનસુશ ત્યાંથી ફૂંકાઇને તે માણસનાં આંખના ભવાંઓની વચ્ચે મેલાય છે.

૪૨–૬૮ (૧૩૪–૨૧૬) આ ફકરા ૪૧ (૧૩૧–૩૩)ને મળતા છે. પવિત્ર પાણી જયારે ભવાંઓની વચ્ચે પોહોંચેછે ત્યારે માથાંના પાછલા ભાગમાં દ્રુજેનસુશ નાહાસેછે; ત્યાં પવિત્ર પાણી પોંહોંચવાથી તે તેના દાચાં ઊપર નાહાસેછે; ત્યાંથી તેના જમના કાંન ઊપર, ત્યાંથી ડાબા કાંન ઊપર, ત્યાંથી જમના ખભાં ઉપર, ત્યાંથી ડાબાં ખભાં ઉપર, ત્યાંથી જમની બગલમાં, ત્યાંથી ડાબી બગલમાં, ત્યાંથી છાતીમાં, ત્યાથી બરડામાં, ત્યાંથી જમનાં આંચલમાં, ત્યાથી ડાબાં આંચલમાં, ત્યાંથી જમની પાંસળીમાં, ત્યાંથી ડાબી પાંસલીમાં, ત્યાંથી જમના થાપા ઉપર, ત્યાંથી ડાબા થાપા ઉપર, ત્યાંથી છુપા ભાગ ઊપર દ્રુજેનસુશ પોંહોંચેછે. જો રીમન નાહાનાર મરદ હોયતો પ્રથમ તેણે પોતાની (પીઠ આગલના) પછવાડેના ભાગમાં અને પછી આગલી બાજુએ પાણી છાંતવું, જો ઓરત હોય તો પ્રથમ તેણીએ પોતાની 'શરમગાહ'માં અને પછી પછવાડેના ભાગમાં પાણી છાંટવું; જયારે છુપા ભાગ ઊપર પાણી પોંહોંચેછે ત્યારે ત્યાંથી નાહાસીને તે જમની જાંગમાં, ત્યાંથી ડાબી જાંગમાં, ત્યાંથી જમનાં ઘુટણમાં, ત્યાંથી ડાબાં ઘુંટનમાં, ત્યાંથી જમના પગનાં ટેટાં ઊપર, ત્યાંથી ડાબા પગનાં ટેટાં ઊપર, ત્યાંથી જમની ઘુંટી ઊપર, ત્યાંથી ડાબી ઘુંટી ઊપર, ત્યાંથી જમના પગની પાટલી ઊપર, ત્યાંથી ડાબા પગની પાટલી ઉપર તે ધસે છે.

૬૯ (૨૧૭) હાડમંદ દુન્યાના પેદા કરનાર! જ્યારે પવિત્ર પાણી ડાબા પગની પાટલી ઉપર પોંહોંચેછે ત્યારે (૨૧૮) તે દ્રુજેનસુશ કયાં ફૂંકાયછે? (૨૧૯) અહુરમજદએ જવાબ દીધો: માંખની પાંખ મીસાલે જમના પગનાં તલ્યાં હેઠલ તે ભરાયછે.

૭૦ (૨૨૦) (તે રીમન નાહાનારે) તેજ વખતે પોતાના પગનાં આંગલાં નીચે વાલવાં અને એડી ઊંચે કરવી (૨૨૧) તારે તેના જમના પગનાં તલ્યાં ઉપર પાણી છાંટવું (૨૨૨) અને તે દ્રૂજેનસુશ્ ડાબા પગનાં તલ્યાં હેઠલ ભરાશે, (૨૨૩) તારે તેના ડાબા પગનાં તલ્યાં ઉપર એટલા માટે પાણી છાંટવું, (૨૨૪) તે દ્રૂજેનસુશ પછી માંખની પાંખ મીસાલે તે પગનાં આંગલાં હેઠલ ભરાશે.

૭૧ (૨૨૫) (તે રીમન નાહાનારે) તેજ વખતે પોતાના પગની ધુંટી નીચે વાલી આંગલાં ઊંચે ધરવાં (૨૨૬) તારે તેના જમના પગનાં આંગલાં ઉપર પાણી છાંટવું, (૨૨૭) અને તે દ્રૂજેનસુશ ડાબા પગનાં આંગલાં તલે ભરાશે માટે તે ઊપર પાણી છાંટવું (૨૨૮) અને પછી તે નસુશ્ પશ્ચિમ તરફના લટાઓ ભણી વાલેલા પંજાથી અને બાહાર નીકલી આવેલી ગાંડથી ભયંકર દેખાવની અને અપવિત્ર ખરફસ્તરો મીસાલે બેહદ દુઃખ દેનાર માખીના આકારમાં નાહાસી જશે.[1]

૭૨ (૨૨૯) હાડમંદ દુન્યાના પેદા કરનાર! રસ્તે ચાલતાં અથવા દરયે મુસાફરી કરતા અથવા ઘોડા ઊપર યા ગાડીમાં જતાં આ મજ્દયસ્નાનો (૨૩૦) લાસને બાલવા માટે તૈયાર કરેલા આતશ આગલ આવી પોહોંચે,

૭૩ (૨૩૧) અને કોઈ તે આતશમાં લાસ બાલે અથવા પકાવે તો (૨૩૨) આ મજ્દયસ્નાનોએ શું કરવું ?

૭૪ (૨૩૩) અહુરમજ્દએ જવાબ દીધો: જે આતશ લાસને બાલતો હોય તેને તેઓ મારે (૨૩૪) તેઓ તેને વીખેરી નાખે, (૨૩૫) તેઓ ઈંગાર ઊંચકી લે, (૨૩૬) તેઓ લાકડાંના ઢગલાને ત્યાંથી લઈ જાય.[2]

---

૧ [ એ પછી તે રીમન નાહાનારે એજ ફર્ગરદના ૧૯-૨૧ (૫૦-૬૨) માં ફકરામાં જણાવેલા કલાંમો ભણવા.—તરજુમો કરનાર. ]

૨ [ પેહેલવી તરજુમો કરનાર અને તેને આધારે એરવદ સ્પાદીએ તથા પ્રોફેસર દાર્મેસ્તેતેએ 'આતશને મારે' ને બદલે 'આતશમાં લાસ બાલનાર શખ્સને મારી નાખે' એવો અરથ કરયો છે. સરેહ કરનાર કહેછે કે, લાસ બાલનાર અથવા પકાવનારને તેજ જગાએ મારી નાખવો અને

૭૫ (૨૩૭) આ આતશના બે ગાંગડાઓ વડી તેઓ લાકડાં સલગાવે; (૨૩૮) એ (લાકડાં) આતશનાં તોખમ ધરાવનારાં ઝાડોનાં હોવાં જોઇયે, (૨૩૯) તથા આ (નસાવાલો) આતશ ધરાવનારૂં અને તેને જાલવી રાખનારૂં હોવું જોઇયે. (૨૪૦) તેઓ (તે નસાના આતશને) ઊંચકી જાય. તેમને વીખેરી નાખે, (૨૪૧) જેથી તે આતશ જલદી બુજવાઇ જાય.

૭૬ (૨૪૨–૨૪૩) તેઓ તે (સલગાવેલાં) પેહેલાં લાકડાંઓને, લાસને બાલનારા આતશથી એક "વિતસ્તિ" (યાને વેંહેત)ના તફાવતે જમીન ઊપર મેલે. (૨૪૪) તેઓ તે લાકડાંઓને છુટાં પાડી વીખેરી નાખે જેથી તે જલદી બલી જાય.

૭૭–૭૮ એ બંને ફકરાઓ ૭૬ (૨૪૨–૨૪૪)ના જેવાજ છે, ફરક માત્ર એજ કે, 'પેહેલાં'ને બદલે 'બીજાં,' 'ત્રીજાં,' 'ચોથાં,' 'પાંચમાં,' 'છઠ્ઠાં' 'સાતમાં,' 'આઠમાં,' અને 'નવમાં' એમ જુદા જુદા ફકરાઓમાં વાપરવા. [1]

---

આતસને નસાથી છુટો કરી તેને ઘટતી જગાએ લેઇ જવો. જો કોઇને કોઇએ ડાહામ દીધા હોય તો તે ડાહામવાલી જગા સુકાય ત્યાં સુધી તેને પાણી નહીં લગાડતાં નીરંગથી ધોવો. ગોગોસસ્પે જણાવયુંછે કે ડાહામ દેવા એ ગુનાહ ભરેલું કામ છે. નસો બાલનાર, લુંટારા તથા ગુલાંમબારગી કરનાર એ ત્રણેને દસ્તુર દાવરોની રજાની રાહા ન જોતાં તુરત મારી નાખવા.—તરજુમો કરનાર. ]

[1] [ આ ૭૫થી૭૮ સુધીના ફકરાઓની મતલબ એવી છે કે, પ્રથમ જે આતશ વડી નસો બાલવા મુકેલો હોય, તે આતશને ઊંચકી લેઇ તેમાં બલતું એક લાકડું તેમજ એક નવું લાકડું સલગાવીને નસાવાલો આતશ બુજવી નાખે અને આ બે સલગેલાં લાકડાંને તે આતશથી એક વેંહેત દુર આવેલી જગાએ મેલે, તેમાંથી વલી બીજાં લાકડાં સલગાવીને આગલા સલગેલા આતશને બુજવી નાખે અને નવાં સલગેલાં લાકડાંને તેનથી એક વેંહેંત દુર જગાએ લઈ જઇ મેલે અને એ રીતે નવ વખત નવાં લાકડાં સલગાવતા જઇ આગલાંને વીખેરી નાખી બુજવી નાખે. આ કામ પેહેલવી સરેહ કરનાર મુજબ બે જણે પેવંદ પકડીને બજાવવું.—તરજુમો કરનાર.]

૭૯ (૨૪૬–૨૪૭) પછી જો કોઇ, ઓ અશો જરથોસ્ત ! દીનની સરત મુજબ (આ નવમીવાર તૈયાર કરેલા આતશમાંથી સલગાવવાને) શુખ્ડ, લોબાંન, અગર, દાડમડીનું લાકડું યા હરકોઈ સુગંધી ઝાડનુ લાકડું લાવે તો,

૮૦ (૨૪૮) જેબી બાજુએ પવન (તે આતશમાંથી નીકલતી) સુગંધને લઇજાય, (૨૪૯–૨૫૦) ત્યાં અહુરમજદનો આતશ અંધારાંમાંથી ઉત્તપન્ન થયલા બુરા મિનો દેવો સામે હજાર દુશ્મનોને મારનાર લડવૈય તરીકે, તથા યાતુઓ (યાને જાદુગરો) તથા પઇરિકાઓ (યાને પરિઓ) સામે તેથીબી બેવડાં કૌવત સાથે જશે (યાને તે આતશ હજાર દેવોને તથા બે હજાર જાદુગરો અને પરિઓને મારી નાખશે.)

૮૧ (૨૫૧) હાડમંદ દુન્યાના પેદા કરનાર! જો કોઇ શખ્સ નસાને બાલનાર આતશને 'દાઇત્યો ગાતુ' માં પાછો લઇ જાય તો (૨૫૨) તેનું તન તેનાં રવાંનથી છુટું થવા બાદ તેને શું બદલો મલશે ? (૨૫૩) અહુરમજદએ જવાબ દીધો: હાડમંદ દુન્યા ઊપર 'દાઇત્યો ગાતુ[1]'માં તે દશ હજાર બલતી કાઠીઓ લઈ ગયો હોય તો તેથી જે બદલો તે પામે તેટલો આ કામથી તે મેલવે છે.

૮૨–૮૩ (૨૫૪–૨૫૭) જુઓ ૭૯–૮૦ (૨૪૬–૨૫૦).

૮૪–૯૬ (૨૫૮–૨૭૦) હાડમંદ દુન્યાના પેદા કરનાર ! જો કોઈ શખસ પ્રવાહી[2] બાલતા આતશને, ચુનો[3] બાલતા આતશને, કુંભારની ભઠીમાંના આતશને, કાચ [4]બનાવતા આતશને, બણીજ પદારથનાં કાર

---

૧. એ ઉપરથી 'દાદગાહ' શબ્દ નીકલ્યો છે: અસલ તે આતશ બેહેરામ તેમજ આદરાંનને માટે એકસરખી રીતે વપરાતો હતો.

૨ ગલીચ પાણી કે ગલીચોનો અહીં સવાલ નથી, કારણકે એ આતશને અપવિત્ર થયલો જણાવ્યો નથી અને તેને પવિત્ર કરવાની રીત બતાવી નથી.

૩ કદાચ 'છાંન,' પણ એ અરથ ઘણો થોડોજ સંભવીતછે. કારણકે અહીં કાંઈ રીમન થતા આતશનો નહીં પણ માત્ર અધરમી કામમાં વપરાતા આતશનો સવાલ છે.

૪ રવાયતવાલા એને ઈંટો પકવતો આતશ સમજેછે. સરખાવો સંસ્કૃત यात.

ખાનાંના આતશને, સોનારનાં કારખાનાંના આતશને, રૂપાં કામ કરનાર
રના કારખાનાંના આતશને, લોખંડનાં કારખાનાનાં આતશને, કલાઇ
(અથવા જસત)નાં કારખાનાના આતશને, ભઠ્ઠીયાર ખાનાનાં આતશને
(બળી મરવા માટે ખડકેલી) ચેહેના આતશને, રંગારાના આતશને,
ગોવાલ્યાના આતશને, ખેતરમાંના આતશને, પોતાના ઘરના આતશને
ઊંચકીને 'દાઇત્યો ગાતુશ' માં લઇ જાય તો તેનું તન તેનાં રવાંનથી
છુટું થવા બાદ તેને શું બદલો મલશે? અહુરમજ્દએ જવાબ દીધો:
હાડમંદ દુન્યા ઉપર 'દાઇત્યો ગાતુશ' માં તે હજાર, પાંચસો, ચારસો,
કાચ જેટલા બનાવ્યા હોય એટલી સંખ્યાની, ભથયારખાનાની ભઠીમાં
ના લાકડાં જેટલી સંખ્યાની, ૧૦૦, ૯૦, ૮૦, ૭૦, ૬૦, ૫૦, ૪૦
૩૦, ૨૦ અથવા ૧૦ બલતી કાઠો લઈ ગયો હોય તો તેથી જે બદલો
તે પામે તેટલો આ કામથી તે મેલવે છે.[1]

૯૭ (૨૭૧) હાડમંદ દુન્યાના પેદા કરનાર! જે માણસો દુરદરાજ
જગામાં, જંગલની જગામાં લાસને અડકયા હોય તેઓ પવિત્ર થઇ શકે?

૯૮ ( ૨૭૨ ) અહુરમજ્દએ જવાબ દીધો: તેઓ, ઓ અશો
જરથુશ્ત્ર! પવિત્ર થઇ શકે. (૨૭૩) પણ તે કેવી રીતે? (૨૭૪) જો
માંસ ખાનારા કુત્રાઓ અથવા માંસ ખાનારાં પક્ષીઓએ તે લાસને
ચીરી હોય તો તે (અપવિત્ર) માણસે પોતાનાં શરીરને ગોમેજથી ધોવું,
(૨૭૫) તીસ વખત તેણે તેથી તેને ધોવું અને તીસ વખત રગડવું
(૨૭૬) તેણે માથાંને પણ તે વટી ધોવું જોઇયે.

૯૯ (૨૭૭) પણ જો તે લાસને માંસ ખાનારા કુત્રાઓએ
અથવા પક્ષિઓએ ચીરી ન હોય તો (૨૭૮) તેણે પોતાનાં તનને
ગોમેજથી ધોવું.

૧૦૦ (૨૭૯) તેણે તેને પંદર વખત તેથી ધોવું અને પંદર વખ
ત રગડવું, (૨૮૦) પછી તે એક હાથ[2] જેટલા તફાવતે દોડે, (૨૮૧)

---

૧ આ ફકરામાં જે જુદા જુદા આતશો જણાવ્યા છે તે દરેકને
ઊંચકવાના વધતા ઓછા બદલા એમાં બતાવ્યાછે.

૨ [ દર બે ફીટનાં ૧૦૦૦ કદમ અથવા સુમારે એક ઇંગ્રેજી માઇલ.
—તરજુમો કરનાર. ]

અને તેણે તે કરતાંબી આગલ દોડવું. (૨૮૨) જો તે હાડમંદ દુન્યા ઉપરનું કોઇ માણસ તેને સામે મલે તો (તે માણસ સાંભલી શકે એવી રીતે) તે પોતાનો અવાજ બુલંદ ઉઠાવે (૨૮૩) અને બોલે કે: મારા વિચારો, મારા સુખનો કે મારાં કામોથી ઇચ્છવા વિના (અનજાણપણે) હું એક લાસ ઊપરથી પસાર થયોછું,[1] (૨૮૪) તમો મને પવિત્ર કરશો? (૨૮૫) આ પ્રમાણે જે માણસ તેને પેહેલ્લો મલે તેની તરફ તે દોડે. (૨૮૬) જો તે તેને પવિત્ર ન કરે (યાને તેને બરેશ્નુમની ક્રિયા ન કરાવે) તો લાસને અટકવાથી (જે પાપ થાય તેનો) ત્રીજો હીસ્સો તેને માથે પડે.[2]

૧૦૧ (૨૮૭) પછી તે ત્યાંથી બીજા 'હાથ્ર' જેટલા તફાવતે અને તેથી વધુ દોડે. (૨૮૮) જુઓ ૨૮૨-૨૮૪. (૨૮૯) તે તે બીજા માણસ તરફ દોડે; જો તે તેને પવિત્ર ન કરે તો (૨૯૦) તે પાપના (બાકી રહેલા હીસ્સાનો) અરધો હીસ્સો તેને માથે પડે.

૧૦૨ (૨૯૧) પછી તે ત્રીજા 'હાથ્ર' જેટલા તફાવતે અને તેથી વધુ દોડે. (૨૯૨) જુઓ ૨૮૨-૨૮૪. (૨૯૩) તે તે ત્રીજા શખ્સ સામે દોડે, જો તે તેને પવિત્ર ન કરે તો (બાકી રહેલો) સઘલો ગુનાહ તેને માથે પડે.

૧૦૩ (૨૯૪) પછી તે તેથી વધુ આગલ દોડે. (૨૯૫) જયારે તે કોઈ ઘર, મોહોલ્લા અથવા કોઇ ગાંમ યા જીલ્લાની મુખ્ય જગાએ પોહોંચે ત્યારે (૨૯૬) બુલંદ અવાજ કરીને (બોલે): (૨૯૭) મારા વિચારો, મારા સુખનો કે મારાં કામોથી ઇચ્છવા વિના (અનજાનપણે) હું એક લાસ ઉપરથી પસાર થયોછું; (૨૯૮) હું પવિત્ર થવા ઇચ્છું

૧ [ સરેહ કરનાર એનો અરથ આ મુજબ કરેછે : હું એક લાસ ઊપરથી પસાર થયોછું. અને હું મનસની, ગવસ્ની કે કુનસની ઇચ્છી શકતો નથી યાને હું રીમન થયલો છું.—તરજુમો કરનાર.]

૨ [ કારણકે પેલા રીમન થનારે તો પોતાની ફરજ બજાવી પવિત્ર થવા માટે ઘટતી અરજ કરી પણ પેલો સામે થનાર શખ્સ પોતાની ફરજ વીસરી જાય તે રીમન થયલાને પવિત્ર કરવા વિના વસ્તી તરફ વધવા દેછે અને તેમ કરી લાસથી કોઇ ઝેરી અસર તે માણસ ઊપર થઈ હોય તેને તે બસ્તીમાં ફેલાવા દેવાનું સાધન થાયછે.—તરજુમો કરનાર. ]

છું. (૨૯૯) જો તે તે (સામે મળનારાઓ) તેને પવિત્ર ન કરે તો પછી તે પોતાનાં તનને ગોમેજ તથા પાણીથી ધોય અને તે પવિત્ર થશે. ૧

૧૦૪ (૩૦૦) હાડમંદ દુન્યાના પેદા કરનાર! જો તે (રીમન થયલા શખ્સ)ને રસ્તાની અધવચમાં પાણી મલે (યાને તે પાણીમાંથી પસાર થવું પડે) (૩૦૧) તો તે પાણી માટે જે તોજેશની જરૂર છે, (૩૦૨) તે તોજેશ શું હોય?

૧૦૫ (૩૦૩) અહુરમજદે જવાબ દીધો: ૪૦૦ ફટકા પરોણીથી, ૪૦૦ સરઓશોચરનથી તે મારે.

૧૦૬ (૩૦૪) હાડમંદ દુન્યાના પેદા કરનાર! જો રસ્તામાં તે (રીમન)ને ઝાડો મલે (યાને બાગ યા ખેતરમાંથી પસાર થવું પડે) તો (૩૦૫) તે (ઝાડો)માં આતશનાં જે તોખમોછે તે માટે જે તોજેશની જરૂર છે (૩૦૬) તે શું હોય? (૩૦૭) અહુરમજદે જવાબ દીધો: તે ૪૦૦ ફટકા પરોણીથી, ૪૦૦ સરઓશોચરનથી મારે.

૧૦૭ (૩૦૮) આવો પસ્તાવો છે, આવો તોજેશ છે; (૩૦૯) અશો મરદે એમ કરવું જોઇયે, (૩૦૯) અગર નહીં તો, જો તે તોજેશ ન કરે તો તેનું તન દુજેનાં મકાનમાં (ફેંકાયલું) થશે.

---

૧ [સરેહ કરનાર આ મુજબ અત્રે ખુલાસો કરેછે: તેણે એ રીતે ત્રણ માઇલ દોડવું; ત્રણ શખ્સો પાસે પવિત્રાઇ મેલવવાને પુખ્ત કોશેશ કરવા વિના તેણે પોતાનાં ગામમાં જવું નહીં અને તે ત્રણે જણ તેને પવિત્રાઇ આપવા ના પાડે તો પછી તેનું સઘલું પાપ તે ત્રણે જણને શીર ચોંટે છે. એ પછી તેણે ઊપર કેહેવા મુજબ ગોમેજ તથા પાણીથી નાહાવું. પણ એવી રીતે નાહાવા પછીબી તે શખ્સ માત્ર ખેતીવાડીનું અને તેથી ઉતરતા ધંધાનું કામ કરે અને બરેશ્નુમ લેવા વિના તે યજશ્નેની યા બીજી ક્રિયા કરવાનો ધંધો કરી સકે નહીં.—તરજુમો કરનાર.]

## ફ્રર્ગરદ ૯.

### બરૅશ્નુમ લેવાની ક્રિયાઓ.

૧. બરૅશ્નુમ આપનાર કેવા ગુણોનો હોવો જોઈએ, §§ ૧-૬—૨. ક્રિયા કરવાની જગા §§ ૭-૩૨.—૩. ક્રિયાઓ, બંદગીઓ, સ્નાનો, ઇત્યાદી. §§ ૩૩-૧૪૫.—૪. બરૂશ્નુમ આપનારનો લવાજમ, §§ ૧૪૬-૧૬૩; તેને બીજી દુન્યામાં મલતો બદલો, §§ ૧૬૪-૧૬૬.—૫. નસુશને દુર કરવા માટેની બીજી અસરકારક બંદગીઓ, §§ ૧૬૭-૧૭૨.—૬. બરૅશ્નુમ આપનાર હોવાનું દોલ ઘાલનારને સજા, §§ ૧૭૩-૧૯૬.

વન્દિદાદના ધારા સંબંધી સઘલા ભાગમાં આ એકલીજ ફ્રર્ગરદ છે કે જેમાં માત્ર એકજ બાબદનું વર્ણન છે, જે બાબદ સઘલી એકઠી અને સંપૂર્ણ રીતે ગોઠવાયલી છે. લાસને અડકવાથી રીમન થયલા મજ્દયસ્નાનોને પવિત્ર કરવાને લગતીજ બાબદ એમાં વર્ણવેલી છે. એનો સઘલો ભાગ, તેના છેલા દશ શ્લોકો સાથે એકજ કરતાનો અને એકજ ઇબારતનો છે; વલી એ શ્લોકો આગલા ભાગની પાછલ કુદરતી રીતે આવેછે. આ પ્રકરણની બાબદ ૮મીના મુખ્ય ભાગના જેવીજ છે, પણ અમે એમ સ્વીકારી શકતા નથી કે ૯ મી ફ્રર્ગરદ આગલીનું સાધન માત્ર છે. પેહેલી (યાને ૮મી ફ્રર્ગરદ) માં ક્રિયાઓ ઘણી ઓછી ઠરાવેલી હોવાથી, તેમાં બરૅશ્નુમ આપનાર દાખલ કોઇબી સાધારણ મજ્દયસ્નાન, રિમનને પેહેલે સામે મલનાર માણસ ઠરાવેલો હોવાથી, અમને એવું પુરવાર થતું લાગેછે કે તે બીજી (યાને ૯ મી ફ્રર્ગરદ)ની ઘણું આગમજની જોડાયલી હોવી જોઇયે. બંનેમાં જે જુદી જુદી ક્રિયાઓ જણાવી છે તેથી તથા તેમાં એકમાંના ઘણાક શ્લોકો બીજામાં પાછા આવવાથી અમે આ બંને મજ્દયસ્ની ધારાનાં પ્રકરણોને સ્વતંત્ર હેયાતીના ગણુયે છીયે.

આ ફ્રર્ગરદનો સઘલો ભાગ સેહેલથી સમજાય એવો નથી. અને કેટલોક ભાગ તો એટલો બધો બગડેલો છે કે જે ક્રિયાઓ માટે તે બોલે છે તેનો સંપૂર્ણ વિચાર બેસાડી શકાતો નથી. આંકવેતિલ પોતાના જમાના-

ના પારસીઓના ધરમ સંબંધી જે રેવાજો આપણે માટે મલી ગયોછે તે એ અજાયબ જેવી ક્રિયાઓ ઉપર કેટલુંક અજવાલું પાડે છે. વન્દીદાદની ૯ મી ફર્ગરદમાં દેખાડેલી મુખ્ય ક્રીયાઓની નીશાનો તેમાંથી મુશ્કેલી વીના મલી શકેછે: પાવી, ખાડા અને પથ્થરના ઢગલા, પાણી તથા ગોમેજનાં વાસણો, નહવાડવામાં કામ આવતા ચમચા તથા નવ ગાંઠની લાકડી, બરેશ્નુમ લેનારનું તન સુકવવા માટે માટી (રેતી) નો ઉપયોગ, બંદગી વગેરે. વલી આકવેતીલે આ પણ દીઠું હતું કે, એક કુત્રાને પાવીની વચ્ચે લાવવામાં આવતો અને રીમન નાહ્નારા એક ખાડા ઉપરથી બીજા ઊપર જતાં તે કુત્રાને હાથ વટી પકડતો; એ રેવાજ ૮ મી ફર્ગરદના § ૧૨૦ માને મલતો છે જેનો અર્થ ગુંચવાડા ભરેલો હોય તો તે કદાચ આ ઊપરથી સમજી શકાશે. બાકીના ભાગમાં બે મુખ્ય જુદી વીગતો માલમ પડે છે. પારસીઓએ પથ્થરના ઢગલા તથા ખાડાઓની સંખ્યા તેમજ ક્રિયાઓ વધારી દીધી છે. વલી તેઓએ જગાની અને તેના જુદા જુદા ભાગોની વ્યવસ્થામાંબી ફેરફાર કર્યો છે. આ ક્રિયા જે કદાચ મજદયશ્નની ધર્મમાં ઘણીજ અગત્યની છે તેથી કદાચ જર્થોસ્તના સાગેર્દોમાં તડાં પડી વીભાગ થયા હશે. છેલ્લા દશ શ્લોકોમાં એક ચોકસ વર્ગના લોકો જેઓ આવડત ન છતાં બરેશ્નુમ આપનારનું ડોલ ઘાલતા હતા તેમની સામે મજબુતીથી અને સખત સજા ફરમાવ્યામાં આવી છે.

## ૯

૧ ( ૧ ) જરથુશ્ત્રએ અહુરમજ્દને પુછયું : હાડમંદ દુન્યાના પેદા કરનાર ઓ ઘણાજ પવિત્ર મીનો! ( ૩ ) જે માણસો પોતાનાં રીમન થયલાં અને નસાને લાગેલાં તનને પવિત્ર કરવા ઇચ્છે તેઓએ ( ૨ ) આ હાડમંદ દુન્યામાં શું શોધવું જોઇયે ?

૨ ( ૪ ) અહુરમજ્દએ જવાબ દીધો : ઓ અશો જરથુશ્ત્ર! એક અશો મરદને ( તેઓ શોધે ) ( ૫ ) કે જે ( અસરકારક બાને નશાને દુર કરી શકનાર) કલાંમો ધરાવનારો, દીન ઊપર સચ્ચાઇથી અમલ કરનારો હોય, (૬) જે કાયદા પુરવક પવિત્રાઇ આપનારથી પવિત્ર દીન સંપુર્ણતાથી ( મોહોડે ) શીખ્યો હોય. ( ૭–૮ ) તે માણસ તે જમીનના વિસ્તાર ઊપર ચારે બાજુએ ચાર વિબાજુ[1]

[1] વિબાજુ એટલે બે હાથ લાંબા કરવાથી જેટલી લંબાઈ થાય એટલું.

ની લંબાઈ ઊપરના ઝાડ કાપી નાખે (જેથી ક્રિયા કરવા માટેની જગા ખુલ્લી થાય.)

૩ (૯) (એ જગા) તે જમીન ઉપર હોય કે જ્યાં મુદ્દલ ઝાડપાંન કે પાણો ન હોય, જે ઘણીજ પવિત્ર અને ઘણીજ સુક્કી હોય (૧૦) જ્યાં પશુઓ અને ઢોરો, અહુરમજદનો આતશ, પવિત્ર ક્રિયાથી તૈયાર કરેલી બરૅસ્મ અને અશો મરદ ઘણાંજ જવલે પસાર થતાં હોય.

૪ (૧૧) હાડમંદ દુન્યાના પેદા કરનાર! આતશથી કેટલે તફાવતે, પાણીથી કેટલે તફાવતે, બાંધેલી બરૅસ્મથી કેટલે તફાવતે, અશો મરદથી કેટલે તફાવતે (તે બરૅશ્નુમગાહની જગા હોય.)

૫ (૧૨) અહુરમજદએ જવાબ દીધો : આતશથી ૩૦ કદમ પાણીથી ૩૦ કદમ, બાંધેલી બરૅસ્મથી ૩૦ કદમ અને અશો મરદથી ૩ કદમને છેટે.

૬ (૧૩) ત્યાં જો ઉનાલાની મોહોસમ હોય તો તારે એક પેહેલો ખાડો બે આંગલ ઊંડો ખોદવો અને શ્યાલાનાં કરાંની મોહોસમ હોય તો ચાર આંગલ ઊંડો ખોદે. [૧]

૭ (૧૪) પછી તારે બીજો, ત્રીજો, ચોથો, પાંચમો અને છઠ્ઠો ખાડો મોહોસમો પ્રમાણે (ઊપર જણાવયા મુજબ), વધતાં ઓછાં કદનો ખોદવો. [૨]

૮ (૧૫) (એ ખાડાઓ) એક બીજાથી કેટલે છેટે (બનાવવા જોઇયે)? એક કદમને તફાવતે.

---

૧[ સરેહ કરનાર આ ખાડો ખોદવાની મતલબ એવી સમજાવે છે કે તેમાં રિમન નાહાનાર માણસને માટે ગોધાનો નીરંગ મેલવો. ઊનાલા અને શ્યાલાની મોહોસમના ખાડાઓની ઊંડાઇ વચ્ચે જે તફાવત રાખ્યો છે તેની મતલબ એવી દીસેછે કે, શ્યાલામાં જમીન તથા હવા વધુ ભીણાસવાલી હોવાથી જમીનમાં તે રીમન નાહાનાર તે નીરંગનો ઉપયોગ કરે તે આગમચ ગલી જાય નહીં અથવા ઉડી જાય નહીં એટલા માટે મોટો ખાડો ખોદી વધુ નીરંગ ત્યાં રાખી શકાય.—તરજુમો કરનાર.]

૨ અહીંથી સવાલ કોણને પૂછાય છે તથા જવાબ કોણ આપે છે તે માલમ પડતું નથી.

૯ (૧૬) એક કદમ તે કેટલું? ત્રણ પગલાંનો તફાવત. (૧૭) વળી તારે બીજા ત્રણ ખાડા-ઊનાળો હોય તો બે આગલ ઊંડા અને શયાલાનાં કરાંની મોહોસમ હોય તો ચાર આંગલ ઊંડા બનાવવા.[1] (૧૮) પેલા આગલા ખાડાઓથી કેટલે તફાવતે? (૧૯) એ ત્રણ કદમ કેવી રીતે માપવાં જોઇયે? (૨૦) (કુચ કરતાં) તમે જે કદમ પાડો છો તે રીતે.=તે કેમ? એવી રીતે કે (તે ત્રણ કદમ) નવ પગલાં જેટલાં થાય. (૨૧) પછી તારે તીક્ષ્ણ ધારવાળાં લોખંડથી એક કસ ખેંચવો (યાને એક પાવી કાહાડવી).

૧૦ (૨૨), પેહેલા ખાડાઓથી કેટલે તફાવતે? ત્રણ કદમને તફાવતે. (૨૩) જુઓ ૧૯–૨૦.

૧૧ (૨૪) એ પછી તારે બાર કસ ખેંચવા (અથવા બાર પાવી કાહાડવી), (૨૫) (પેહેલા) ત્રણ ખાડાઓની આસપાસ દુરથી કસ ખેંચે, (૨૬) પછી (પેહેલા) છ ખાડાઓની આસપાસ (બીજા) ત્રણ કસ દુરથી ખેંચે, (૨૭) પછી (સઘલા) નવ ખાડાઓની આસપાસ (ત્રીજા) ત્રણ કસ ખેંચે, (૨૮) અને તેની અંદર (ચોથા) ત્રણ કસ (છેલા ત્રણ ખાડાઓની) આસપાસ ખેંચે. (૨૯)[2] તે નવ કદમની જગામાં દરેક ખાડા આગલ તારે ત્રણ પથ્થર મેલવા (૩૦) અથવા 'સફ', 'દાદર,' 'જૅમોવરૅત'[3] અથવા કોઇ ઘણીજ સખત ચીજ (મેલે).

---

[૧ આ બીજા ત્રણ ખાડા સરેહ કરનારના જણાવવા મુજબ પાણીથી ભરવામાં આવેછે.—તરજુમો કરનાર.]

૨ [કસ ઉત્તર દક્ષીણ તરફ ખેંચવામાં આવેછે. એ કસ ખેંચતી વખતે બાજ લેવા વગેરેની કેટલીક વીગત માટે ૧૩રમાં ફકરાની પેહેલવી સરેહ જુઓ. આ કસ ખેંચવાની મતલબ એ કે, નસુશ દેવ તે રીમન શખસ ઊપરથી નીકલીને પાવીની બાહાર ઊભેલાઓ ઊપર ઊડે નહીં. પ્રથમમાં નસુશનું જોશ ઘણું મોટું હોવાથી રીમનને પ્રથમ બેસવાની જગાની આસપાસ નવ કસ ખેંચી નસુશને ગોયા મજબુત બંધ કરવામાં આવેછે પણ ત્યારબાદ ક્રિયાઓ થતાં તેનું જોશ કમતી થતું જાયછે.—તરજુમો કરનાર.]

૩ [આ શબ્દોના અરથ અનિશ્ચીત છે. પ્રોફેસરો દાર્મેસ્તેતે અને વેસ્ત એ ત્રણ શબ્દોનો અરથ ઠીકરાં, ઢિમરાં અને ઢેફાં કરેછે.—તરજુમો કરનાર.]

૧૨ (૩૧) પછી તે કે જેનું શરીર રિમન થયલું છે તે ખાડાઓ-નજદીક પોહોંચે, (૩૨) અને તારે ઓ જરથુશત્ર ! બે પાવોઓની વચ્ચે ઊભું રેહેવું ! (૩૩) પછી તારે આ શબ્દો બોલવા: "નેમસ્ચા યા અર્મઇતિશ્ ઇજ્યા" (ભકિતભાવ જે ડાહપન અને પુશ્કલતાછે.) (૩૪) પછી તે રેમન બોલે, "નેમસ્ચા યા આર્મઇતિશ્ ઇજ્યા."

૧૩ (૩૫) પછી દ્રુજે આસ્તે આસ્તે લાચાર થાયછે. (નીચે જણાવેલા) કલામોનો દરેક શબ્દ તું બોલ : (૩૬) બુરા મિનો અહ્રેમ ઇન્યુશ્નો શીકસત માટે, (૩૭) ઝનુની અએશ્મ[1]ની શીકસત માટે, (૩૮) માજન્યનો[2]ની શીકસત માટે, (૩૯) તમામ દેવોની શીકસત માટે, (હું ખાહેશ રાખું છું.)

---

૧ અએશ્મ દેવ એ સુરઓપની વિરૂધ છે; તે નુકશાન, મારફાડ જંગલી લડાઇઓ અને હુમલાઓનો, કપતનો અને નાસ્તીકપણાંનો દેવ છે (જુઓ યજશ્નેનો હા ૫૬મો ફકરો. ૨૫મો અને ફર્વરદીન યશ્ત ફકરો ૧૩૮ મો); અહ્રેમઇન્યુશ્થી તુરતનો ઊતરતો ઘણોજ બળવંત દેવ એ છે. તેની જાસ્તી ગુજારવાની તથા ઝનુની અને ઘાટકી હુમલા કરવાની ખાસ્યત ઉપ-પરથીજ તેની સાથ જોડેલું વિશેષણ ઊભું કરેલું છે.

૨ આ માજન્યન દેવો કોણ હતા તે માટે ખાતરી પૂર્વક ખુલાસો મળતો નથી. પરંતુ આ વાત સંભવીત છે કે, જે માજનદરાંની દેવોના નાશને બે ઇરાંની પેહેલવાંનોની કીરતી દાખલ મિનોખેરદમાં જણાવ્યો છે તે સિવાય-બીજા એઓ નથી એટલા માટે એઓ માજનદરાંનના દેવો એટલે કે એ મુલકોના મૂર્તી પૂંજક રેહેવાસીઓ અને બેકત્રયનોના હંમેશના શત્રુઓ ઠરે છે; હરબેલોત (Herbelot) પોતાનાં પુસ્તકના ૫૬૮માં પાનાંમાં જણાવે છે કે, એ લોકો ઘણાજ લડાઇખોરા હતા. શાહનામેહનો કર્ત્તા માજનદરાંનને દેવોનાં રાજય તરીકે ચીતારે છે. પાદશાહ કૈકાવુસ અને રૂસ્તમ સામે એ મુલકનો બચાવ દેવોનું એક લશકર કરે છે અને એ પેહેલવાંનો ત્યાં અજદાહો, જાદુગરો અને દેવો સાથેજ લડે છે. પરંતુ આ વાત ભુલવી ન જોઇયે કે, બુન્દેહશ માજન્યાનોને અહ્રેમઇન્યુશ્ના બનાવેલા તારાઓ ગણે છે કે જેઓ દુન્યાને દુઃખ ઊત્તપન કરી નાશ કરે છે. કદાચ માજનદરાંનની મરકીના જેવી હવા તથા ત્યાંના ધરતીકંપોને લીધે એમ માનવામાં આવ્યું હોય કે, બુરા મીનોઓથી એ કામ થાય છે.

૧૪ (૪૦) પછી લોખંડનાં કોઇ હથ્યાર અથવા ચમચા વડી ગોમેજ નાહાવાની જરૂર છે; (૪૧) જો તે ચમચો હોય તો નવ ગાંઠની એક લાકડી તું લે (૪૨) અને એ લાકડીને છેડે તે (ચમચા)ને બાંધ.

૧૫ (૪૩) પછી તે રિમનના હાથો (નીરંગથી) ધોવાડ, (૪૪) કારણ કે જો કોઇ તેમને ન ધોવાડે તો (૪૫) તેના (હાથની) ગલીચીથી પોતાના તમામ શરિરને તે ખરાબ કરેછે. (૪૬) તેના હાથ ત્રણ વખત (નીરંગથી) ધોવાડે. (૪૭) જે પછી તે હાથ ધોવાઇ રહેછે. (૪૮) પછી તે રીમન નાહાનારનાં માથાંના ઉપલા ભાગની આગલી બાજુએ તું (નીરંગ) છાંટે.

૧૬–૨૬ (૪૯–૧૧૭) જુઓ ફર્ગરદ ૮મી ૪૧–૭૧ (૧૩૧–૨૨૮)

૨૭ (૧૧૮) પછી તારે આ નીચલા ઘણાજ બલવંત અને ઘણાજ ફાયદાકારક કલામો ભણવા: 'યથા અહુવઇયો' અને 'કૅમ્ ના મજ્દા' ('ગએથાઑ અસ્તવઇતિશ્ અષહે' સુધી).

૨૮ (૧૧૯) પેહેલા ખાડાના નજદીક તે રીમન શખ્સ નસુશ્થી છુટો પડવા માંડે છે; એટલા માટે આ ઘણાજ બલવંત કલામો તારે પાછા બોલવા: 'યથા અહૂવઇર્યો' ઇત્યાદિ.

૨૯ (૧૨૦) બીજા પાંચ ખાડાઓમાંના દરેક આગલ તે રીમન (વધુ અને વધુ) નસુશ્થી છુટો થાયછે અને તારે એજ કલાંમો ભણ્યા જવા (તથા ૩૩–૧૧૮ સુધીના ફકરાઓમાં જણાવેલી સઘલી ક્રિયા દરેક ખાડા આગલ કરવી.) (૧૨૧) એ પછી તે રીમન નાહાનાર બીજા ખાડાઓથી ચાર આંગલને તફાવતે અધવચમાં (યાને છઠા તથા સાતમાની વચે), ખોદેલા એક ખાડા આગલ બેસે, (૧૨૨) પછી તારે એ ખાડાઓની માટીથી હાથોને ચોલવા.

૩૦ (૧૨૩) તે માટે માટી પંદર વખત ખોદે (યાને પંદર વખત માટી કાહાડીને) તે વડી શરીરને ખુબ રગડે, (૧૨૪–૧૨૫) પછી માથાંની ટોંચ, બાલના છેડા સુધી (શરીરના સઘલા ભાગ) સુકાઈ જાય ત્યાં સુધી, તેનાં શરિર ઊપરની ભીણી માટી પણ સુકાઈ જાય ત્યાં સુધી ત્યાં તે બેઠી રહે.

૩૧ (૧૨૬) પછી તે રીમન બીજા (બાકી રહેલા પાણીના ત્રણ) ખાડાઓ નજદીક પોહોંચે. (૧૨૭) પેહેલા (ખાડા) આગલ એકવાર પાણીથી તે નાહે અને એ પ્રમાણે શરિરને પવિત્ર કરે.. (૧૨૮) બિજા (ખાડા) આગલ તે બેવાર પાણીથી નાહે અને એ પ્રમાણે તે પોતાનાં શરીરને પવિત્ર કરે. (૧૨૯) ત્રિજા ખાડા આગલ તે પાણીથી ત્રણ વાર નાહે અને તે સેવટનો પવિત્ર થશે.

૩૨ (૧૩૦) પછી તે સુખડ, લોબાંન, અગર, હાદમદી અથવા બીજાં સુંગધી ઝાડોની ધુપ લે (૧૩૧) પછી તે પોતાનાં વસ્ત્ર પેહેરે (૧૩૨) અને તે કે જે રિમન થયલો હતો તે પોતાને મકાંને પાછો ફરે.[1]

---

[1] [ પેહેલવી સરેહ કરનાર અતરે આ મુજબનો લંબાંન ખુલાસો કરેછે: રીમન થયલાનાં કપડાં ૭મી ફર્ગરદના ૩૬મા ફકરામાં જણાવ્યામુજબ પાક કરે. અફ્રેગે કહયું છે કે, એ ક્રિયા માટે બે યોજદાથ્રેગર મોબેદો જોઇયે કે જેઓએ યજશ્નને કરેલી હોય; જે ધણી કસ ખેંચે તે ધણીજ તે રીમનને નડવાડે અને અવસ્તાના કલાંમો (જે ઉપર જણાવેલા છે તે) પઢે. જેણે યજશ્નને કરેલી ન હોય તે નહીં ચાલે; રીમન નહવાડનારે સરોશની ક્ષનુમન સાથનો વન્દિદાદ (નીરંગદીન તૈયાર કરવા માટે) કરેલો હોવો જોઇયે. દરેક રીમનને માટે તે જગાએ (બરશ્નુમગાહમા) પાણીનો એક ઘડો તથા નીરંગનો એક ઘડો ઓછામાં ઓછો હોવો જોઇયે; તે ઘડાઓને ઇજતી વખતે તથા વન્દિદાદ કરતી વખતે સારી રીતે તપાસવા અને પછી તેને ઢાંકવા, પછી તેમાં (૩૦૦) કાંકરા નાખવા અને તે પાછા બંધ કરવા, તથા પછી તે તદન બદબો મારે નહીં ત્યાં સુધી (બરેશ્નુમનાં કામમાં) તે વાપર્યા જવા. દસ્તાન વાલી ઓરતથી ઓછામાં ઓછી નવ વાંમ જેટલે તફાવતે બરૅશ્નુમ ગાહની જગા કરે; એ જગા જંગલમાં કરવી, પણ જો શેહેરમાં કરવી હોય તો તે ધોરી રસ્તા ઉપર કે નદી આગલ અથવા કોઈ દેવાલ આગલ ન હોય અને ત્યાં જે કાંઇ ઝાડપાંન હોય તે ઊખેડી કાહાડે. ખાડા રૂતુ પ્રમાણે ૪ અથવા ૨ આંગલ ઊંડા ખોદે; ખાડા એકેકથી ત્રણ ત્રણ ફીટને અંદાજે, એટલે એક માણસ પોતાનાં તનને જેટલા તફાવત ઊપર સારી રીતે ગોઠવીને નાહી શકે એટલે તફાવતે ખોડવા: ખાડા ઉત્તર તરફથી ખોડવા માંડી દક્ષિણ ભણી જાય. બરૅશ્નુમ આપનારે દિવસની રોશિણમાં છરીથી અવસ્તા પઢતાં કસ ખેંચવા, એટલે કે 'અષેમવોહુ' ૩, 'ફ્રવરાને મજદયસ્નો' થી સરોશબાજ 'અસ્તવઇતિશ અષહે'

૩૩ (૧૩૩-૧૩૫) ત્યાં તે મકાંનના માંહેલા ભાગમાં, અલાહેદી, બીજા મજ્દયસ્નાનોથી છુટી જગામાં બેસે; આતશ, પાણી, જમીન, ગોસ્પન્દ, ઝાડપાંન, અશો મરદ કે, અશો બાનુની નજદીક, તેની ત્રણ રાત પસાર થઇ જાય ત્યાં સુધી તે પોહોંચે નહી. (૧૩૬) એ ત્રણ રાત જવા પછી તે પોતાનાં શરિર તથા કપડાં ગોમેજ તથા પાણીથી ધોય અને તે પવિત્ર થશે.

૩૪ (૧૩૭-૧૩૮) પછી તે પાછો પોતાનાં મકાંનના માહેલા ભાગમાં, અલાહેદી, બીજા મજ્દયસ્નાનોથી છુટી જગામાં બેસે; આતશ, પાણી, જમીન, ગોસ્પન્દ, ઝાડપાંન, અશો મરદ કે અશો બાનુની નજદીક તેની છ રાત (યાને ઊપર કહેલી ૩ રાત પછીની બીજી ૩ રાત) પસાર થાય ત્યાં સુધી તે પોહોંચે નહી. (૧૪૦) એ છ રાત જવા પછી તે પોતાનાં શરિર તથા કપડાંને ગોમેજ તથા પાણીથી ધોય અને તે પવિત્ર થશે.

૩૫ (૧૪૧-૧૪૩) પછી તે પોતાનાં મકાંનના માંહેલા ભાગમાં, અલાહેદી, બીજા મજ્દયસ્નાનોથી છુટી જગામાં બેસે, આતશ, પાણી, જમીન, ગોસ્પન્દ, ઝાડપાંન, અશો મરદ કે અશો બાનુની નજદીક તેની

---

સુધી પહે. કસ ઊત્તર તરફથી ખેંચતા આવી પાછું ઉત્તર તરફ છેડો મેલવી આપવો. દરેક કસ ખેંચતાં ઓછામાં ઓછી એકેક 'યથા અહૂવઈર્યો' પઢે બની શકે તો વધારે ભણવી. પ્રથમમાં રીમને શરીરના બાહારના ભાગને જે કાંઈ હેર નસો લાગ્યો હોય તે સાફ કરવો અને તે કસની જગામાં ઊત્તર તરફથી દાખલ થાય. બરૅષ્નુમ આપનાર મોબેદે જમની બાજુએ ઊભું રેહેવું અને કસ ખેંચતાં તેણે જે બાજ લીધી હોય તે રાખી મેલી હોય તો ઠીક અને નહીં તો તેણે ફરીથી તે બાજ મનમાં ધરવી અને 'નૅમસ્ચા યા આર્મઇતિશ્ ઇજાચ્યા' બોલવું અને તેજ પ્રમાણે તે રીમનૂબો બોલે; રીમનને તેમ ભણતાં ન આવડે તો તેની બદલી બરૅષ્નુમ આપનારે બોલવું. પ્રથમ હાથને ત્રણ મરતબે સારી રીતે ધોવા; અફરગે કહયું છે કે હાથ ત્રણ વાર નીરંગથી ધોવા પણ મેદોકમાહે કહયુંછે કે એકજ વાર ધોવો; જેટલું પાણી તથા ગોધાનો નીરંગ તેને માટે જરૂરયાતનો હોય એટલો તેની આગલ લઇ જવો અને થોડોક ભાગ દુર જાલવી રાખવો, અને જો નીરંગ લગાડી

નવ રાત ( યાને ઉપર કહેલી ૬ રાત પછીની બીજી ૩ રાત ) પસાર થઈ જાય ત્યાં સુધી તે પોહોંચે • ની. ( ૧૪૪ ) એ નવ રાત ગુજરવા પછી તે પોતાનાં શરિર તથા વસ્ત્રં ગોમેજ તથા પાણીથી ધોય અને તે પવિત્ર થશે.

૩૬ ( ૧૪૫ ) પછી તે આતશ, પણી, જમીન, ગોસ્પન્દ, ઝાડ-પાંન, અશો મરદ કે અશો ઓરતની નજદીક પોહોંચી શકે.

૩૭ ( ૧૪૬ ) ( રીમન થયલા ) અથોરનાનને તે જે આફ્રીન ( દુવા ) કરે તેને માટે પવિત્ર કરે; ( ૧૪૭ ) એક મુલકના વડાને ( પા-દશાહને ) મોટી કીમતનાં ઊંટ માટે પવિત્ર કરે; ( ૧૪૮ ) ગામના વડા ને મોટી કીંમતના ઘોડા માટે પવિત્ર કરે; ( ૧૪૯ ) ટોલાના વડાને મોટી કીમતના બલદ માટે પવિત્ર કરે; ( ૧૫૦ ) ઘરના વડાને ત્રણ વરસની ગાયને માટે પવિત્ર કરે;

---

રહેવા પછી બીજી ક્રિયા કરતાં તેના ઉપર કાંઇક પડે તો તેને પાછો નીરંગ છાંટવો. એક ખાડો ઓલાંગી બીજે ખાડે જતાં સગને આગલ રાખવો અને બરશ્નુમ આપનારે (૧૧૮ મા ફકરામાં જણાવેલા) અવસ્તા પઢવા. છઠ્ઠા અને સાતમા ખાડા વચ્ચે જે ચાર આંગલનો ખાડો ખોડવા જણાવ્યા છે ત્યાં બેસીને પંદર વખત રીમન પોતાનાં શરીરને માટીથી ખુબ ચોલે. પછી તે પાણીના ખાડા આગલ જાય, અને નીરંગના જેટલી વખત પાણીથી નાહે અને સગને પકડે; સગ તેના માહેલા ભાગ ઊપર અસર કરેછે. જો તે રીમનને અગત હોય તો તેને પાણી પુરતું ગરમ કરી આપવું. જો તે કમજોર હોવાથી તે નાહાવાને અશક્ત હોય તો કોઇએ તેની સાથે બેસી તેને નહવ-ડવો. ખાડા ઊત્તર તરફથી ખોદતા આવ્યા ન હોય તો તે રવા નથી; બરેશ્નુમ દેનારે વન્દિદાદ કરેલો ન હોય તો તે નહીં ચાલે, તેણે યજશ્નને ન કરી હોય અથવા તે મરદ ન હોય તો તે નહીં ચાલે; ઠરાવેલા અવસ્તા પઢવા વિના, સગને પકડવા વીના, ખાડા ખોદવા વીના, પંદર વખત માટી ચોલવા વીના ન ચાલે. જો અવસતા પઢવા વીના અથવા દિવસ પુરો થવા પછી અંધારામાં કસ બેસ્યા હોય તો તે નહીં ઘટે; ખાડામાં જો કાંઇ અપવિત્રાઇ દીસે તો તે રદ કરવો; નીરંગના ખાડામાં વરસાદ વરસે તો તે કામ ન આવે; નાહવાનું પુરૂં થવા આગમચ રાત પડે તો તે નહીં ઘટે.—તરજુમો કરનાર. ]

૩૮ ( ૧૫૧ ) ઘરધણ્યાણીને ખેતીની ગાય માટે પવિત્ર કરે; ( ૧૫૨ ) ઘરના નોકરને એક ભારબરદારી જનાવર માટે પવિત્ર કરે. ( ૧૫૩ ) એક નાહાના બાલકને એક નાહાનાં મેંઢાં માટે પવિત્ર કરે,

૩૯ ( ૧૫૪ ) જ્યારે મજ્દયસ્નાનો પશુઓ અથવા ભારબરદારી જનાવરો ધરાવતા હોય ત્યારે ( ઊપર કહ્યું તેમ જાનવરો ) બરૅશ્નુમ આપનારને તેઓ આપે; ( ૧૫૫ ) જો તેઓ કને એ જનાવરો ન હોય તો તેમનાજ જેટલી કીમતની બીજી ચીજો તેને આપે, ( ૧૫૬ ) જેવી તે સંતોશ પામીને અને ગુસ્સે થવા વિના જાય.

૪૦ ( ૧૫૭ ) કારણ કે જો બરૅશ્નુમ આપનાર અસંતોશી અને ગુસ્સે થઇને પાછો ફરે તો ( ૧૫૮ ) નસુશ તુરતજ ( તે મકાનના રેહેવાસીઓમાં ) નાક, આંખ, જુબાંન, કાન, તથા આગલા અને પાછલા છુપા ભાગો મારફતે દાખલ થાય છે.

૪૧ ( ૧૫૯ ) નસુશ, તેમના ઊપર ધસેછે ( અને તેમને ) નખ સુધી ( અપવિત્ર કરેછે) ( ૧૬૦ ) અને ત્યાર પછી તેઓ હંમેશ સુધી, જાહુક સુધી અપવિત્ર રહેછે. ( ૧૬૧, ) તે રીમન ઊપર પ્રકાશવા માટે સુરજ દલગીર થાયછે, માહાતાબ અને સેતારા નાખુશીથી પ્રકાશે છે.

૪૨ ( ૧૬૨ ) અને તે બરૅશ્નુમ આપનાર જે માણસને નસાથી છોડવે છે તે, ઓ પવિત્ર જરથુશ્ત્ર ! ( દુન્યામાં ) ખુશાલી ફેલાવે છે. ( ૧૬૩ ) તે આતશને ખુશી કરેછે, તે પાણીને ખુશી કરેછે, તે જમીનને ખુશી કરે છે, તે ગોસ્પન્દને ખુશી કરે છે, તે ઝાડપાંનને ખુશી કરેછે, તે અશો મરદ તથા અશો બાનુને ખુશાલ કરેછે.

૪૩ ( ૧૬૪ ) જરથુશ્ત્રએ અહુરમજ્દને પૂછયું: હાડમંદ દુન્યાના પેદા કરનાર ઓ પવિત્ર મિનો ! ( ૧૬૫ ) જે શખ્સ એક રીમન થયલા માણસને નસાથી છોડવે તેને તેનાં શરિર તથા રવાંનનાં છુટાં થવા બાદ શું બદલો મલશે ?

૪૪ (૧૬૬) અહુરમજ્દએ જવાબ દીધો: તે માણસને બદલા તરીકે ભવિશ્યની દુન્યામાં બેહેસ્તનાં સુખની પુશ્કલતા માટે તું કબુલાત આપ.

૪૫ (૧૬૭) જરથુશ્ત્રએ પૂછયું: હાડમંદ દુન્યાના પેદા કરનાર, ઓ પવિત્ર મિનો! (૧૬૮) જે નસુશ્ એક ગુજરેલાંમાંથી એક જીવ-તા ઊપર ધસારો કરે તેને હું શી રીતે આજેજ કરીશ? જે દ્રુજે એક લાસમાંથી નીકલીને એક હૈયાત શરિર ઊપર જઈ પડે અને તેને અ-પવિત્રાઈઓથી ભરી નાખે તેને હું કેમ આજેજ કરીશ?

૪૬ (૧૬૯) અહુરમજદએ જવાબ દીધોં: "બિશામ્રૂત" ગાથા-માંના કલાંમો ૫૯ (૧૭૦) "શ્રિશામ્રૂત" ગાથામાંના કલામો ૫૯, "ચથ્રૂશામ્રૂત" ગાથામાંના કલાંમો ૫૯.[1] (૧૭૧) એ શબ્દોથી નસુ શ્નું જોર, ચીલ્લામાંથી છોડેલા તીરની મીસાલે ગેબ થાયછે, જેમ વર-સની આખેરેએ પાંદડાં સુકાઇ જાયછે તેમ તે સુકાઇ જાયછે, (તથા) પોતાની મુદતે આવતાં જમીનનાં ઢાંકણ (ઘાસ) મીસાલે તે ગેબ થાયછે.

૪૭ (૧૭૨) હાડમંદ દુન્યાના પેદા કરનાર! અગરજો જે કોઈએ બરૅશ્નુમ નહવાડયું હોય તે જો કાયદાસરના બરૅશ્નુમ આપનારને લગ-તો મજદયસ્નની કાયદો શિખેલો ન હોય, (૧૭૩) તો જે નસુશ્ એક ગુજરેલાં ઊપરથી કુદીને જીવતાં ઊપર ધસેછે તેને હું કેમ આજેજ કરીશ? જે દ્રુજે ગુજરેલો લાસ ઉપરથી જીવતાંઓને રીમન કરવા ધસેછે તેને હું શી રીતે હાંકી કાહાડીશ!

૪૮ (૧૭૫) અહુરમજદએ જવાબ દીધો: એવે વખતે તે દ્રુજે-આગલ તે હતો તે કરતાં, ઘણો વધારે બલવંત થાયછે. (૧૭૬) તે દુઃખ દરદ, મોહોત, સઘલી નાશકારક ચીજો આગલ કરતાં ઘણી વધારે નીપજાવેછે.

૪૯ (૧૭૭) હાડમંદ દુન્યાના પેદા કરનાર! (એવી રીતે કાયદા વિરૂદ્ધ બરૅશ્નુમ આપનારનું કામ કરનાર) તે માણસની સજા શું હોય? (૧૭૮) અહુરમજદએ જવાબ દીધો: મજદયસ્નાનોએ તેને બેડી ઘાલવી. (૧૭૯) પ્રથમ તેના હાથ બાંધે અને તેનાં વસ્ત્ર કાહાડી નાખે, (૧૮૦) પછી તેને ગરદન મારે,[2] (૧૮૧) તેનું શરીર સ્પૅન્તમઇન્યુશ્નાં પેદા

---

૧ એનો વધુ વીગત ૧૦મી ફર્ગરદમાંથી મલશે.

૨ [એક રેવાયતમાં જણાવે છે કે, તેને ચાર ખીલા ઠોકે, તેની ખાલ ઊતારે અને તેને ગરદન મારે.—તરજુમો કરનાર.]

કરેલાં માંસ ખાનારાં જનાવરોને તથા કહકોસ પક્ષીઓને આ પ્રમાણે બોલીને સોંપે:

૫૦ (૧૮૨–૧૮૬) જુઓ ફર્ગરદ ૩ ફકરો ૨૧ (૬૭–૭૧).

૫૧ (૧૮૭) તે કોણ શખસ છે, ઓ અહુરમજ્દ! કે જે નાશ નીપજાવે છે, જે આબાદીનો તથા વધારાનો નાશ કરે છે, જે દુઃખ દરદ લાવેછે, જે મોહોતને લાવે છે?

૫૨ (૧૮૮) અહુરમજ્દએ જવાબ દીધો: તે, ઓ અશો જરથુશ્ત્ર! નાપાક અષૅમઓઘ છે, (૧૮૯) કે જે (કાયદાસર) બરૅશ્નુમ આપનારને લગતાં દિનનાં ફરમાનો (મોહોટે) શીખ્યા વિના બરૅશ્નુમની ક્રીયા કરે છે.

૫૩ (૧૯૦) તે હવે (યાને તે એવી ગેરકાયદે ક્રિયા કરે છે ત્યારે) જગાઓએથી તથા ખેતરોમાથી પુશકલતા અને આબાદી, સુખ અને આરાંમ, વધારો, આબાદી, વરૃદ્ધી, અનાજ તથા ઘાસચારાનાં ઊગાંનને દૂર કરે છે.

૫૪ (૧૯૧) હાડમંદ દુન્યાના પેદા કરનાર! એ જગાઓએ, આ જમીન ઊપર પુશકલતા અને આબાદી, સુખ તથા આરાંમ, વધારો, આબાદી, વૃદ્ધી અને અનાજ તથા ઘાસચારાનું ઊગાંન પાછું કયારે આવે?

૫૫–૫૬ (૧૯૨) એ જગાઓએ, ખેતરોમાં પુશ્કલતા અને આબાદી, સુખ તથા આરાંમ, વધારો આબાદી, વૃદ્ધી, અનાજ તથા ઘાસ ચારાનું ઊગાંન પાછું આવશે નહીં (૧૯૩) જયાં સુધી તે નાપાક અષૅમ-ઓઘને મારી નાખવાની સજા થઇ ન હોય ત્યા સુધી, (૧૯૪) અને તે જગાઓએ ત્રણ દીવસ અને ત્રણ રાત સુધી અશો સરઓષની આરાધ-નામાં, (૧૯૫) આતશ સલગાવવામાં ન આવે, બરૅસ્મ બાંધવામાં ન આવે તથા હોમની આરાધના કરવામાં ન આવે ત્યાં સુધી.[1]

---

૧ [ સરેહ કરનાર સમજાવે છે કે, તે નાપાકે પોતાનું ઉન્દેરવાંન કરાવવું એટલે કે ત્રણ દીવસ અને રાતે સરોશની ક્નુમનથી ૩ યજષ્નને તથા ૩ વન્દિદાદ કરાવવા અને પસ્તાવો કરવો અને પછી તેને મારી નાખવો. પણ અસલ લખાણ ઊપરથી તો એ ક્રિયા કરાવવાની ફરજ તેને માથે નહીં પણ અનજુમનને માથે દીસે છે.—તારજુમો કરનાર. ]

૫૭ (૧૯૬) (એ સજા અને ક્રિયા થવા બાદ) એ જગાઓએ, એ ખેતરમા પુશ્કલતા અને આબાદી (અથવા દુધ અને ચરબી), સુખ અને આરામ, વધારો, આબાદી અને વૃધ્ધી પાછી આવશે, પછી અનાજ તથા ઘાસચારો પાછો ફલદ્રુપ થશે.

## ફર્ગરદ ૧૦.

**૧. બિષામ્રુત, થ્રિષામ્રુત ઈત્યાદી ગાથા શું છે તે અહુરમજ્દ જરથુશ્ત્રને સમજાવે છે, કે જેઓ વિષે આગલી ફર્ગરદમાં સવાલ પુછાયો હતો; એમાં મંત્રના કલામો છે કે જેથી દેવો નાહાસવા માંડેછે, § § ૧-૩૧.—૨. પવિત્રાઈની, અશોઈની બારયત અને વખાણ. § § ૩૫-૩૯.**

દશમી ફર્ગરદ એ આગલી ફર્ગરદનું સાંધન માત્ર છે, અથવા વધારે સારી રીતે બોલ્યો તો તે એ ફર્ગરદનો અથવા એજ બાબદનું વર્ણન કરતી કોઇ બીજી ફર્ગરદનો છુટો પડેલો ભાગ માત્રછે. એની સાબેતી § § ૩૨-૩૪ થી મલે છે જેમાં બરશ્નુમની જગા તથા ખાડાઓની બાબદ વિષે જણાવ્યું છે ને જો અમારો વિચાર ખોટો હોય તો આ ઠેકાણે એ ફકરા કેમ આવી લાગ્યા તેનો ખુલાસો સમજાતો નથી.

§ § ૧૭,૧૮, ૨૩-૩૧ જેમાં મંત્રની બંદગીઓ છે તે ફકરા ઘુસાડી દીધેલા એજ કારણ માટે વિચારવામાં આવેછે. આ બનાવ ઊપરથી એવી તકરાર કરવામાં આવેછે કે, હિંદુઓનાં મંત્ર ગાથાના એ મંત્રરૂપી ફકરાઓ કરતાં ઓછાં પુરાતમ છે. પણ શું તે તકરાર પુરતીછે ? જો રીગ્વેદ કરતાં અથર્વ વેદ વધુ પછવાડેનું હોય તો તેથી શું તેમાં જણાવેલાં તમામ મંત્રો ઓછાં પુરાતમ ગણાય ? એમ ગણવા માટે એવુંજ પુરવાર કરવું જોઇયે છે. ઇરાંનનાં ધર્મ સંબંધી શાહીત્યની કુંચ હિંદનાં શાહીત્યની કુંચની બરાબર થતી હતી એ કાંઇ ચોકસ નથી. મંત્રની ક્રિયા કરવાનો રેવાજ બાબલાના લોકોની અસરથી નીકલેલો આપણે વગર શકે પુરવાર કરી શકયે.

છેલ્લા ફકરાઓ ( ૩૫-૩૯ ) પેહેલી નજરે બાકીના ભાગ સાથે નબલો સંબંધ ધરાવનારા અને ઘણા પછવાડેથી ઊમેરાયલા લાગેછે. પરંતુ

ખરેખરની ક્રિયાઓનાં વર્ણનને છેડે નુકશાનનો બદલો આપનાર, અને પવિત્રાઇથી મલતા કીમતી ફાયદા હાંસલ કરવા તેમજ આ કંતાલા ભરેલી ક્રિયાઓના રેવાજને તાબે થવા દીનદાર લેકિને ઉશ્કેરવા માટેની નેકીની વખાણ કરવા કરતાં વધુ કુદરતી બીજું કાંઇ ન હોય. એ ભાગની સરૂઆત ખરી ફર્ગરદના §§ ૬૬-૬૮ને મલતી છે અને તેટલો ફકરો દેખઇતો ઘુસાડેલો છે, પણ તેટલીજ બીના ઊપરથી ૧૦ મી ફર્ગરદના છેડેના ભાગનો જમાનો મુકરર થયલો ધારવી શકાય નહીં. માત્ર §§ ૩૭-૩૯મા ફકરા પાછલા વખતના હોવાનું ચીનીહ આપેછે. તેઓ જે તત્વ જાહેર કરેછે તે ખ્રિસ્તીઓને મલતો અને મજ્દયસ્નો ધર્મગુરૂઓની સત્તાની વીરૂધ જાયછે, એટલે કે એ ફકરા એવું જણાવેછે કે, ખરી પવિત્રાઇ બાતેનમાં અને અંતઃકરનને લગતી હોય છે.

## ૧૦

૧-૨(૧-૫) જુઓ ફર્ગરદ ૯ §§ ૪૫-૪૬ (૧૬૭-૧૭૦). (૬) બિષામ્રૂત, થ્રિષામ્રૂત અને ચથ્રુષામ્રૂતમાં જે કલાંમો છે તે તું બોલ.

૩ (૭) હાડમંદ દુન્યાના પેદા કરનાર! બિષામ્રૂતની જે બંદગી ગાથામાં મલેછે તે કયિછે? (૮) અહુરમજ્દએ જવાબ દીધો: ગાથામાં બિષામ્રૂતની બંદગીઓ આ મુજબછે: (૯) આ કલાંમો તું બે વાર બોલ: અહ્યા યાસા....ઊર્વાનૅમ્ (યજશ્નેનો હા ૨૮ ફકરો ૧લો), હુમતનાંમ.... મહી [ હા ૩૫ ફકરો ૨ (૪-૬) ], અષહ્યા આઅદ સઇરે....અહુબ્યા [ હા ૩૫ ફકરો ૮ (૨૨-૨૪) ], યથા તૂઇ ....અહુરા [ હા ૩૯ ફકરો ૪ (૧૦-૧૨) ], હુમાઇમ્ થ્વા....હુધાઓસ્તેમા [હા ૪૧ ફકરો ૩ (૬-૮)], થ્વોઇ સ્તઓતરસ્ચા.... અહુરા [ હા ૪૧ ફકરો ૫ (૧૨-૧૪) ], ઉશ્તા અહ્માઇ....મનહ્હો (હા ૪૨ ફકરો ૧), સ્પૅન્તા મઇન્યૂ....અહુરો ( હા ૪૬ ફકરો ૧), વોહુ ક્ષથ્રૅમ્....વરૅષાનૅ (હા ૫૦ ફકરો ૧), વહિશ્તા ઇશ્તિશ્....શ્કયઓથ્નાચા (હા ૫૨ ફકરો ૧). [1]

૪ (૧૦) એ બંદગીઓ પછી આ ( એટલે નીચે ૫ મા અને ૬ઠા ફકરામાં જણાવેલા ) ફત્તેહમંદ અને ફાયદાકારક શબ્દો તું વધાર (યાને બોલ):

---

૧ [ આ ફકરાઓના તરજુમા માટે જુઓ મારો યજશ્ને તથા ગાથાઓનો તરજુમો.—તરજુમો કરનાર. ]

૫ (૧૧) ઘરમાંથી, ગામમાંથી, ટોળાંમાંથી, જીલ્લામાંથી મારાં પોતાનાં તેમજ રીમન થયલા મરદ અને રીમન થયલી બાનુના, ઘરના, ગામના, ટોળાના, જીલ્લાના વડાનાં શરિરમાંથી તેમજ તમામ અશોઇની પેદાએશમાંથી અફ્રેમઇન્યુશ્ને હું હાંકી કાહાડું છું.

૬ (૧૨) નસાને હું હાંકી કાહાડું છું, હમરીત રીમનીને (યાને ખુદ નસાને અડકાવાથી નીપજેલી રીમનીને) તથા પતરીત રીમનીને (યાને રીમન થયલાંને અડકવાથી નીપજેલી રીમનીને) ઘર, ગાંમ, ટોળા, જીલ્લામાંથી, મારાં પોતાનાં તેમજ રીમન થયલા મરદ અને રીમન થયલી બાનુનાં, ઘરના, ગામના, ટોળાના, જીલ્લાના વડાનાં શરિરમાંથી તેમજ તમામ અશોઇની પેદાએશમાંથી હું હાંકી કાહાડું છું.

૭ (૧૩) હાડમંદ દુન્યાના પેદા કરનાર! શ્રિષામ્રૂતની જે બંદગી ગાથામાં મલે છે તે કયી છે?

૮ (૧૪) અહુરમજ્દએ જવાબ દીધો: ગાથામાં શ્રિષામ્રૂતની બંદગીઓ આ મુજબ છે (૧૫) એ કલામો તું ત્રણ વાર બોલ:* અર્ષેમ વોહુ....(હા ૨૭ ફકરો ૧૪), યે સેવિશ્તો....પઇતી (હા ૩૩ ફકરો ૧૧), હુક્ષથ્રોતેમાઈ વહિશ્તાઈ (હા ૩૫ ફકરો ૫ (૧૩–૧૫), હુ દુજ્વર્ના ઇશ્....વહ્યો (હા ૫૨ ફકરો ૭). (૧૬) એ પછી આ (નીચલા બે ફકરાઓમાંના) ફત્તેહમંદ અને ફાયદાકારક કલામો તું બોલ:

૯ (૧૭) અન્દ્, સઊરૂ, નાઓંહ્હઇત્ય[1] દેવને ઘર, ગાંમ ટોળા, જીલ્લા (ઇત્યાદી જુઓ ફકરો (૧૧) મો) માંથી હું હાંકી કાહાડું છું.

૧૦ (૧૮) હું તઊરૂને, જઇરિકાને ઘર, ગામ, ટોળા, જીલ્લા (ઇતયાદી જુઓ ફકરો (૧૧) મો)માંથી હાંકી કાહાડું છું.

૧૧ (૧૯) હાડમંદ દુન્યાના પેદા કરનાર! ચથ્રુષામ્રૂતની જે બંદગી ગાથામાંથી મલેછે તે કયિ છે?

---

૧ નામોનાં મળતાપણાં ઊપરથી એ ત્રણેને હિંદુઓના ઇન્દ્ર, શિવ અને અસ્વિન દેવતાઓ સાથે સરખાવવામાં આવેછે પણ એ સરખામણીનો પાયો નબલો છે.

૧૨ (૨૦) અહુરમજ્દએ જવાબ દીધો : ગાથામાં મલતી ચથ્રુષામ્રૂતની બંદગીઓ આ મુજબ છે: (૨૧) એ કલાંમો તું ચાર વાર ભણ : યથા અહૂ વઇર્યો; મજ્દા અટ્ મોઇ....દાઓ અહૂમ (હા ૩૪ મો ફકરો ૧૫ મો); આ અઇર્યમા ઇશ્યો....મસતા મજ્દાઓ [હા ૫૩ મો ફકરો ૧ (૧–૩) ]

૧૩ (૨૨) એ કલાંમો ચાર વખત ભણવા પછી આ ( નીચે ૨૩–૨૪ ફકરામાંના ) ફત્તેહમંદ અને ફાયદાકારક કલાંમો તું ભણ : (૨૩) ગુનેહગાર દેવ ઝનુની અએશ્મને ઘર, ગાંમ, ટોળા, દેશ (ઇત્યાદી, જુઓ ફકરો (૧૧)મો)માંથી હું હાંકી કાહાડું છું.

૧૪ (૨૪) ભુલના [1]દેવને, તોફાંની પવનના દેવને હું ઘર, ગાંમ, ટોળાં, દેશ (ઇત્યાદી, જુઓ ફકરો (૧૧)મો)માંથી હું હાંકી કાહાડું છું.

૧૫ (૨૫) ગાથામાંથી મલતી બિષામ્રૂત, થ્રિષામ્રૂત અને ચથ્રુષામ્રૂત બંદગીઓ એવી છે.

૧૬ (૨૬) એ કલાંમો ફતેહ સાથે અકરોમઇન્યુશને મારેછે, (૨૭) એ કલાંમો ઝનુની અએશ્મને મારેછે, (૨૮) એ કલાંમો માજ્ન્ય દેવોને મારેછે, (૨૯) આ કલાંમો તમામ દેવોને મારેછે.

૧૭ (૩૦) જે દ્રુજે નસુશ્ ગુજરેલાંની લાસમાંથી જીવતાંઓ ઉપર જઈ પડેછે તેની સામે આ શબ્દો બળવંત હરીફો જેવાછે; (૩૧) જે દ્રુજે નસુશ્ ગુજરેલાંની લાસમાંથી ધસી જીવતાંઓનાં તનને અપવિત્ર કરેછે તેની સામે આ કલાંમો હરીફ છે.[2]

---

૧ એ અર્થ નેર્યોસંગનો છે, જ્યારે કોઇ એનો અર્થ "બુરા હવસનો" કરે છે. સ્પીગેલ એનો અર્થ તોફાની વરસાદ કરેછે.

૨ [ આ ફરગંરદની સરૂઆતના સવાલ અને આ છેલા ફકરા ઉપરથી એવું માલમ પડેછે કે, તેમાં ગેહેસારણાંની ક્રિયાનો સવાલ છે અને ગેહસારણાં તરીકે એમાં જે ઊત્તમ બંદગી બતાવી છે તે એ પ્રસંગને ઘણીજ અનુસરતી લાગે છે. એ બંદગીઓ પાંચે ગાથામાંથી ચુંટી કાહડેલી છે અને તે ઉપરાંત 'મંત્ર'દાખલ બીજા ત્રણ ફકરા બતાવ્યા છે. હાલ ગેહે-સારણાં તરીકે માત્ર પેહેલો ગાથા આખો ભણી જવામાં આવેછે જે, મારા વિચાર મુજબ તેમાં તરેહવાર જુદી જુદી અને ગેહેસારણાંની નેમને મુદલ નહી

૧૮ (૩૨) એટલા માટે તારે એ (બરૅનુમના) નવ ખાડા[1] ઓ જરથુસ્ત્ર ! બનાવવા જોઇયે, (૩૩) ત્યાં કે જ્યાં જમીન તદન પાણી કે ઝાડ પાંન વિનાની હોય; (૩૪) જ્યાં માણસો કે ઢોરો પોષણ (ખોરાક) મેલવી શકે નહીં. (૩૫) પવિત્રાઈ માણસના જન્મ (હૈયાતી) માટે સર્વેથી સરસ ન્યામત છે. (૩૬) પવિત્રાઈ એ મઝ્દયસની દિન છે. (૩૭) તે માણસ (ખરો અશો છે) જે પોતાની ખાસ્યતને પવિત્ર વિચારો, ભલા સુખનો અને ભલાં કામોથી પવિત્ર કરેછે.

૧૯ (૩૮) ઇન્સાફી ખાસ્યત એ ખરી પવિત્રાઈ છે. આ હાડમંદ દુન્યામાં દરેકને માટે ખરી પવિત્રાઇ ઇન્સાફી ખાસ્યત રાખવામાં છે.[2] (૩૯) અને જે કોઇ પવિત્ર વિચારો, ભલા સુખનો અને ભલાં કામોથી પોતાને પવિત્ર કરેછે (તેની ખાસ્યત ઇન્સાફી હોય છે.)

---

બંધબેસતી બાબદો સમાવેલી હોવાથી અને અવસ્તાનાં કોઇ લખાણનો તેને માટે ટેકો ન હોવાથી, લાયક ક્રિયા નથી. આ ફર્ગરદમાં જણાવેલી બંદગી જે તમામ ગાથાઓમાંથી વીણી કાહાડેલી છે તે ગેહેસારણાંની મતલબ પુરતી સાચવનારી છે અને વલી તે માણસ ગુજરે તે વેલાએ ભણવા માટે આ ફર્ગરદનો ટેકો ધરાવેછે. આ બાબદ ધ્યાન આપવા જોગછે અને તેનો આપણા કાબેલ દસ્તુરો અને અવસ્તાના વિદ્યાર્થીઓએ ફૈસલો કરવો જોઇયેછે.—તરજુમો કરનાર. ]

૧ જુઓ આ ફર્ગરદનો દીબાચો.

૨ આ તરજુમો પેહેલ્વીના ખુલાસા પ્રમાણે કરેલો છે. 'દએના' નો અર્થ અહીં ખાસ્યત કર્યો છે.

## ફરગરદ ૧૧.

**ઘર, પાણી, આતશ તથા બીજી જણસોને પવિત્ર કરવાની રીત; એ ક્રિયા માટે ફરમાવેલી ખાસ અને સામાન્ય બંદગીઓ; મંત્રની બંદગીઓ.**

આ ફરગરદની બાબદ દશમી ફરગરદને મળતી છે, પણ તે કાંઇ દશમીનું સાધન નથી. બંનેની બાબદો એક બીજાથી સ્વતંત્ર છે. અહીં જે સવાલ છે તે કાંઇ દીનદારોને નસુશ્થી છોડવવાની નહીં પણ તદન રીમન થયલાં મકાંન, મૂળતત્વો અને માણસોમાંથી દેવોની તમામ અસર દૂર કરવાને લગતો છે. એ દરેક વર્ગને પવિત્ર કરવાને લગતી નેમેલી ખાસ બંદગીઓ ગાથામાંથી એંચેલી છે. દરેક બંદગી જે ચીજને પવિત્ર કરવા મટેની તે હોય છે તેની સાથે સંબંધ ધરાવે છે તથા તેનું નામ ધરાવેછે. જો કે આ ફરગરદમાં માત્ર ઘણાજ થોડા (૪૧) ફકરા છે તો પણ તેમાંબી ઘાલમેલ થવા વિના રહી નથી. ચંદ્ર, સુર્ય, સેતારા અને રોશિણનો જે સવાલ ફફ ૪-૬માં જોવામાં આવેછે તે બતાવેછે કે અસલ લખાણમાં કાંઇ વધઘટ થઇછે. સેતારાઓને પવિત્ર કરવા જેવી બાબદ અવસ્તાના વધુ પુરાતમ ભાગોમાં મલતી નથી; અસલ બંદગીમાં એ બીના હતી નહીં અને ઘાલમેલ કરનારેબી પોતાની જોડેલી ઇબારત દાખલ કરવાને હીંમત કરી નથી. મંત્રની જે બંદગીઓ ફફ ૨૬ અને તે પછીના ફકરાઓમાં આવી છે તે વધુ સત્તાવાર કે વધુ ખાતરી પુરવક નથી.

### ૧૧.

૧ (૧) જરથુશ્ત્રએ અહુરમજદને પૂછયું: ઘણાજ પવિત્ર મિનો ઓ અહુરમજદ! (૨) મકાંનોને મારે કેમ પવિત્ર કરવાં જોઇયે? (૩) આતશ, પાણી, જમીન, ગોસ્પન્દ, ઝાડપાંન, દિનદાર મરદ તથા ઓરતને હું કેમ પાક કરીશ? સેતારા, ચંદ્ર, સુર્ય, કુદરતી રોશિણ અને મજદની પેદા કરેલી તથા પવિત્રાઇનાં મૂળની તમામ ભલી ચીજોને હું કેમ પવિત્ર કરીશ!

૨ (૪) અહુરમજ્દએ જવાબ દીધો : ઓ જરથુશ્ત્ર ! તારે પવિત્રાઇ આપનારા કલાંમો[1] ભણવા (૫) અને ત્યારે ઘર પવિત્ર થશે; (૬) આતશ, પાણી, જમીન, ગોસ્પન્દો પવિત્ર થશે; દિનદાર મરદ અને દિનદાર ઓરત પવિત્ર થશે; સેતારા, ચંદ્ર, સુર્ય, સરૂઆત વિનાની રોશ્નિ, અહુરમજ્દની પેદા કરેલી તથા અશોઇનાં મૂળ વાલી તમામ ચીજો પવિત્ર થશે.

૩ (૭) બીજાં સઘલાં કરતાં વધારે ફત્તેહ અને ફાયદો આપનારા આ કલાંમો (યાને) યથા અહુ વઇર્યો પાંચ વખત તું ભણ. (૮) અહુનવઇર્ય તારાં શરીરનું રક્ષણ કરવા માટે (છે).

૪ (૯) એજ વખતે તારે બોલવું કે; (૧૦) હું આ ઘરને પવિત્ર કરવા ઇચ્છુ છું: અને (તે માટે નીચલો કલાંમ) પઢવો: ' અત્ મા યવા બેન્દવો પર્ક મજિશ્તો ' (જુઓ હા ૪૮ ફકરો ૧). (૧૨) તારે બોલવું કે, હું આતશને પવિત્ર કરવા ઇચ્છું છું : (૧૩) ' અહે થ્વા આથ્રો વૅરજેના પઓઉરૂયે પઇરિજસામઇદે મજદા અહુરા. ' (જુઓ હા ૩૬ ફકરો ૧.)

૫ (૧૪) તારે બોલવું કે હું આ પાણીઓને પવિત્ર કરવા માગું છું: (૧૫) ' અપો અત્ યજમઇદે મએકઇન્તીશ્ચા હેબ્વઇન્તીશ્ચા ફ્રવજહો. (હા ૩૮મો ફકરો ૩જો). (૧૬) તારે બોલવું કે, હું આ જમીનને પવિત્ર કરવા માગુંછું : (૧૭) ' ઇમાંમ્ આઅત્ જાંમ્ ગૅનાબીશ્ હથ્રા યજમઇદે ' (હા ૩૮ ફકરો ૧ લો.)

૬ (૧૮) ( તારે બોલવું કે, ) હું આ ગાયને પવિત્ર કરવા માગું છું; તારે આ શબ્દો બોલવા : ગાવે આદાઇશ્ તાઇશ્ શ્કયઓથનાઇશ્ યાઇશ્ વહિશ્તાઇશ્ ફ્રઓબ્યામહો. ' (હા ૩૫ ફકરો ૪થો.) (૧૯) (તારે બોલવું કે, ) હું આ છોડને પવિત્ર કરવા ઇચ્છુંછું, (૨૦) તારે આ શબ્દો બોલવા : ' અત્ અફ્યાઇ અષા મજદાઓ ઉર્વરાઑ વક્ષત્ (હા ૪૭ ફકરો ૬ઠો.)

---

૧ યાને વન્દિદાદ ભણવો કે જે દેવોને મારે છે : વન્દીદાદના જે કલાંમો ભણવા ફરમાવેલાં છે તે નીચેના ફકરાઓમાં જણાવેલા છે.

૭ (૨૧) હું આ દીનદાર મર્દ તથા દીનદાર બાનુને પવિત્ર કરવા માગું છું: (૨૨) આ શબ્દો તારે બોલવા: ' આ અઇર્યેમા ઇષ્યો રફેધ્રાઇ જન્તૂ નૅરબ્યસ્ચા નાઇરિબ્યસ્ચા જરથુશ્ત્રહે વહ્હેઉશ્ રફેધ્રાઇ મનહ્હો; યા દએના વઇરીમ્–હનાત્ મીઝ્દેમ્, અષહ્યા યાસા અષીમ્ યાંમ્ ઇષ્યાંમ્ અહુરો મસતા મજદાઓ.' ( હા ૫૩ ફકરો ૧ લો. )

૮ ( ૨૫ ) પછી સઘલાઓમાં આ ઘણાજ ફતેહમંદ અને ફાયદાકારક કલાંમો તારે પાછા ભણવા; અહુનવઇર્ય આઠ વખત ભણવી.

૯ ( ૨૬ ) ( અને તે સાથે બોલવું કે ): હું અએષમને હાંકી કાહાડુંછું, હુ નસુશને હાંકી કાહાડુંછું, ( ૨૭ ) હું હમરીત તથા પત શીત રીમનીને હાંકી કાહાડું છું, ( ૨૮ ) હું સુસ્ત બુષ્યાંસ્તની સામે થાઊંછું, ( ૨૯ ) લાંબા હાથોવાલા બુષ્યાંસ્ત[1]ની તેમજ મુઇધિ અને કપસ્તિશની સામે હું થાઊછું, ( ૩૦ ) આતશ, પાણી, જમીન, ગોસ્પન્દ, અને ઝાડપાનને અપવિત્ર કરનાર પઇરિકાની સામે હું થાઊંછું, ( ૩૧ ) આતશ, પાણી, જમીન, ગોસ્પન્દ તથા ઝાડપાંનને પોહોંચતી અપવિત્રાઇની સામે હું થાઊંછું.

---

૧ બદ હવસની અને અમીતાહારી ઊંઘનો અતીશે લાંબા વખતની ઊંઘનો એ દેવ છે. તે પોતાના લાંબા હાથોથી માણસોને દુર સુધી પોહોંચે છે. તેનાં કામો ૧૮મી ફર્ગરદમાં આપણને માલમ પડેછે. એની પછી આવતાં બે નામો તદન નહીં જણાવલાં છે. પેહેલાને રંડીબાજીના દેવ તરીકે લેખી શકાય ( સરખાવો સંસ્કૃત મુદ્=ઘેલાંપણાં જેવું ખુશી થવું); તેનાં નામનો અર્થ દુ:ખ, ખરાબી પણ થઇ શકે (સરખાવો પેહેલવી: ' મુદક, ' અરેબીક ફાર્સિ : 'મૂજુહ'). બીજા શબ્દનો ખુલાસો ફાર્સિ : 'ગબસ્ત' ( યાને સાંપનું ઝેર)થી મેલવી શકાય; એને સંસકૃત: कपता એટલે ઠગાઈ સાથેબી સરખાવાય. વળી વન્દિદાદ સદિમાં એ બેની પછી બીજા છ દેવોનાં નામ આવેછે જેમના અર્થ પણ જણાયલા નથી. એ છમાંના પેહેલા બે ( ખ્રુ અને ખ્રુઇધિ ) ગુસ્સા, જખમ, ઇજા સાથે સંબંધ ધરાવે છે; એની પછીના બે ( બુઇધિ અને બુઇધીજ ) ખરાબ યકીન અને ઠગાઈ સાથે સંબંધ રાખેછે. છેલ્લા બે (કુન્દ અને કુન્દિજ)ના ઘણી તરેહના ખુલાસા થઇ શકે : સરખાવો સંસકૃત : कुन्त, कृत, कुन्द, कुन्थ, ઇત્યાદી એટલે જખમ કરવો, ઠગાઇ કરવી, ઇત્યાદી.

૧૦ ( ૩૨ ) બુશ મિનો અફ્રરો મઈન્યુશ ! તને હું હાંકી કાહાડું છું. તને હું ઘર, આતશ, પાણી, જમીન, ગોસપન્દો અને ઝાડપાનોમાંથી, દિનદાર મરદ [૨] અને બાનુમાંથી, સેતારા, ચંદ્ર, સુર્ય, કુદરતી કાયદાવાલી રોશિણ, મજ્દની પેદા કરેલી અને પવિત્રાઈનાં મૂળવાલી તમામ ભલી ચીજોમાંથી કાહાડી મેલુંછું.

૧૧ (૩૩) પછી તારે આ ઘણાજ ફતેહમંદ અને ફાયદાકારક કલાંમો બોલવા: તારે ચાર વખત અહુનવઈર્ય ભણવી.

૧૨ (૩૪) આ રીતે અએષ્મ અને નસુશ્ નાહાસ ભાગમાં મેલાયછે. (૩૫) આ રીતે હુમરીત તથા પતરેત રીમની હાંકી કહડાયછે. (૩૬) આ રીતે સુસ્તી બુષ્યાંસ્ત હાંકી કહડાયછે: (૩૭) આ રીતે લાંબા હાથોવાળો બુષ્યાંસ્ત હાંકી કહડાયછે; (૩૮) આ રીતે આતશ્ પાણી, જમીન, ગોસ્પન્દ તથા ઝાડપાનને અપવિત્ર કરનાર પઈરિકાને હાંકી કહડાય છે. (૩૯) આ રીતે આતશ, પાણી, જમીન, ગોસ્પન્દ તથા ઝાડપાંનને પોહોંચતી અપવિત્રાઇ હાંકી કહડાય છે.

૧૩ (૪૦) ખરાબીના કરતા અએષ્મને ઘર, આતશ, પાણી, જમીન, ગોસ્પન્દો, ઝાડપાંનો, દીનદાર મરદ તથા બાનુ, સેતારા ચંદ્ર, સુર્ય, કુદરતી કાયદા વાળી રોશિણ અને મજ્દની પેદા કરેલી, પવિત્રાઈના મૂળ વાળી તમામ ભલી ચીજોમાંથી હું હાંકી કાહાડું છું.

૧૪ (૪૧) તારે ફરીથી તે ઘણાજ ફતેહમંદ અને ફાયદાકારક કલામો ભણવાં: તારે 'મજ્દા અત્ મોઇ' ઇત્યાદી (હા ૩૪ મો ફકરો ૧૫મો), 'આ અઇર્યેમા ઇષ્યો' ઇત્યાદી (હા ૫૩મો ફકરો ૧લો) ચાર વખત ભણવી; તારે પાંચ વખત અહુનવઈર્ય ભણવી.

---

૨ આ અને એની પછીના શબ્દ 'અપાદાન' વિભક્તિમાં હોવાને બદલે કર્મ વિભક્તિમાં છે; પણ એટલી મુશ્કેલીને માટે અટકવાની જરૂર નથી. વન્દિદાદમાં એમ ઘણે ઠેકાણે બનેછે; અને ઘણીવાર એક લંબાન ટીપના છેલ્લા શબ્દો વ્યાકરણના નીયમથી ઉલટા હોયછે.

## ફર્ગરદ ૧૨.

૧ એક મજ્દયસ્નાનનું મરણ તેના ખેશીઓ ઉપર શું ફરજ નાખે છે તે તથા તે ગુજરનારનાં મકાંનને પવિત્ર કરવા માટે ફરમાવેલી ક્રિયાઓ અહુરમજ્દ જરથુશ્ત્રને બતાવે છે. દિનમાં સ્વીકારેલી નવ પેહેડીની સગાઈ તથા દરેક પેહેડીને માથેની ફરજયાત ક્રિયાઓ તે વર્ણવે છે. §§ ૧–૬૨.—૨ જે ભાઈબંધ શેહેરી મજ્દયસ્નાન ન હોય તેનું મરણ કોઈબી જાતની અપવિત્રાઈ નીપજાવતું નથી. §§ ૬૨–૭૧.

---

આ ફર્ગરદમાં કેટલીક ખાસ મુશ્કેલીઓ જોવામાં આવે છે, જે બીજે કેઠે મલતી નથી. આ ફર્ગરદની મુખ્ય બાબદ શું છે તે હજી ચોકસપણે જણાઇ નથી; તેનો ખુલાસો આપનારો પ્રથમ ભાગ ખોહોવાઇ ગયલો છે. તે કદાચ આવો સામાન્ય સવાલ હશે: જ્યારે કોઇ ખેશી મરણ પામે ત્યારે તેનાં સગાંઓએ તેને માટે શું કરવું જોઇયે; અશો માણસ માટે શું કરવું અને પાપીને માટે શું કરવું ? સઘલી મુશ્કેલી 'ઊપમનયન્' (ગ્રીક *upomenoien* અને લેતીન *submaneant*) શબ્દ જેનો અરથ અચોકસ છે તે માટે તેમજ એમાં જણાવેલાં સંખ્યાનાં નામ માટે અથવા વધારે સારી રીતે બોલયે તો તે નામ જે શબ્દનો ગુણ બતાવે છે તે શબ્દની ગેરહાજરી માટે છે. 'કેટલું' શબ્દ શું બતાવે છે ? તે કોણનો ગુણ બતાવે છે ? તે કશાથી જણાતું નથી. કોઈ એવો અર્થ કરે છે કે, 'કેટલી બંદગી તેમને હીસાબે કરવી જોઇયે.' આ ખુલાસો સ્વીકારી ન શકાય એવો છે. 'ઊપમન્' ને તે એવો અરથ આપવા માગે છે કે જે વાજબી ગણાય નહીં: વલી તે ખુલાસો અસલથી ઊતરતા આવેલા નહીં સામે થઇ શકાય એવા તરજુમાની વિરૂધમાં છે. એનો જે પેહેલવી તરજુમો દાક્તર હાઉગ ધરાવતો હતો તેમાં એ તકરારી શબ્દનો અર્થ 'કત્રુનિષન,' એટલે 'રાહ જોવી,' 'થોભવું,' કરયો છે. એ અર્થ આ ફર્ગરદના § ૨૮ માંના 'મહિના' શબ્દથી મુસ્તકીમ થાય છે. સ્પીગૅલ ધારે છે તેમ એ ફકરો પાછલથી ઘુસાડેલો હોય તો પણ આટલું તો ચોકસ છે કે એ ફકરો અવસ્તા ભાષા જાણનાર અને આ કેતાબની સમજ ધરાવનાર એક બૅકત્રયન લખનારનો છે. એટલા માટે તેનો આડકતરો એકરાર એક પુરતી સાબેતી છે.

એ ઉપરથી પરીણામ એ નીપજે છે કે, આ જુન્દ બખાણમાં એક ગુજરે-લાંઓનાં ખેશીઓને જે ચોકસ વખત થોભવા અથવા ધીલ રાખવાને ફરમાવેલું છે તે વખત વિષે બોલવામાં આવ્યું છે પણ, એ ખુલાસાથી, બખાણને સમજવાની સઘલી મુશ્કેલીઓ હજી દુર થતી નથી. એ ખેશીઓએ શા માટે બોટી થવું જોઇયે, તેઓએ કયાં થોભવું જોઇયે ? એ થોભવા અથવા ધીલ કરવાની જે મતલબ કાયદાએ રાખી છે તે શું છે ? હાઉગ એમ ધારે છે કે, ખેશાંઓએ ચોકસ દીવસો સુધી પોતાનાં ઘરમાં બંધ રહી, બાહારનાં લોકો સાથે સંબંધ રાખવા વિનાં શોકમાં રેહેવું. પણ તે રેવાજની હૈયાતીની કશી નીશાંન રહેલી માલમ પડતી નથી; વલી શોક કરવા માટે જો એ મુદ્દત ઠરાવી હોય તો તે બેહદ છે. મનુના કાયદા (જે વિષે દાકતર હાઊગ ઇસારો કરે છે તે) જો કે ઘણા સખત છે તોપણ તેમા એકલવાયા રેહેવા માટે માત્ર દશ દીવસની મુદ્દત ફરમાવી છે; જયારે અહીં તો તીસ અને સાઠ દિવસો મલે છે. વલી જો વીલાપ કરવાનીજ એ મુદ્દત હોય તો ગુનેહગારો માટે તે વધારે ન હોયં. એટલા માટે અમને દીસે છે કે, આ ફર્ગરદનો ખુલાસો ખુદ તેનીજ અંદર સમાયલો છે, § ૨ ને § ૫ સાથે સંબંધ છે, અને આ અવસ્તા એક માણસનાં મરણ બાદ રેહેથાંનને પવિત્ર કરવા આગમજ કેટલા દિવસ થોભવું જોઇયે તે બતાવે છે. એ સંખ્યા મરનારની પાછલ હૈયાત રેહેનાર ખેશીની પેહેડી મુજબ ફેરફાર હોય છે. વલી આ રીતે ગુજરનાર ખેશી ગુનેહગાર હોય તો તેને માટે લાંબો વખત થોભવાનું કારણ શું તે કુદરતી રીતે સમજાયછે: એક મજદયન ગુનેહગારનાં મરણથી એક અશો મજદયસ્નાન કરતાં વધારે મજબુત અને વધારે ટકાઉ અપવિત્રાઇ નીપજવી જોઇયે. §§ ૬૩ –૬૫, જો આ ફર્ગરદને બેગાના નહોય તો, એ ખુલાસાને સંપૂર્ણ રીતે મુસ્તકીમ ઠરાવેછે; દેખઇતી રીતે ગુજરેલાંઓથી નીપજતી અપવિત્રાઇની બાબદ એમાં છે. એક કાફર (પારકા મહજબવાલા)નાં મરણથી અપવિત્રાઇ નીપજતી નથી અને તેથી તે મરણ પામે તો તેનાં મરણનાં રેહેથાંનને પવિત્ર કરવાનું કાંઇ કામ નથી.

મરનારના સઘલી પેહેડીના ખેશીઓનાં સંબંધમાં પવિત્ર થવાની રીત તો એક સરખીજ હોય છે.

આ ફર્ગરદમાંનાં ફરમાનો બીજે ઠેકાણેનાં ફરમાનો (ફર્ગરદ ૮મી §§ ૭–૧૦)માં જોવામાં આવતી સાદાઇથી ઘણાંજ દૂર છે. એટલા માટે એ ૮મી ફર્ગરદના ફકરાઓ કરતાં આ ૧૨મી ફર્ગરદ ઓછી પુરાતમ લેખવાને, અવસ્તાના વધુ પાછલા જમાનાને લગતા ફકરાઓમાં તેને ગણવાને, લાલચ થાય છે. આ ફર્ગરદમાં ઘણી મોટી અવ્યવસ્થા જોવામાં, આવે છે.

તેનો સરૂઆતનો ભાગ ઓહોવાલો છે; § § ૨૫-૩૦ તેમની લાયક જગાએ નથી, તેઓ નીયમીત વર્ણનની આડે આવેછે; § § ૪૭-૫૨ ની પછી § § ૪૩-૪૬ આવવા જોઇયે કારણ કે આ ફર્ગરદમાં વર્ણનનો જે તત્વ રાખ્યોછે તે મુજબ ભત્રીજાની આગમચ કાકો આવવો જોઇયે. § ૨૭મા કાંઇંક ફેર-ફાર થયલો લાગેછે. સ્પીગેલ તેને તેમજ તેની આગમચના બેને રદ કરે છે કારણ કે તેમાં જણાવેલાં દીનનાં ફરમાનો કોણે બજાવવાં તે તેમાં દરશાવ્યું નથી. પણ એમ હોય તો § ૪૬ પછીની સઘલી બાબદ પણ છોડી દેવી જોઇયે. છેલ્લા શ્લોકો બીજી કોઈ ફર્ગરદને લગતા દીસેછે. પણ એ સવાલ ઉપર ખાત્રીપુર્વક થવા માટે આ ફર્ગરદની બાબદને સંપૂર્ણ રીતે જાણવાની જરૂર છે.

## ૧૨.

૧ (૧)................... જ્યારે એક પિતા અથવા માતા મરણ પામે [1] (૨) ત્યારે તેમને માટે, છોકરાએ બાપને માટે, છોકરીએ માને માટે કેટલું થોભવું જોઇયે? (૩) અશોને માટે કેટલું, ગુનેહગારો માટે કેટલું? (૪) અહુરમજ્દે જવાબ દીધો: અશોને માટે ૩૦ દિવ-સ, ગુનેહગારને[2] માટે ૬૦ દિવસ.

૨ (૫) હાડમંદ દુન્યાના પેદા કરનાર! (આ ગુજરેલાંઓનાં) ઘરને હું કેમ પવિત્ર કરીશ? તે કેમ પાક થાય? (૬) અહુરમજ્દે જવાબ દીધો: (તે પાક થાય) એવી સરતે કે (તેમાંના રેહેવાસીઓ) ત્રણવાર પોતાનાં શરિરને ધોય, ત્રણવાર પોતાનાં કપડાં ધોય અને ત્રણ

---

૧. એની આગમચનો ભાગ ઓહોવાયલો છે: જુઓ એ ફર્ગરદ-નો દીબાચો.

૨. [ દસ્તુર મીનોચેરજી અહીં 'દહમ'નો અર્થ 'અથોરનાન' અને 'તનુપૅરથ'નો અરથ 'બેહેદીન' કરે છે. પણ પાછલા શબ્દનો અ-ર્થ શકમંદ દીસે છે. કેટલાકોનું એવું મત છે કે, જે માણસ મરતી વખતે પોતાની ફરજ્યાત ગુજારી શકયો હોય તેને 'દહમ' અને જે પોતાની ફર-જ્યાત ગુજારી શકયો ન હોય તેને 'તનુપૅરથ' ગણવો અને એ વિચારથી તેઓ એમ જણાવે છે કે, મરનાર 'દહમ' હોય તો ઓછી અને 'તનુ-પૅરથ' હોયતો વધુ મુદત તેને માટે 'પતેત' અથવા 'ફરજ્યાત' કરવામાં ગુજારવી.—તરજુમો કરનાર ]

વાર ગાથા ભણે, (૭) આતશની આરાધના કરે, બરસ્મ બાંધે અને ભલાં પાણીઓ માટે 'જૂઓથ્ર' (ક્રિયા કરેલું પવિત્ર પાણી) લઇ જાય.[3] (૮) એ પછી ઘર એવી રીતે પવિત્ર થશે કે જેથી આગલ મુજબ બાહેશ પ્રમાણે પાણી તથા ઝાડપાંન ત્યાં લાવી શકાય તથા અમ્બાસ્પન્દો પોતાની મર્જી મુજબ ત્યાં આવે.

૩–૨૦ (૯–૭૦) એ સઘલા ફકરા ૧–૨ (૧–૮)ને બરાબર મલતા છે. તેમાં જણાવવા મુજબ દીકરા અને દીકરી માટે તેમજ ભાઇ અને બેહેન માટે ઊપર મુજબ ૩૦ અથવા ૬૦ દિવસ, ઘર ધણી અથવા ઘર ધણયાણી માટે તેમના દીકરા અને દીકરી ૬ અથવા ૧૨ મહિના. બપાવા મમાવા અથવા બપાઈ મમાઇ માટે ૨૫ અથવા ૫૦ દિવસ. પૌત્ર પૌત્રી અથવા દૌત્ર દૌત્રી માટે (યાને નબીરા નબીરી માટે) ૨૫ અથવા ૫૦ દીવસ, ભત્રીજા ભાણેજ અથવા ભત્રીજી ભાનજી હોય તો ૨૦ અથવા ૪૦ દીવસ, કાકા મામા અથવા ફુઇ, માસી, કાકી, મામી માટે ૧૫ અથવા ૩૦ દિવસ, કાકા મામાના છોકરા છોકરી માટે ૧૦ અથવા ૨૦ દિવસ, ફુઇ કે માસીના છોકરા માટે ૫ કે ૧૦ દિવસ ગુજરનાર અશો કે ગુનેહગાર હોય તે મુજબ શોભે.

૨૧ (૭૧) પણ જો (ઇરાંની) તોખમનો એક માણસ મરણ પામે અને તે માણસ બીજાં (યાને પારકા) ઇમાનનો અથવા બીજા મહજબનો હોય તો (૭૨) સ્પેન્તો–મઇન્યુશનાં પ્રાણીઓમાંનાં કેટલાંને તે હમરિત રિમન અને કેટલાને પતરિત રિમન કરે છે.

૨૨ (૭૩–૭૮) જુઓ ફર્ગરદ ૫મી ફકરા ૩૬–૩૮ (૧૧૬–૧૨૨).

---

૩ [ મોબેદો યજશ્નને કરી સેવટે તેનું ક્રિયા કરેલું પાણી ચોકસ ભણતર સાથે કુવામાં રેડેછે તે માટે આ ઇશારો છે.—તરજુમો કરનાર. ]

## ફરગર્દ ૧૩.

૧. દેવોનો એક બળવંત દુશ્મન અને બીજો તેમનો મદદગાર એવા બે પ્રાણીઓનું વર્ણન.—પેહેલા પ્રકારના પ્રાણીને મોહોત આપનારનો ગુનાહ અને શિક્ષા; બીજા પ્રકારના પ્રાણીને મારનારની લાયકાત §§ ૧–૨૦.—૨. કુત્રાઓની સંભાલ જે કોઈ તેમને મારી નાખે છે અથવા તેમના ઊપર જાસ્તી ગુજારે છે તેમનો ગુનાહ અને શિક્ષા §§ ૨૧–૧૦૫.— કુત્રાની ઊત્તપત્તી, ઉપ્યોગ અને ખારયત, §§ ૧૦૬–૧૯૫.—૩. કુત્રાઓનાં મરણ બાદ તેમના આત્માનું સેવટ, §§ ૧૯૬–૧૯૮.—૪. એક 'ઊદ્ર'નું ખુન કરવાનાં નાશકારક પરિણામ.—તે ગુનાહનો બદલો વાલવાની તથા તોજેશ કરવાની રીત, §§ ૧૬૯–૧૭૪.

ફર્ગરદ ૧૩મી કુત્રાઓ અને બીજાં કેટલાંક જનાવરોની બર્દાસ્તને લગતાં વર્ણનથીજ માત્ર રોકાયલી છે. એવું સંભવે છે કે. એ વર્ણન તે બાબદ ને લગતું છે કે જેનો ખ્યાલ આપણને બુન્દેહેશનું ૧૯ મું પ્રકરણ (૪૬–૪૯) આપી શકે છે. એ છેલ્લી જગામાં પક્ષીઓ, જંગલી જનાવરો, ઊપ્યોગી પશુઓ, કોહોલાં, મુંગુશ, જલચર, મરઘા, કુત્રા ઇત્યાદીનો સવાલ છે. આ ફર્ગરદના કેટલાક ફકરા ત્યાં એમના એમ ટાંકયા છે.૧૩મી ફર્ગરદ અવસ્તાનો એક ઘણોજ નવાઇ જેવો ભાગ છે; જે વખતે તે રચાઇ હતી તે વેલાની ઇરાંનની ફીલસુફી માટે તે કાંઇ ઘણો ઊંચો વીચાર આપતી નથી: પરંતુ આપણા હાલના વિચારો ઉપરથી આ ભાગ માટે વિચાર કરવો અને પુરાતમ લોકોના સાદા વિચારોની લાયકાત ભુલી જવી ગેરવાજબી છે. માણસ અને તેની દોલતના રખેવાલ કુત્રાઓની સંભાલ માટે મજબુત તાકીદ કરવા માટે અવસ્તાના કર્તાને વલી ખાસ સબબ હતો, કારણકે એ જંગલી જમાનાઓમાં એ કુત્રાઓજ માત્ર રખેવાલ હતા, કીમતી જનાવરોની તેઓ ચોકી કરતા અને પાકનું નુકશાંન કરી લોકોના ગુજરાંનનું સાંધન લુંટનારા જીવડાઓનો મજબુત નાશ કરતા હતા. જે નવાઇ જેવા વિચારો આ પ્રકરણની ખુબસુરતીને ઢાંકી નાખેછે તેનો મોટો ભા

ગ જરથોસ્તી મઝ્હબના મુખ્ય ફત્વાઓનું સીધું પરીણામ છે. દુન્યામાં સઘળાંઓ બંને મિનો વચ્ચેની લડાઇ માટે પોતાની હૈયાતી ધરાવતાં હોવાથી અહુરનાં પેદા કરેલાં, તેને ખુશી કરનારાં, તેંનાં કામના મદદગાર ઊપયોગી પ્રાણીઓ સંભાળને લાયકનાં, ધરમનાં જેવું માન મેલવવા યોગ્ય છે. બીજા હાથ ઊપર નુકશાંનકારક જાનવરો દેવોનાં પેદા કરેલાં અને દેવોના મદદગાર છે અને તેથી તેમનો નાશ કરવો એ પણ પવીત્રાઇનું કામ છે. એજ કારણસર કેટલીક સજાઓ અને શીક્ષાઓ આપણને અહીંતહીં મલેછે.

આ ફર્ગરદ મુશ્કેલીઓથી ભરેલી છે; મોટો ભાગ મુશ્કેલી ચોકસ શબ્દોના અર્થની છે એ ખરૂં છે, પણ લખાણનો ગુંચવાડો કાંઈ ઓછો નથી. પેહેલી મુશ્કેલી જે જાનવર માટે પેહેલા શ્લોકોમાં સવાલ છે તેને લગતી છે. એ 'વઙ્હાપર' અથવા 'દુજક' કોણ છે કે જેને મારી નાખવાનાં કામને એક મોટો ગુનાહ ગણવામા આવ્યો છે? હાલના પારસીઓ એવું ડોલ ઘાલેછે કે, તે ભુંદ અથવા દુક્કરનું નામ છે; પણ પેહેલવી તરજુમાને બુન્દેહેસ તથા સદરના ચોકસ ફકરાઓ સાથે સરખાવતાં આપણને એવું દીસેછે કે, અહીં જે સવાલ છે તે કીડાઓનો નાશ કરનારને લગતો છે. બુન્દેહેશ કહેછે કે, 'શુઝકને અનાજનો નાશ કરનાર કીડાઓને મારી નાખવા માટે પેદા કરેલું છે; તે તેમને તેમના ખાડામાં દબાડી દેઈ તે ખાડા પુરી નાખેછે.' (પ્રકરણ ૧૯, ૯, પાનું ૪૭–૪૮) સદર કહેછે કે, 'હુજને મારી નાખતા ના, જો તે તમને કેઠે મલે તો તેને ખેતરમાં લઇ જઇ મેલજો. એમ કરવામાં તમે મોટું પુન હાંસલ કરશો. હુજ હજારો કીડાઓનો નાશ કરે છે, તે સાંપોને બી મારી નાખે છે. .... તે એક ઘણુંજ ઊપયોગી જનાવર છે, તેને કદીબી મારી નાખતા નહીં.' આ રીતે વઙ્હાપર જાનવર Tamandua અથવા Fourmilleir ના વર્ગનું છે. પણ કુદરતી વિદ્યા જાણનારાઓની જુબાંની એ ખુલાસાની વિરૂધ જાયછે. Fourmillier તો અમેરિકન જનાવર છે અને તે પુરાતમ એરયાને જણાયલું ન હતું. એટલા માટે ઇરાંની સરહદ ઓળંગવા વિનાનું કોઈ બીજું જાનવર શોધવાની આપણને જરૂરછે. હીંદુસ્તાનની ઉતરે અને અફ્ગાનિસ્તાનમાં બે જનાવરો મલેછે જેમના બાંધા તથા રીતભાંત ઉપર ટાંકેલાં ફકરાઓમાંના ઇસારાઓને પુરતાં મલેછે. એઓ પૅન્ગોલીન ( Pangolin) અને ફતાગીન ( Phatagin) છે જેઓ બંને કીડાઓના ઘણાં શોકીન છે અને તે તેમનો મુખ્ય ખોરાક છે, તેઓ ઘણીજ ધીમી ચાલનાં છે. તેમનાં

શરીર ઉપર તીક્ષણ ભીંગડાં હોયછે; તેમનું માથું પાટલું અને લંબુત્રું હોય છે; તેમનાં નખર્યાં લાંબાં અને બારીક હોયછે. પોતા ઊપર હુમલો કરનારને તેઓ સખત ઇજા કરેછે પણ બીજી રીતે તેઓ ઘણાં માયાલુ અને નીરદોશ હોયછે અને કોઇને ઇજા કરતાં નથી. એટલા માટે ફતાગીન અથવા પેન્ગોલીન, પણ ઘણું કરીને ફતાગીન, અહુરમજ્દનું વાહાલું અને દીનનાં ફરમાન પ્રમાણે નહીં મારી નાખવા જોગ જનાવર લાગેછે.

આવીજ પ્રકારની બીજી મુશકેલીઓ આ ફરગરદમાં જોવામાં આવેછે.

૧૩

૧ (૧) સ્પૅન્તમઇન્યુશનાં પ્રાણીઓમાં સ્પૅન્તમઇન્યુશ્ને લગતું તે કોણ પ્રાણી છે (૨) જે દર બામદાદે સુરજ ઉપર ચઢતાંવાર હજારો (દુશ્મનો)ને મારી નાખનાર લડવૈયા મીસાલે અહ્રોમઇન્યુશ્નની સામે ધસેછે ?

૨ (૩) અહુરમજ્દએ જવાબ દીધો: તે વન્હાપર[1] નામનો તીક્ષણ કાંટાવાલું, નાજુક માથું ધરાવનાર કુત્રો છે જેને બુરૂં બોલનારા શખસો દુજ્ક કરી કહે છે. (૪) સ્પૅન્ત મઇન્યુશ્નાં પ્રાણીઓમાંનું એજ પ્રાણી સ્પૅન્તમઇન્યુશ્ને લગતું છે (૫) કે જે દર બામદાદે સુરજ ઊપર ચઢતાંવાર હજાર (દુશમનો)ને મારી નાખનાર લડવૈયા મીસાલે અહ્રોમઇન્યુશ્ની સામે ધસે છે,[2]

૩ (૬) આ તીક્ષણ કાંતાવાલું નાજુક માથું ધરાવનાર વન્હાપર કુત્રો, જેને બુરૂં બોલનારા શખસો દુજ્ક કરી કહે છે તેને, ઓ પવિત્ર જરથુશ્ત્ર ! જે કોઈ મારી નાખે છે તે પોતાનાં રવાંનને મોહોત આપે છે, (૭) (અને તેની અસર) તેનાં નવ પેહેડીનાં સગાંઓ સુધી (પોહોંચે છે). (૮) અગર જો તેણે પોતાની જીંદગીમાં તે (વાંક) માટે

---

૧ [ એરવદ રબાદી એને બારપોસ્ત જાણવર ગણે છે.—તરજુમો કરનાર. ]

૨ [ સરેહ કરનાર કહે છે કે, તે ત્રણ વાર પોકાર કરે છે જેથી દેવોનો નાશ થાય છે.—તરજુમો કરનાર. ]

(ફરમાવેલી) તોજેશ સંપૂર્ણ કરી ન હોય[3] તો (૯) પ્રથમ તેને ચિન્વત પુલ પસાર કરવો મુશ્કેલ થઇ પડશે.

૪ (૧૦) હાડમંદ દુન્યાના પેદા કરનાર! અગરજો કોઈ આ તીક્ષ્ણ કાંટાવાલું નાજુક માથું ધરાવનાર કુત્રો વહુહાપર જેને બુરૂં બોલનાર શખ્સો દુજક કરી કહે છે તેને મારી નાખે તો(૧૧) તે માટે તોજેશની સજા શું હોય? (૧૨) અહુરમજ્દએ જવાબ દીધો: તે ૧૦૦૦ ફટકા પરોણીથી ૧૦૦૦ સ્રઓષોચરનથી મારે.

૫ (૧૩) અહ્રેમઇન્યુશનાં પ્રાણીઓમાં અહ્રેમઇન્યુશને લગતો તે કયો પ્રાણી છે (૧૪) જે દર બામદાદે સુરજ ઉપર ચઢતાં વાર સ્પેન્તમઇન્યુશના સામે હજાર (દુશમનો)ને મારી નાખનાર લડવૈયા તરીકે ધસેછે.

૬ (૧૫) અહુરમજદએ જવાબ દીધો: તે તે દેવ છે કે જેનું નામ જુઇરિમ્યહુઊર[4] છે પણ જેને બુરૂં બોલનારા શખ્સો જુઇરિમ્યાકનાં નામથી ઓલખે છે. (૧૬) એ પ્રાણી અહ્રેમઇન્યુશના પ્રાણીઓમાંનું અહ્રેમઇન્યુશને લગતું છે (૧૭) કે જે દર બાંમદાદે સુરજ ઊપર ચઢતાંવાર સ્પેન્તમઇન્યુશની સામે હજાર (દુશ્મન)ને મારનાર લડવૈયા તરીકે જાય છે.

૭ (૧૮) જે કોઈ ઓ પવિત્ર જરથુશ્ત્ર! તેને યાને આ જુઇરિમ્યહુઊર દેવ જેને બુરૂં બોલનારા શખ્સો જુઇરિમ્યાકનાં નામથી ઓલખેછે તેને મારી નાખેછે (૧૯) તેના સઘલા ગુનાહ ભરેલા વિચારો,

---

૩ સરોશની આરાધના, કરે, સરોશ ઇંજાવે. [એરવદ રબાદી એવો અર્થ કરે છે કે, સરોશની આરાધના કરાવે તોબી તે પાપી પાક થાય નહીં.—તરજુમો કરનાર.]

૪ [આ શબ્દનો અર્થ માલમ નથી. એરવદ રબાદી એનો અર્થ કાચબો કરેછે. પેહેલવી સરેહ કરનાર કહેછે કે, તે દીવસ અને રાત મલી એકવાર પોકાર કરેછે અને કહેછે તે પાણીમાં પીસાબ કરેછે. સરેહ કરનાર વલી કહેછે કે તેને જુઇરિમ્યાક નથી કેહેતા ત્યારે તે ઓછો જોરેમંદ રહેછે.—તરજુમો કરનાર.]

સુખનો અને કામો ધોવાઈ જાયછે, (૨૦) તે ગોયા પોતાના સઘલા બુરા વીચારો, સુખનો અને કામો માટે તોજેશ કરેછે.[1]

૮ (૨૧) ગોસ્પન્દની અથવા ઘરની રખેવાલી કરનાર કુત્રાને (માણસની) પોતાની રખેવાલી કરનાર કુત્રાને અથવા હુન્નરમંદ કુત્રાને જો કોઇ મારી નાખે તો (૨૨-૨૩) તે (માણસ)નું રવાંન આ દુન્યામાંથી ભવીષની દુનીઆમાં જતાં મોટો વીલાપ કરતું અને આફ્તોવાળી એક ખોણ તથા એક બ્યાબાંન જંગલમાંના વરૂ કરતાં તે વધારે દુખી થતું થાયછે.

૯ (૨૪) તેનાં મરણ બાદ બીજું કોઈ રવાંન તે રવાંનને તેની વીલાપ કરતી ભયંકર હાલતમાંથ છોડવતું નથી; (૨૫) અને જે કુત્રાઓ આ દુન્યામાંથી પેલી દુન્યામાં જવાના રસ્તાની ચોકી કરેછે તેઓ[2] પણ તેને તેની વીલાપ કરતી અને ભયંકર હાલતમાંથી ઊગારતા નથી.

૧૦ (૨૬) જો કોઈ ગોસ્પન્દની રખેવાલી કરનાર કુત્રાને જખમ કરે, (૨૭) જો તે તેનો કાન કાપે યા પગ કાપે, (૨૮) અગર તે જખમને લીધે કોઇ વરૂ યા ચોર માલમ પડવા વિના આ મિલકત (ગોસ્પન્દો) ઊપર હુમલો કરી એ ન્યાંમતો તફરાવી જાય તો (૨૯) તે ગુનેહગાર (ખોહોવાયલી મીલકતનાં) પ્રમાણ મુજબ (પોતાના) ગુનાહની તોજેશ કરે, (૩૦) તે તે કુત્રાના જખમ માટે 'બઓધાવર્શ'ની સજા[3] ખમે.

૧૧ (૩૧) ઘરની પાસબાંની કરનાર એક કુત્રાને જો કોઇ જખમ કરે, (૩૨) જો તે તેનો કાન કાપે યા પગ કાપે, (૩૩) જો

---

૧ [ સરેહ કરનાર જણાવેછે કે, એવાં કામથી તનાફુરગાંન તથા મર્ગંરજાંની ગુનાહ માફ થાયછે. સોરયોસ કહેછે કે, છીનાલાંનો અને કુસ્તન બુન્દ કહેછે કે, ગુલાંમબારગીનો ગુનાહ પણ તેથી માફ થાયછે.—તરજુમો કરનાર. ]

૨ [ સરેહ કરનાર મુજબ ચિન્વત પુલ અને રરનુ રાસ્તને અલંકારી ભાષામાં કુત્રા કહયાછે, કારણકે કુત્રાની માફક તેઓ (બેહેસ્તમાં જવાનો) માર્ગ દેખાડેછે.—તરજુમો કરનાર. ]

૩. [ પેહેલવી મુજબ એ સજા હાથનાં આંગલાં કાપવાની છે.—તરજુમો કરનાર. ]

તેથી કોઈ વરૂ યા ચોર તે ઘર ઊપર હુમલો કરશે માલમ પડવા વિના કાંઇ ચોરી જાય (૩૪) તો તે ગુનેહગાર (પોહોવાયલી મોલકતનાં) પ્રમાણ મુજબ (પોતાના) ગુનાહની તોજેશ કરે, (૩૫) કુત્રાને કરેલા જખમ માટે 'બઓધોવરર્શ'નો સજા તે ખમે.

૧૨ (૩૬) હાડમંદ દુન્યાના પેદા કરનાર! જો કોઇ ગોસ્પન્દની પાસબાંની કરનાર કુત્રા સામે એવો ફટકો લઇ જાય કે જે તેને મોહોત આપે, જે તેનો જીવ લઇ મેલે, (૩૭) તો તે કામની સજા શું હોય? (૩૮) અહુરમજ્દએ જવાબ દીધો: તે પરોણીથી ૮૦૦ સરઓષોચરનથી ૮૦૦ ફટકા મારે.

૧૩ (૩૯) હાડમંદ દુન્યાના પેદા કરનાર! જો કોઇ ઘરની પાસબાંની કરનાર કુત્રા સામે એવો ફટકો લઇ જાય કે જે તેને મોહોત આપે, જે તેનો જીવ લેઇ મેલે (૪૦) તો તે કામની સજા શું હોય? (૪૧) અહુરમજ્દએ જવાબ દીધો: તે ૭૦૦ ફટકા પરોણીથી ૭૦૦ સરઓષોચરનથી મારે.

૧૪–૧૫ (૪૨–૪૭) એ §§§ ૩૯–૪૧ ને મલતા છે. એમાં જણાવવા મુજબ માણસની રખેવાલી કરનાર (અથવા શિકારી) કુત્રાને મારનારની તોજેશ ૬૦૦ ફટકાની અને બાલક કુત્રાને મારનારની તોજેશ ૫૦૦ ફટકાની છે.

૧૬ (૪૮) જજુશ, વિજુશ, સુકુરુન, તિક્ષણ દાંતવાલા શિકારી (ઊરુપિશ) કુત્રાઓને, ક્રોહોલાંને[1] અને પાણીમાં રહેનાર 'ઊદ્ર' (સગે આબી) પ્રાણી સિવાય સ્પૅન્તોમઇન્યુશનાં કુત્રાની જાતના પ્રાણીઓ (નું ખુન કરવા) માટે એવીજ (સજા) છે.

૧૭ (૪૯) હાડમંદ દુન્યાના પેદા કરનાર! પશુની પાસબાની કરનાર કુત્રાને માટેની લાયક જગા કયાં છે? (૫૦) અહુરમજ્દએ જવાબ દીધો: જે ગોસ્પન્દ (ની તપાસ) માટે તેને રાખ્યો હોય તેમના

---

૧ આ કુત્રાઓનું વર્ણન આગલ પાંચમી ફરગૅરદમાં આવેલું છે. ક્રોહોલાંને સ્પૅન્તોમઇન્યુશની પેદાએશમાં ગણેલું હોવાથી અજાયબી ઊપજે છે. પણ બુન્દેહેશમાં તેનું કારણ એવું બતાવ્યામાં આવે છે કે, દેવોનું તે બળવંત દુશ્મન છે. બુન્દેહેશ કહે છે કે, 'બવ' દેવનાં કોવતનો નાશ કરે છે.

(વાડા) થી એક 'યુજૅરિત ' ના તફાવતે જો તેને મેલવામાં આવે તો ચો-રીથી ભરાઇને ચાલનાર ચોર અને વરૂને તે હાંકી કાહાડે છે.

૧૮ ( ૫૧ ) હાડમંદ દુન્યાનાપેદા કરનાર ! ગામડાંની પાસબ્યાની કરનાર કુત્રાને માટેની લાયક જગા કયાં છે ? ( ૫૨ ) અહુરમજ્દએ જવાબ દીધો: ગામડાંની (ભાગર) બાહાર એક હાથ જેટલા તફાવતે તેને રાખ્યો હોય તો ચોરીથી ભરાઇને ચાલનાર ચોર અને વરૂને તે હાંકી કાહાડે છે.

૧૯ (૫૩) હાડમંદ દુન્યાના પેદા કરનાર! માણસના પોહોરેગીર કુત્રાની લાયક જગા કઈ હોય ? (૫૪) અહુરમજ્દએ જવાબ દીધો: જ્યાં તે ( ધણી ) ચાલાક કુત્રાને ઇચ્છતો નથી, પણ જ્યાં તે પોતાનાં શરિરની સંભાલ માટે ખાહેશ રાખે છે ત્યાં.[1]

૨૦ ( ૫૫ ) હાડમંદ દુન્યાના પેદા કરનાર ! જો કોઈ શખ્સ ગોસ્પન્દની પાસબ્યાની કરનાર કુત્રાનું પોશણ છીણવી લે[2] તો તે માણસ પોતાનાં એ ગુનાહ ભરેલાં કામથી કેટલો પાપી થાય છે ? (૫૬ ) અહુરમજ્દએ જવાબ દીધો: આ હાડમંદ દુન્યામાં પેહેલી પઙ્ક્તિના ઘરના વડાને લુંટનારના જેવું તે કામ કરેછે, તે તેટલોજ પાપી થાય છે.

૨૧ ( ૫૭ ) હાડમંદ દુન્યાના પેદા કરનાર ! જો કોઇ શખ્સ ગામડાંની પાસબ્યાંની કરનાર કુત્રાનું પોશણ છીણવી લે તો તે પોતાનાં એ ગુનાહ ભરેલાં કામથી કેટલો પાપી થાયછે ? (૫૮) અહુરમજ્દએ જવાબ દીધો : આ હાડમંદ દુન્યામાં ઊતરતી પઙ્ક્તિના ઘરના વડાને લુંટનારના જેવું તે કામ કરેછે; તે તેટલોજ પાપી થાયછે.

૨૨ (૫૯) હાડમંદ દુન્યાના પેદા કરનાર ! જો કોઇ માણસનાં શરિરનું રક્ષણ કરનાર કુત્રાનું પોશણ છીણવી લે તો તે પોતાનાં એ ગુનાહ ભરેલાં કામથી કેટલો પાપી થાયછે ? (૬૦) અહુરમજ્દએ

૧ સરેહ કરનાર જણાવે છે કે, એ કુત્રાને ગોસ્પન્દની કે ઘરોની પાસબાંનીનું કામ આવડતું નથી, પણ તે ખર્ફસ્તરો તથા નસાનો નાશ કરે છે.

૨ અને નહીં કે તેને ખરાબ ખોરાક આપેછે, કે જે ખીના બીજે ઠેકાણે આવેછે. 'તર' એ સંસકૃત હીન=એટલે લુંટવુંને મળતો છે.

જવાબ દીધો : આ હાડમંદ દુન્યામાં એક અશો મરદ તેનાં ઘરમાં ધરમગુરૂની નીશાંન સાથે જાય (યાને એક ધરમગુરૂનાં જેવું માન ધરાવનાર એક શખ્સ તેનાં ઘરમાં જાય) તેને લુટનારના જેવું તે કામ કરેછે, તે તેટલોજ પાપી થાયછે.

૨૩ (૬૧) હાડમંદ દુન્યાના પેદા કરનાર ! જો કોઈ એક બાલક કુત્રાનું પોશાણ છોડાવી લે તો તે પોતાનાં એ ગુનાહ ભરેલાં કામથી કેટલો પાપી થાયછે ? (૬૨) અહુરમજદે જવાબ દીધો : અશો મા બાપથી જનમેલાં એક બાલકને લુંટનારના જેવું તે કામ કરેછે, તે તેટલોજ પાપી થાયછે.

૨૪ (૬૩) જો કોઇ ગોસ્પનદની પાસબાંની કરનાર કુત્રાનું પોશાણ લુટે (૬૪) તો તેની સજા શું હોય ? (૬૫) અહુરમજદે જવાબ દીધો : તેનાં શરિરનાં એવાં પાપો થવા માટે પરોણીથી ૨૦૦ સરઓષોચરનથી ૨૦૦ ફટકા તે મારે.

૨૫ ( ૬૬ ) હાડમંદ દુન્યાના પેદા કરનાર ! જો કોઇ ગામડાની પાસબાની કરનાર કુત્રાનું પોશાણ લુટે તો ( ૬૭ ) તેની સજા શું હોય ? ( ૬૮ ) અહુરમજદે જવાબ દીધો: તે ૯૦ ફટકા પરોણીથી ૯૦ સરઓષોચરનથી મારે.

૨૬ (૬૯) જો શિકારી અથવા માણસનાં શરિરની પાસબાંની કરનાર કુત્રાનું પોશાણ લુટે તો (૭૦) તેની સજા શું હોય ? ( ૭૧ ) અહુરમજદે જવાબ દીધો: ૭૦ ફટકા પરોણીથી ૭૦ સરઓષોચરનથી તે મારે.

૨૭ ( ૭૨ ) કીરતાર ! જો બાલક કુત્રાનું પોશાણ લુટે તો ( ૭૩ ) તેની સજા શું હોય ? ( ૭૪ ) અહુરમજદે જવાબ દીધો: ૫૦ ફટકા પરોણીથી ૫૦ સરઓષોચરનથી મારે.

૨૮ ( ૭૫ ) કારણ કે આ હાડમંદ દુન્યામાં, અહુરમજદનાં પ્રાણીઓમાં જેને નાતવાની ઘણી જલદી પોંહોંચે છે તે (૭૬) કુત્રો છે કે જે ભોજન કરતાં લોકો આગલ ખોરાક વિના ઊભો રહેછે (૭૭) અને જે અહીંથી તહીં (પોશાણ) શોધેછે પણ મેલવતો નથી. (૭૮) દુધ, ચરબી-અને ગોસ્તનો[1] તેને ખોરાક આપવો, (૭૯) કુત્રા માટે એજ લાયક ખોરાક છે.

---

[1] પેહેલવીમાં ' રોટલી ' બોલ અતરે વધારયા છે.

૨૯ ( ૮૦ ) જો કોઇ મજદયસ્નાનનાં ઘરમાં મુંગો અને હડ-ખાયલો કુત્રો હોય તો ( ૮૧ ) આ મજદયસ્નાનોએ શું કરવું જોઇયે ?

૩૦ (૮૨) અહુરમજ્દએ જવાબ દીધો: લાકડાંનો કાપેલો એક કકડો જો તે સુક્કો હોય તો એક ઈંટનાં કદનો અને લીલો હોય તો તેથી બેવડાં કદનો કકડો તેનાં ગલાં હેઠલ તેઓ મેલે (૮૩) અને તેઓ તેન મોહોડાંને તે સાથે બાંધી રાખે.

૩૧ (૮૪) તેની બંને બાજુઓ સાથે તે બાંધે, (૮૫) તેની બંને બાજુઓ બાંધે. (૮૬) પણ જો કોઈ તેને એમ બાંધે નહીં અને તે મુંગો તથા હડખાયલો કુત્રો કોઈ ગોસ્પન્દ યા માણસને જખમી કરે તો (૮૭) (તે ગુનેહગાર શખસ) તે જખમના ગુનાહ માટે બઓધોવ-રશ્તની સજા ખમે.

૩૨ (૮૮) જો તે પેહેલી વાર કોઈ ગોસ્પન્દ ઊપર હુમલો કરે, કોઈ માણસને જખમી કરે તો તેનો જમણો કાન કાપવો; (૮૯) જો બીજીવાર તે કોઇ ગોસ્પન્દ ઊપર હુમલો કરે, બીજીવાર કોઈ માણસને જખમી કરે તો તેનો ડાબો કાંન કાપે.

૩૩ (૯૦) જો ત્રીજીવાર કોઇ ગોસ્પન્દ ઊપર હુમલો કરે, ત્રીજી વાર કોઇ માણસને જખમ કરે તો તેનો જમનો પગ કાપે, (૯૧) જો તે ચોથીવાર કોઇ ગોસ્પન્દ ઊપર હુમલો કરે, ચોથીવાર કોઈ માણસને જખમ કરે તો તેનો ડાબો પગ કાપે, (૯૨) જો પાંચમીવાર તે કોઈ ગોસ્પન્દ ઉપર હુમલો કરે, પાંચમીવાર કોઈ માણસને જખમ કરે તો તેની પુછડી કાપે.

૩૪ (૯૩-૯૬) જુઓ ૩૧ (૮૪-૮૭).

૩૫-(૯૭) હાડમંદ દુન્યાના પેદા કરનાર ! અગર જો કોઇ મજ-દયસ્નાનનાં ઘરમાં કુત્રો દીવાંનો અથવા હડખાયલો થાય તો (૯૮) મ-જદયસ્નાનોએ શું કરવું જોઇએ? (૯૯) અહુરમજ્દએ જવાબ દીધો: જેમ એક અશો મરદને માટે (શોધવામાં આવે) તેમ તેને માટે તેઓ તેને આરામ કરવાનો ઇલાજ શોધે.[1]

---

૧ [અફરગો તથા મેદયો માહે કહયું છે કે તેની દવાઇ કરે.—તર-જુમો કરનાર.]

૩૬ (૧૦૦) હાડમંદ દુન્યાના પેદા કરનાર ! જો શોધ કરતાં તે (ઇલાજ) ન મલે તો (૧૦૧) પછી મજ્દયસ્નાનોએ શું કરવું?

૩૭ (૧૦૨) જુઓ ૩૦-૩૧ (૮૨-૮૫).

૩૮ (૧૦૩) જો કોઈ એમ ન કરે અને જો આ દીવાનો થયલો કુત્રો કોઇ ખાડા, હોજ, ખાઇ, નદી કે નાલાંમાં ટુટી પડે અને તે જખમી થાય તો (૧૦૪) તે જખમને લીધે અને તે ગુનાહ કરવા માટે (૧૦૫) તે મજ્દયસ્નાનો ગુનેહગાર અને 'પેષોતનુશ' થવા જોઇયે.

૩૯ (૧૦૬) મેં અહુરમજ્દએ કુત્રાને તેનાં વસ્ત્રવાલો તથા જોડા સાથનો પેદા કર્યો છે (૧૦૭) જે ચાલાકીથી તતાર બેસનાર, તીક્ષણ દાંતવાળો, (૧૦૮) અને ગોસ્પન્દની પાસબાંની માટે આણસથી રોટલી મેલવનાર છે. (૧૧૦) તુરાંનીઓ[1] સામે કૌવતમંદ શરિરનો (૧૦૯) મેં અહુરમજ્દએ કુત્રાને પેદા કર્યો છે.

૪૦ (૧૧૧) જ્યારે કુત્રો ભલી ખાસ્યતનો હોય છે અને જ્યારે તેને ગોસ્પન્દો માટે (રખેલો) હોયછે, (૧૧૨) જ્યારે, ઓ અશો જરથુસ્ત્ર ! તે પોતાનો અવાજ બુલંદ સંભલાવવા માટે સાવધ રહે છે ત્યારે (૧૧૩) ચોર કે વરૂ (આ કુત્રાનાં) ગામને લગતી જણસો લુંટવાને અને નહીં માલમ પડે તેમ તે ઉઠાવી જવાને આવતાં નથી. (૧૧૪) તેનેથી ચોરીથી ભરાઇને આવનાર વરૂઓ મારેલાં અથવા ટુટેલાં થાય છે અથવા નાહાસભાગમાં પડેછે.

૪૧ (૧૧૫) ફીરતાર ! કયું વરૂ વધારે નાશકારક છે ? તે કે જેને એક કુત્રો માદા વરૂથી પેદા કરે છે યા જેને એક વરૂ કુત્રીથી પેદા કરે છે તે ? (૧૧૬) અહુરમજ્દએ જવાબ દીધો: ઓ અશો જરથુશ્ત્ર ! જેને કુત્રો માદા વરૂથી પેદા કરે છે તે એક નર વરૂ કુત્રીથી જે પેદા કરે તેના કરતાં વધારે નાશકારક હોય છે.

---

૧ તુરાની: આક્ષસ નદી તરફ વસતા તર્ક લોકો જેઓ ઢોરી રસ્તા ઊપર ભારી લુટફાટ અને તોફાન ચલાવતા હતા. પેહેલવીમાં તુરાંનીઓને બુરં કામ કરનારા લુંટારા કહયા છે.

૪૨ (૧૧૭) તેનેથી (યાને કુત્રા અને માદા વરૂનાં સંબંધથી) એવા કુત્રા પેદા થાય છે કે જે ગોસ્પન્દોની પાસબાંની કરનાર, ઘરની પાસબાંની કરનાર, શીકારી અને કેલવાયલા કુત્રા ઉપર હુમલો કરે છે, (૧૧૮) અને તેઓ ગોસ્પનદોનો નાશ કરનારા છે, (૧૧૯—૧૨૦) તથા તેઓ બીજા કુત્રાઓ કરતાં ગોસ્પનદોને વધુ નાશકારક, વધુ બુરૂં કરનારા, વધું ઘાટકી હોય છે.

૪૩ (૧૨૧) તેનેથી એવાં વરૂ જનમે છે કે જેઓ ઢોરોનો નાશ કરનારાં હોય છે, (૧૨૨–૧૨૩) જેઓ બીજાં વરૂઓ કરતા ગોસ્પનદો માટે વધુ નાશકારક, વધુ બુરૂં કરનારાં અને વધુ ઘાટકી હોય છે.

૪૪ (૧૨૪) કુત્રો આઠ જુદી જુદી જાતની કુદરતી ખાસ્યતો [1] ધરાવનારો હોયછે: (૧૨૫) તે આથ્રવન (અથોરનાન, ધરમગુરૂ)ના જેવી ખાસ્યતનો હોયછે; તે લડવૈયા જેવી ખાસ્યતનો હોયછે; તે પેદુતના જેવી ખાસ્યતનો હોયછે; તે ગુલામના જેવી ખાસ્યતનો હોયછે; તે ચોરના જેવી ખાસ્યતનો હોયછે, તે શિકારનાં જનાવર જેવી ખાસ્યત ધરાવેછે; તે વેશ્યાના જેવી ખાસ્યત ધરાવેછે, તે એક બાલકના જેવી ખાસ્યત ધરાવેછે.

૪૫ (૧૨૬) તે પોશાણ તરીકે આથ્રવનની મીસાલે ખોરાકનો એક હોસ્સો મેલવેછે; [2] (૧૨૭) આથ્રવનની મીસાલે તે સંતોશ શોધેછે. (૧૨૮) આથ્રવનની મીસાલે તે દયાલુ હોયછે; આથ્રવનની મારૂક નાહાની રોટલી તેને હોયછે (યાને થોડીજ રોટલીથી તે સંતોશ પામેછે.)

---

[૧. એટલે આઠ જણની જુદી જુદી ખાસ્યતો દરેક જણની ચાર ખાસ્યતો હોય છે જેથી કુત્રાની કુલે ૩૨ ખાસ્યતો થાય છે જે આગલ ચાલતાં વર્ણવી છે. નલાખ્યાનની જાણીતી કથામાં ૩૨ લક્ષણના માણસને ઉત્તમ ગણ્યું છે.—તરજુમો કરનાર.]

૨ એમ માનવામાં આવેછે કે, ઇરાંની ધર્મગુરૂઓ હીંદી ધર્મગુરૂઓની મીસાલે જે ઘરોમાં દક્ષણા લેવા તેઓ જતા ત્યાંથી પોતાની ખોરાકીનો હીસ્સો લાવતા હતા, તેમનામાંનો મોટો ભાગ ઘણું કરીને દક્ષણા ઉપર ગુજારો કરતો હતો અને તેજ ઉપરથી એની પછીના ત્રણ ફકરાઓની બાબદ જણાવીછે. પેહેલવીમાં તો એનો તરજુમો માત્ર આ મુજબ કર્યો છે. આથ્રવનની મીસાલે તે ખાયછે.

(૧૩૦) એવી તેની ખાસ્યત આશ્રવનના જેવી હોયછે, આશ્રવન તેને મલતો થાયછે. (૧૩૧) લડવૈયા મિસાલે તે આગલ કુંચ કરેછે, (૧૩૨) લડવૈયા મીસાલે ઉત્તમ પેદાએશ વાળી ગાયને માટે તે લડેછે,[1] (૧૩૩) લડવૈયા મીસાલે ઘરની આગલ પાછલ (તેનાં રક્ષણ માટે તે જાયછે.) (૧૩૪) એવી તેની લડવૈયાને મલતી ખાસ્યત છે.

૪૬ (૧૩૫) ચાલાકીમાં ખેડુતની મીસાલે તે ઊંઘ સંપૂર્ણ ઘરાવતો નથી (૧૩૬) ખેડુતની મીસાલે ઘરની આગલ તથા પાછલ (તે હોયછે), (૧૩૭) બુરજીગરની મીસાલે ઘરની પાછલ તથા આગલ (તે હોયછે).[2] (૧૩૮) એવી તેની બુરજીગરના જેવી ખાસ્યત હોયછે. (૧૩૯) ગુલાંમની મીસાલે (બીજાઓને) તે ખુશી કરેછે, (૧૪૦) જેની આગલ તે જાયછે તેની કનેથી ગુલાંમની મીસાલે તે ખરાબ બદલો મેલવેછે, (૧૪૧) ગુલાંમની મીસાલે તે થોડોજ કેલવાયલો હોયછે, નોકરની મીસાલે તે ત્રેવડા હુકમને તાબે હોયછે. (૧૪૨) આવી તેની ગુલાંમના જેવી ખાસ્યત હોયછે.

૪૭ (૧૪૩) ચોરની મીસાલે તે અંધારૂં ઇચ્છે છે; (૧૪૪) ચોરની મીસાલે રાતનાં (અંધારા)થી તે ખુશી થાય છે, (૧૪૫) ચોરની મીસાલે તૈયાર નહી કરેલો (કાચો) ખોરાક તે ખાય છે, (૧૪૬) ચોરની મીસાલે વિશ્વાસને તોડનારો હોય છે (યાને તેના વીશ્વાસમાં મેલેલી ચીજ તે ખાઇ જાય છે), (૧૪૭) એવી તેની ખાસ્યત ચોરને મલતી હોય છે. (૧૪૮) ફાડી ખાનારાં જાનવર મીસાલે તે અંધારૂં ઇચ્છે છે, (૧૪૯) ફાડી ખાનારાં જાનવર મીસાલે રાતનાં અંધારામાં તે રહે છે, (૧૫૦) ફાડી ખાનારાં જાનવર મીસાલે તે કાચો ખોરાક ખાય છે, (૧૫૧) ફાડી ખાનારાં જાનવર મીસાલે તે વીશ્વાસઘાત કરે છે, (૧૫૨) એવી તેની ખાસ્યત ફાડી ખાનારાં જાનવરોને મલતી હોય છે.

---

૧ યાને તેની સઘલી ધાસ્તી તે હઠાવેછે, એટલે કે, ચોરોને તથા વરૂઓથી તે તેમનું રક્ષણ કરેછે.

૨ એટલે કે, ઢોરોને ચરાવવા લઈ જતાં તેમની આગલ ચાલેછે અને ચરાવીને પાછાં ફેરવેછે ત્યારે તેમની પાછલ ચાલેછે.

૪૮ (૧૫૩) વેશ્યાની માફક તે ખુશી કરવા ઇચ્છે છે, (૧૫૪) વેશ્યાની માફક તે નજદીક જાય છે તેને જખમી કરે છે, (૧૫૫) વેશ્યાની મીસાલે તે રસ્તાઓ ઉપર ભટકે છે; (૧૫૬) વેશ્યાની મીસાલે તે થોડી કેલવણીનો, ત્રેવડો યુકિતવાળો હોય છે. (૧૫૭) એવી તેની ખાશ્યત વેશ્યાના જેવી હોય છે. (૧૫૮) બાલક મિસાલે તે ઊંઘને ચાહે છે; (૧૫૯) બાલક મીસાલે તે દરેક ઠેકાણે છુપી રીતે ફસરી જાય છે, (૧૬૦) બાલકની મીસાલે તેને લાબો જબાંન હોય છે; (૧૬૧) બાલકની મીસાલે અહીંથી તહીં તે ભટકે છે; (૧૬૨) એવી તેની ખાશ્યત બાલકના જેવી હોય છે.

૪૯ (૧૬૩) ઘરના વડાઓએ મારે માટે આ બે (જાતના કુત્રાઓ) ને હાંકી કાહાડવા નહીં: (૧૬૪) તેઓ કે જેઓ ગોસ્પન્દનો અને તેઓ કે જેઓ ઘરોની પાસબાની કરે છે, (૧૬૫) કારણ કે અહુરની પેદા કરેલી જમીન ઉપર ઘરો પોતાના પાયા ઊપર નીભે નહીં અગર જો ગોસ્પન્દ તથા ઘરની પાસબાની કરનાર કુત્રા મારી કને ન હતે તો.

૫૦ (૧૬૬) હાડમંદ દુન્યાના પેદા કરનાર! જ્યારે આ કુત્રાઓ મરણ પામે, તેમની લાગણ શકિતઓ મરી જાય અને મરદી વિનાના થાય ત્યારે તેની બુદ્ધિ (યાને આત્મા) નું શું થાય છે?

૫૧ (૧૬૭) અહુરમજ્દએ જવાબ દીધો: ઓ અશો જરથુસ્ત્ર! પાણીઓના અસલ ઝરાઓમાં તે જાય છે. ત્યાં તે પાણીમાં રેહેનારા બે—નર અને માદાની એક જોડી—ઉદ્ર (અથવા 'સગેઆબી') સાથે મળે છે; (૧૬૮) (ત્યાં) તે હજાર કુત્રીઓ અને હજાર કુત્રાઓ સાથે જોડાય છે.

૫૨ (૧૬૯) 'ઉદ્ર'નું ખુન ટોપણી ઉત્પન્ન કરે છે કે જેથી ઘાસ ચારાનો નાશ થાય છે. (૧૭૦) આ (ગુનાહ) આગમચ (યાને 'ઉદ્ર'નું ખુન કરવા આગમચ) ઓ પવિત્ર જરથુસ્ત્ર! આ જગાએથી, આ જમીનમાંથી પુરકલતા અને ફલવંતતા થાય છે, સુખ અને આરામ, વૃદ્ધી, આબાદી, જ્યાદતી અને ઘાસચારાની તાજગી થાય છે.

૫૩ (૧૭૧) હાડમંદ દુન્યાના પેદા કરનાર! આ જગાઓએ, આ વસાયલા મુલકોમાં પુરકલતા અને ફળવંતતા, સુખ અને તનદરો-

સ્તી, વૃદ્ધી, આબાદી, જ્યાદતી અને ઘાસ ચારાની તાજગી પાછી ક્યારે થાય છે?

૫૪-૫૫(૧૭૩) 'ઊદ્ર'નું ખુન કરનારને મારી નાખવામાં ન આવે અથવા તેનાં પવિત્ર રવાંન માટે ત્રણ દિવસ અને ત્રણ રાત સુધી ઇજવું (યાને સરોશ) થાય નહીં ત્યાં સુધી, (૧૭૨) અહુરમજદએ જવાબ દીધો કે: એ જગાઓએ એ મુલકોમાં પુશ્કળતા અને ફળવંતતા, સુખ અને તનદરોસ્તી, વૃદ્ધી, આબાદી, જ્યાદતી અને ઘાસચારાની તાજગી પાછી થાય નહીં.

૫૬ (૧૭૪) આતશ રોશાણ કરવા તથા બાંધેલી બરેસ્મ સાથે હોમ ઊંચે (આકાશ તરફ) ધરવા પછી પુશ્કલતા અને ફળવંતતા, સુખ અને તનદરોસ્તી, વૃદ્ધી, આબાદી, જ્યાદતી અને ઘાસચારાની તાજગી પાછી થાય છે,

## ફર્ગરદ ૧૪.

### 'ઉદ્ર'નું ખુન.—તે અપ્રાધની સજા તથા તે માટે તોજેશ કરવાની રીત.

ફર્ગરદ ૧૪માં એકજ બાબદ વર્ણવી છે: એ બાબદ 'ઉદ્ર'નાં ખુનને લગતી છે જેનો અટકાવ કરવાને અને તે ગુનાહ કરનારને સજા કરવાને એમાં ફરમાવે છે. આગલી ફર્ગરદનું એ સાંધન હોય એમ દીસતું નથી. કદાચ આ ફર્ગરદના પેહેલા પાંચ ફકરા બીજી ગમથી તોડીને આ ઠેકાણે 'ઉદ્ર'નાં ખુનની તોજેશને લગતા ભાગ સાથે વલગાવી દેવામાં આવ્યા હોય.

આ ફર્ગરદમાં કેટલીક વન્દિદાદના બીજા ભાગોમાં ન જણાયલી એવી પુશ્કલ અજાયબ જેવી રીતો ચીતારવામાં આવીછે. તોજેશનાં કામો આ ઠેકાણે વધારી દેવામાં આવ્યાછે એટલુંજ નહીં પણ વલી તે કામોનું પ્રમાણ અસાધારણ મોટું છે; એમાં સજા તેમજ તોજેશને લગતી ચીજોની સંખ્યા દશ હજારની મોટી રાખવામાં આવી છે.

જો કે અસલ લખાણ એમ કેહેતું નથી, તોપણ એમાં જણાવેલી સઘ-ળી તોજેશ એકી વેલાએ એક માણસને કરવાની ન હતી એમાં કાંઇ શક

નથી, પણ તેઓમાંની કોઇ પણ એકાદ તોજેશ પુરતી થતી હતી. વળી એ તોજેશોનો ઘણો મોટો ભાગ અમલમાં મેળવો તદન અશકય છે. વળી કોઇ હીંમતથી એમ પણ કહી શકે કે, એક ગંભીર ધારાશાસ્ત્રીનું આ લખાણ નથી તેમજ વળી તેને આપણે ઘણું પુરાતમ લખાણ પણ ગણી શકયે નહીં.

જે પ્રાણી માટે આ ફર્ગરદ વર્ણન કરે છે તેને "પાણીમાં રેહેનાર ઉદ્ર" એવું નામ આપેલું છે: એ પ્રાણી જળબીલાદી ( Otter ) હોવું જોઇયે. સદરમાં કહેછે કે, અહુરનાં આ પ્યારાં પ્રાણીને જે કોઇ મારી નાખે છે તે ગુનેહગાર મુખ્ય મેળવવાની પોતાની તમામ ઊમેદ ખોહે છે. માણસોને થોડાંજ ઊપયોગી આ પ્રાણી માટે આટલું બધું ધર્મના જેવું માન બતાવવાનું કારણ શું તે કોઇબી કેતાબમાં જણાવવામાં આવતું નથી.

ખરૂં છે કે, બુન્દેહેશમાં એને પાણીમાંના દેવોનો નાશ કરનાર તરીકે લખ્યું છે!

તોજેશનાં કામોનું જે લાંબું વર્ણન કરવામાં આવ્યું છે, અને જે કેટલીક જગાએ ઘણું વીચીત્ર લાગે છે તેમાં જાણવા લાયક થોડુંજ છે; પણ મનુષ્યજાતી વિવેચન વિદ્યા (Ethnology) નાં સંબંધમાં તે અગત્યતા વિનાનું નથી. પુરાતમ વખતોની બેહદ રીતભાતોથી આપણને તે વાકેફ કરે છે તથા તે ઘણા દુરના જમાનાઓના સુધારાઓનો ખ્યાલ આપણને આપે છે. કમનસીબે એમાં કેટલાક શબ્દોના અનિશ્ચીત અર્થોથી તેની ઘણી અસર ઓહોવાઇ જાય છે.

આ ફર્ગરદના §§ ૫૪-૫૯ માં મુશકેલી ભરેલું લખાણ છે. તેનો ખુલાસો શાર્દિનનાં પુસ્તકમાંનો એક ફકરો જે અમે અત્રે ટાંકયે છિયે તે ઊપરથી કદાચ આપણને સંમજી શકાશે: "(ત્યાં યાને ઇરાનમાં) જમીનની અંદરના ભાગમાં પાણીની નેહેરો હોય છે જેને તેઓ 'કેરીસ' કહે છે. પાણી શોધવા માટે પાહાડોની ટલેટી આગલ તેઓ જમીન ખોડે છે, અને જ્યારે તેમને પાણી મળે છે ત્યારે તેઓ જમીનની અંદર બાંધેલી નેહેરો મારફતે તેને આઠથી દશ લીગના તફાવત સુધી લેઇ જાય છે. પાણીને સારી રીતે જાળવવામાં ઇરાંનીઓની બરોબરયા બીજા કોઇ લોકો નથી. આ નેહેરો અથવા નાળાં કેટલીક વાર ૧૦ થી ૧૫ ફેથમની ઊંડાઇ સુધી ખોદવામાં આવે છે; એટલી ઊંડી એક નેહેર મેં પોતે દીઠી છે. ખોરાસાંન (પુરાતમ બેકત્રીયા)ના વજીરનો છોકરો જે ઇસફહાંનમાં મારો પડોસી થતો હતો, તેણે મને ઘણીવાર જણાવ્યું હતું કે, તેના બાપે તેના પ્રાંતનાં રેજીસ્તરમાં બેંતાલીસ હજાર 'કેરીસ' યાને નેહેરો ગણી છે." અને

આગળ ચાલતાં તે જણાવે છે કે, " નદી કે ઝરાનાં પાણીની વેંહેંચણી હાજત મુજબ દર અઠવાડયે કે મહિને આ મુજબ કરવામાં આવેછે: ખેતરમાં પાણી લાવનાર નેહેર ઊપર ગોલ, ઘણું નાજુક અને વચમાં એક ઝીણું કાણાં વાલું ધાતુનું વાસણ તેઓ મેલેછે, તે કાણાંમાંથી પાણી અંદર ધીમે ધીમે દાખલ થાયછે અને જેમ જેમ તે વાસણ ડુબતું જાયછે તેમ તે તદન ચીકાર થાય છે અને પછી તેમાંનું પાણી ખેતરમાં દાખલ કરીને પાછું તેજ રાતે તેને ભરવા મેલેછે."

ફલેન્દિન પોતાના હેવાલમાં જણાવેછે કે, ઇરાંની ખેડુતો બાગના કયા રાઓના જેવા ચોરસ ખાડા ખોદી તેનો એક ફીટ જેટલો ઊંચાઇની પાલ કરી તેમાં નેહેરનાં પાણી ભરી રાખે છે જે અઠવાડયાંઓ સુધી બાગોને પુરું પડે છે.

## ૧૪

૧ ( ૧ ) જરથુશ્ત્રએ અહુરમજદને પુછયું: હાડમંદ દુન્યાના પેદા કરનાર, ઘણાંજ પવિત્ર મિનો ઓ અહુરમજદ ! ( ૨ ) અગર જો કોઈ 'ઊદ્ર' ને એક ફટકો મારે જેથી તેની બુદ્ધિ જતી રહે અને જીંદગી-નો અંશ છુટો થાય[1] તો (૩) એની સજા શું હોય ?

૨ ( ૪ ) અહુરમજદએ જવાબ દીધો: તે ૧૦૦૦૦ ફટકા અસ્પો ચોચરનથી, ૧૦૦૦૦ પરોણીથી મારે.[2] ( ૫ ) અહુરના આતશને માટે સારી રીતે તપાસેલી,[3] સુકકી અને કઠણ ૧૦૦૦૦ કાઠીઓના ભાર દિનની સરત મુજબ અને પોતાનાં રવાંન માટે તોજેશ દાખલ તે લઈ જાય.

---

૧. અસલ લખાંણમાં અત્રે "૧૦૦૦ કુત્રા અને ૧૦૦૦ કુત્રીઓ સાથે " એવા સબદો ઉમેરેલા મલેછે; પણ તે ફર્ગરદ ૧૩નાફ ૧૬૮ માંથી ભુલમાં અતરે મેલાયલા છે.

૨. [ સરેહ કરનાર જણાવે છે કે, તે ધણી ૫૦ તનાફુર ગુનાહ કરેછે. જો તેનથી બની શકે તો અવસ્તામાં કહયું છે તેમ તે તોજેશ કરે અગર નહીં તો એક સંપૂરણ યજશને કરવી; તે દવાજદેહ હોમાસ્ત કરાવે.—તરજુમો કરનાર. ]

૩ એટલા માટે કે, તે કાયદાસરની અને કાંઇબી ગલીચી વિનાની હોય.

૩ (૬) સુખડ, લોબાંન, અગર, દાડમડી યા બીજા કોઇ સુગંધી છોડવાનું નરમ લાકડું દીનની સરત મુજબ અને પોતાનાં રવાંનને માટે તોજેશ દાખલ અહુરના આતશ માટે તે લઇ જાય.

૪ (૭) તે દશ હજાર બર્સમો કાયદા મુજબ બાંધીને તૈયાર કરે. (૮) પવિત્ર પાણીઓને અર્પણ કરવા માટે એક મોબેદને હાથે સારી રીતે ગાળીને પવિત્ર કરેલાં દુધ (જીવાંમ) તથા હોમ સાથે તેમજ મોબેદને હાથે હધાનએપત (દાડમડી) નાં ઝાડની દાંખલી સાથે મેલાઇને પવિત્ર કરાયલા ૧૦૦૦૦ 'જઓથ્રઓ' ને પુરાં પાડે; દિનની સરત મુજબ અને પોતાનાં રવાંન માટે તોજેશ દાખલ તે તેમને પુરાં પાડે.

૫ (૯) પેટે ફસડતા ૧૦૦૦૦ સાંપને મારી તે નાંખે ; (૧૦) કુત્રાના આકારનાં ૧૦૦૦૦ સાંપને મારી નાંખે, (૧૧) તે ૧૦૦૦૦ વીંછું[1] મારે; (૧૨) જમીન ઊપર રેહેતા ૧૦૦૦૦ દેડકાને મારે; (૧૩) પાણીમાં રેહેતા ૧૦૦૦૦ દેડકા તે મારે; (૧૪) અનાજનો નાશ કરનાર ૧૦૦૦૦ કીડીઓ તે મારે; (૧૫) એક હારમાં ચાલતી નાહાની પણ ઘણી ખરાબી કરતી ૧૦૦૦૦ કીડીઓ તે મારે.

૬ (૧૬) તે કાદવમાં રેહેનાર ૧૦૦૦૦ પાટલાઘોને મારી નાંખે ; (૧૭) વિક્રાળ દેખાવના ૧૦૦૦૦ કીડાને મારે ; (૧૮) (બરેશ્નુમની ક્રિયા વખતે) રિમનોને કામ આવતા જમીનના ૧૦૦૦૦ ખાડાતે ખોદે. (૧૯) પોતાનાં રવાંન માટે તોજેશ દાખલ આતશને માટે કામ આવે એવાં સાત જોડી હથ્યારો (નીચે જણાવવા મુજબનાં) ભલી દીનને અનુસરીને દીનદાર મરદોને[2] તે આપે.

૭ (૨૦) આતશ રોશણ રાખવા માટેની ઘટતી કાઠીઓ, કીમતી કાઠીઓ, પવિત્રાઈ આપનારાં (૨૧) સલગેલા ઈંગાર લઈ જવા માટેનાં (હથ્યારો), (૨૩) આતશની રોશણી વધારવાની ધમંન (યા પંખો), જે તળયાંમાં પોહોલો, ઉપરના ભાગમાં સાંકડી હોય;

---

૧. [એરવદ રબાદી તથા બીજા કેટલાક એનો અર્થ કાચબા કરે છે.--તરજુમો કરનાર.]

૨ [આતશબેહરાંમના બોય દેનારને.--તરજુમો કરનાર.]

(૨૪) ઘણીજ તીક્ષણ ધારવાળો કોદાલી, ઘણીજ તીક્ષણ ધારવાલો કરવતી કે જેની મારફતે માજદયનો અહુરમજદના આતશ માટે કાઠી મેલવે છે. (૨૫) પોતાના રવાંન માટે તોજેશ દાખલ ભલી દીનને અનુસરીને દીનદાર મરદોને તે (ચીજો) તે આપે.

૮ (૨૬-૨૭) અથોરનાનને (કામ આવતાં) તમામ હથ્યારો દિનદાર મરદોને (યાને અથોરનાનોને) ભલી દીનને અનુસરીને પોતાનાં રવાંન માટે તોજેશ દાખલ આપે, (૨૮) જેવાં કે, છરી,[1] જીવાંમનું કુજ્યું,[2] પદીતિદાંન (પદાંન),[3] (૨૯) નુકશાંનકારક જાનવરોને મારી નાંખવા માટેનું લોખંડનું હથ્યાર, સ્રઓષોચરન, (૩૦) અને ગાલેલો રસ ધરાવનાર[4] કુલ્યું, દીનના ફર્માન મુજબની ખાંડણી, હોમની રકાબી,[5] અને બર્સમ.

૯ (૩૨) દીનદાર પેહેલવાંનોને દીનની શરત મુજબ તમામ હથ્યારો આપે (૩૩) કે જે પેહેલવાંનો માટે લાયકનાં હોય.[6] (૩૪) જેમાંનુ પેહેલું નેજો, બીજું તરવાર, ત્રીજું ગુરૂજ, (૩૫) ચોથું કામઠું

---

૧ બર્સમ કાપવા માટેની.

૨ એને ગોશ્તેદાંન કહેછે. એમાં બકરીનું દૂધ રાખવામાં આવેછે.

૩ [ આપણા મોબેદો પદાંન રાખેછે કે તેથી મોહોમાંની કોઈબી ગલીઝ ચી પવિત્ર આલાતો ઊપર ઊડે નહીં તેજ મીસાલે આરકોનાના સ્લૅવોન્યન પાદરીઓને પણ છીંક આવતી વખતે યા દમ લેતી વખતે મંદીરની બાહાર જવું પડતું હતું કે તેથી મંદીરમાંનો દવતો અપવિત્ર થાય નહીં—તરજુમો કરનાર. ]

૪ [ એમાં હોમ તથા દાડમડીની પાતરી ખાંડણીમાં કુટીને તેનો રસ ગાલીને નામવામાં આવે છે.—તરજુમો કરનાર. ]

૫ [ એ રકાબી નવ આંધલાંવાલી હોય છે અને એની મારફતે હોમનો રસ ગાલવામાં આવે છે.—તરજુમો કરનાર. ]

૬ [ આ હથ્યારો જે નીચેના ફકરાઓમાં જણાવ્યાં છે તે હૅરોદોતસે ઇરાંનીઓ તથા મીદયનોનાં જે હથ્યારો પોતાની ૭મી કેતાબના ૬૧, ૬૨ માં ફકરાઓમાં વર્ણવ્યાં છે તેને મલતાં છે, તથા હખમની અને સાસાન્યન વખતના સ્થંભોમાં તેની નીશાંન મલે છે. એ હથ્યારોનો પેહેલો ભાગ હુમલો કરવાને લગતાં અને બીજો ભાગ બચાવ કરવા માટેનાં છે.—તરજુમો કરનાર. ]

(૩૬) પાંચમું બાંધપતા તથા લોખંડના તીસ તીર સાથની ઘાલ, (૩૭) છઠું બાજુ જેટલી લાંબી તાંતની દોરી તથા ગોફનના ૩૦ પથ્થર સાથની ગોફન (૩૮) સાતમું બખ્તર, આઠમું 'કુઈરિ' (બખ્તરની સાથે બાંધવામાં આવતો ગરદન પટો), (૩૯) નવમું પેહેલવાનોનું પઈતિદાંન (ચોલ્લો), દશમું લડાઇની ટોપી, (૪૩) અગ્યારમું કંમરબંધ, બારમું પગનું બખ્તર.

૧૦ (૪૧-૪૨) દીનદાર ખેડુતોને ભલી દીનની સરત મુજબ પોતાનાં રવાંન માટે તોજેશ દાખલ તેમને લાયકનાં સઘલાં હથ્યારો આપે. (૪૩) એ હથ્યારો નીચે મુજબ છે: હલ, (૪૪) બલદને હલ સાથે જોડવાની ઝુસરી, (૪૫) બલદોને ચલાવવા માટેની પરોણી, (૪૬) પથ્થરની ખાંડણી, (૪૭) અનાજ દલવાનો ઘંટી,

૧૧ (૪૮) કામ કરનાર (બલદને) ઉશકેરવા માટેનો ચાબક, (૪૯) એક વાર સોનું, એક વાર રૂપું. (૫૦) હાડમંદ દુન્યાના પેદા કરનાર! (૫૧) રૂપું કેટલું (આપવું જોઇયે)? (૫૨) અહુરમજ્દએ જવાબ દીધો: ઘોડાની કીમત જેટલું. (૫૩) હાડમંદ દુન્યાના પેદા કરનાર! સોનું કેટલું (આપવું જોઇયે)? (૫૪) અહુરમજ્દએ જવાબ દીધો: નર ઊંટની કીંમત જેટલું.

૧૨ (૫૫) દિનદાર મરદોને ભલી દીનની સરત મુજબ અને પોતાનાં રવાંનના ફાયદા માટે વેહેતાં પાણીની એક નેહેર[1] તે મેલવી આપે. (૫૬) હાડમંદ દુન્યાના પેદા કરનાર! આ ઝરો કેટલો મોટો હોવો જોઇયે? (૫૭) અહુરમજ્દએ જવાબ દીધો: તે એક ફુટ જેટલો ઊંચો અને લાંબો હોવો જોઇયે.

૧૩ (૫૮) તે દીનદાર મરદોને પોતાનાં રવાંન માટે તોજેશ દાખલ ભલી દીનની સરત મુજબ ખેડવા લાયક અને ખેતીનો એક જમીન આપે. (૫૯) હાડમંદ દુન્યાના પેદા કરનાર! તે જમીનનો વીસ્તાર કેટલોક હોય? (૬૦) અહુરમજ્દએ જવાબ દીધો: પાણી (ની વેંહે-

---

૧. ઇરાંનની રેતાલ જમીનમાં એવી નેહેરો ઘણી કીમતી થઇ પડે છે; ત્યાં નેહેરો વીના જમીન ઉજડ રહે છે.

તી નેહેર) બે વાર ચલાવ્યાથી (બે વાર વેહેતી કરવાથી) જ્યાં સુધી તે પાણીનો છેડો જઈ પોહોંચે ત્યાં સુધીની (જમીન તેને આપે.)

૧૪ (૬૧) દીનદાર મરદોને ભલી દીનની સરત મુજબ પોતાનાં રવાંન માટે તોજેશ દાખલ બલદોના તબેલા (તરીકે કામ આવે એવી) તાજા ઘાસ ચારા સાથનો એક ઇમારત તે આપે.[1] (૬૨) હાડમંદ દુન્યાના પેદા કરનાર ! એ ઇમારત કેટલી મોટી હોવી જોઇયે? (૬૩) અહુરમજ્દએ જવાબ દીધો : ઊપલા ભાગમાં બાર, વચલા ભાગમાં નવ અને નીચલા ભાગમાં છ 'વીતાર' જેટલી તે હોવી જોઇયે. (૬૪) દીનદાર મરદોને ભલો દીનની સરત મુજબ પોતાનાં રવાંન માટે તોજેશ દાખલ ગાદી સાથનું બીછાવેલું પ્રકાશીત તખત તે આપે.

૧૫ (૬૫) દીનદાર મરદોને પોતાનાં રવાંન માટે તોજેશ દાખલ ભલી દીનની સરત મુજબ શરિરમાં ખાપન વિનાની અને કુમારી છોકરીને (બાયડી તરીકે) મેલવી આપે. (૬૬) હાડમંદ દુનયાના પેદા કરનાર તે જુવાંન છોડી કોણ હોવી જોઇયે? (૬૭) અહુરમજ્દએ જવાબ દીધો : તે (છોડી) તે શખ્સની બેહેન યા બેટી હોવી જોઇયે; તેણી સારી આબરૂની, કાનમાં હલકા સાથની અને પંદરથી વધુ વરસની ઉમરની[2] હોય; તે તેણીને એક અશો મરદ સાથે પરણાવે.

૧૬ (૬૮) દીનદાર મરદોને પોતાનાં રવાંનનાં ફાયદા માટે ભલી દીનની સરત મુજબ ૧૪ નાહાનાં ઢોર તે આપે; (૬૯) તે ૧૪ કુરકુરયાંને ઊછરે; (૭૦) વેહેતાં પાણીના ઝરાઓ ઊપર (પસાર થવા માટે) ૧૪ પુલ તે બાંધે.

૧૭ (૭૧) તેઓ પડતલ પડેલી અઢાર જમીનોને ઘાસ ચારા સાથની સારા નીભાવવાલી કરે; (૭૨) ચામડીનાં દરદવાલાં, અપવિત્ર અને

---

૧. 'નવ હાથ' શબ્દ પાછલથી વધારેલો છે. એનો 'નવ કોઠરાં સાથની' ઇમારત એવો અરથ એરવદ રબાદી કરે છે.

૨. આ ફકરામાં જણાવેલા તત્વો હીંદુસ્તાનના પુરાતમ કાયદાઓમાં પણ મલે છે. તેમાં પણ એક ભાઇ પોતાની બેહેનને લગનમાં આપી શકે છે: લગનનાં સાટાંમાં કન્યા સાથે દાગીના પણ એક અગતનો તત્વ હોય છે. (જુઓ મનુ, ૩,૨૭, ૨૮; ૫, ૧૫૧.)

કોહેલાં અઢાર કુત્રાંઓને તથા તેમનાં શરીર ઉપર જે ઘણીજ ખરાબ કોહોવાતની જણસો હોય તે સાફ કરી પવિત્ર કરે. (૭૩) અઢાર દીનદાર મરદોને તે ગોસત, રોટલી, દારૂ અથવા શરાબ પુરો પાડે.

૧૮ (૭૪) જે દીનદાર મરદ (ફર્માવેલી તોજેશ) સંપૂર્ણ કરે તેને માટે એવો પસ્તાવો છે, એવી તોજેશ છે. (૭૫) જે તોજેશ નથી કરતો તેને માટે એ નથી, (૭૬) તે તો ખચ્ચીત દ્રુજેનાં રેહેથાનમાં વાસો કરશે.

## ફર્ગરદ ૧૫.

**૧. ગુનેહગારોને પેશોતનુશ બનાવનાર ગુનાહ. §§ ૧–૨૯.—૨. નીતીની વીરૂદ્ધ કરેલા ગુનાહોનાં સંબંધમાં ઠરાવેલાં જુદાં જુદાં ફર્માનો; બાપો ઉપર નાખેલી ફરજો. §§ ૩૦–૬૦.—૩. કુત્રાઓ તથા કુરકુરયાંઓની સંભાલ અને તેને માટેના જોખમદાર શખસો; એ સંભાલ લેવાની મુદત. §§ ૬૧–૧૨૬. એક કુત્રા સામે ખરાબ વર્તણુક ચલાવવાની સજા §§ ૧૪૦–૧૪૨.**

આ ફર્ગરદ ધરમને લગતા ફોજદારી કાયદાનો એક સફો છે એમ કહી શકાય. સરૂઆતમાં કદાચ દીવાંની સત્તાવાલાઓએ એ કાયદાને મંજુરયાત આપી હશે, પણ વધુ સંભવીત એ દીસે છે કે. દીનદાર મજદયસ્નીઓનાં અંતઃકરનના ઉપરજ એને મેલેલો હતો. આ ફર્ગરદના પેહેલા ભાગમાં દિનદાર લોકો પેશોતનુશ શાથી થાયછે તેનું વર્ણનછે; એ ગુનાહ શું છે તે આગળ ચાલતાં જોવામાં આવશે.

ખચ્ચીત પેહેલા તથા બીજા ભાગની રચનાના મોટા ભાગનું ડાહપણ ભુલી જવાય નહીં, પણ તેમની સાથે થોડીજ વખાણ લાયકની જે બીજી બાબદો આવે છે તેથી દલગીરી ભરી રીતે એ ભાગો ખરાબ હાલતમાં મેલાય છે. જે કોઇ એક દીનદારને નાસ્તીક બનાવે તે અને જે કોઇ એક કુત્રાને ઘણું સખત હાડકું આપે તે એ બંને એક સરખા પેશોતનુશ છે; વળી બાનુઓ ઉત્પતી કરતાં કુત્રાઓ માટે દીનમાં વધુ કાલજી બતાવવામાં આવે છે.

આ ફર્ગેરદમાં કેટલીક અવ્યવસ્થા છે જે બતાવે છે કે, તે તેની પુરાતમ હાલતમાં નથી. §§ ૫૧ અને ૫૪માં જે બાબદ છે તે તુટેલી લાગે છે. બે ઘણીજ જુદી બાબદો વચ્ચે § ૬૦ ઘણીજ ખરાબ હાલતમાં મુકાયો છે;. સેવટનો ભાગ બદલાયલો માલમ પડે છે.

ફર્ગરદ ૧૫ મીનાં ઘણાંક ફરમાનો બહુ પુરાતમ વખતનાં માલમ પડેછે

## ૧૫

૧ (૧) આ પૃથ્વીપર જે કામો કરવામાં આવેછે તેમાંનાં કેટલાંક એવાં હોય છે (૨) કે જે એકવાર કરવામાં આવે અને તે પસ્તાવાથી અથવા તોજેશથી ફીતતાં નથી (૩) અને તે કરનાર પાપી તથા પૅષોતનુશ્ થાય છે?

૨ (૪) અહુરમજ્દએ જવાબ દીધો, ઓ જરથુશ્ત્ર ? તે પાંચ કામો છે (૫) એ બુરાં કામોમાંનું પહેલું કે જે માણસો કરેછે તે (૬) તે (તે માણસનું કામ) છેકે જે એક દીનદાર મરદને બીજા મહજબમાં, બીજા ફતવામાં, હલકી જાતની ક્રિયાઓમાં લઈ જાય છે,.(૭) અને જે (પોતાના ગુનાહથી) વાકેફગાર હોવા છતાં જાણી જોઇને (તે-ગુનાહામાં) મંડયો રહેછે (૮) તે કામથી તે માણસ પાપી અને પૅષોતનુશ્ થાય છે.

૩ (૯) એ કામોમાંનું બીજું જે માણસો કરેછે તે (૧૦) તે (માણસનું છે) જે ગોસપંદોને અથવા ઘરોની જાલવણી કરનાર એક કુત્રાને ચાવવાને માટે મુસ્કેલ પડે એવું હાડકું અથવા અતિષય ગરમ દાઝી જાય એવો ખોરાક આપે છે.

૪ (૧૧) જો એ હાડકું તેના દાંતોમાં ભરાઇ જાય અથવા તેના ગલાંમાં ખુંટી રહે (૧૨) અથવા આ ગરમ ખોરાક તેના મોંઢાને અથવા જીભને દઝાડે (૧૩) અને કાંઈ સખ્ત ઇજા તેને થાય, (૧૪) જો તે જખમી થાય તો તેથી (૧૫) તે માણસ પાપી અને પૅષોતનુશ્ થાયછે.

૫ (૧૬) એ કામોમાંનું ત્રીજું જે માણસો કરેછે તે (૧૭) તે (માણસનું છે) કે જે હંમેલદાર કુત્રીને મારે છે અથવા તેને ધાસ્તીથી દોડાવે છે, મોટી બુમ મારે છે અથવા તેના ઊપર પગ ઊંચકે છે.[1]

---

૧. પેહેલ્વીવાલો એનો અર્થ 'હાથ ઊપર હાથ મારી ટાલી પાડે' એવો કરે છે.

૬ (૧૮) જો તે કુત્રી (નાહાસવા જતાં) એક ખાડામાં, અથવા એક હોજમાં, અથવા એક કોતરમાં, યા નદીમાં અથવા નેહેરનાં પાણી-માં ટુટી પડે (૧૯) અને તેણીને કોઈ અકસમાત બને, (૨૦) જો તેણી તેથી જખમી થાય તો (૨૧) તે માણસ પાપી અને પેંષોતનુશ થાય છે.

૭ (૨૨) આ કામોમાંનું જે માણસો કરે છે તે (૨૩) તે (માણ-સનું છે) કે જે દસ્તાનની નીશાંન, ચોન્હવાલી અને લોહી વેહેતો ઓરત સાથે સંબંધ કરે છે, (૨૪) એવાં કામથી તે પાપી અને પેંષો-તનુશ થાય છે.

૮ (૨૫) એ કામોમાંનું પાંચમું જે માણસો કરે છે (૨૬) તે (તે માણસનું છે) કે જે એક ગર્ભવંતી ઓરત જેણીને દુધ થયું હોય, અથવા જેણી પેહેલીવારની હંમેલદાર હોય અને દુધ થયું ન હોય તેની સાથે સંબંધ કરે (૨૭) અને તેથી તેણીને નુકશાંન થાય, (૨૮) જો તે ઓર-તને તે (કામ) થી કાંઇક ઇજા પોંહોંચે તો (૨૯) તે માણસ પાપી અને પેંષોતનુશ થાયછે.[1]

૯ (૩૦) જો કોઇ એક જુવાન છોડીની નજદીક પોંહોંચે (૩૧) જે છોડી સત્તા હેઠલ[2] હોય અથવા ન હોય, (૩૨) અદરાવેલી યા નહીં અદરાવેલી હોય અને તેણીને (તેમ છતાં તે) માતા (હંમેલદાર)

---

૧. [ સરેહ કરનાર જણાવે છે કે, એક ઓરતને હંમેલ રેહેવાને ચાર મહિનાને વીસ દીવસ થવા પછી તેણી સાથે સંબંધ કરવો નહીં. ઓરતને દુધ બંધાય એટલે તેણી સાથે સંબંધ નહીં કરવો અગર નહીં તો હંમેલ તેથી ટુટી પડે છે. વલી એક ઓરત હંમેલદાર થવા પછી તેણીનો ભરથાર ગુજ-રે તો હંમેલથી છુટવા આગમચ અને તે બાલકને લાયક તરતીબ હેઠલ મેલવા આગમચ તેણીએ બીજો ભરથાર કરવો નહીં.—તરજુમો કરનાર.]

૨. અહીં માબાપની સત્તાનો સવાલ છે. લેગાંદ એને શિક્ષકની સતાનો સવાલ ગણે છે પણ તે બનવા જોગ નથી. આર્ય લોકોની ઓરતો હંમેશ પ્રથમમાં પોતાના બાપ, બાપના મરણ પછી ભાઇ, ભાઇ પછી એશીઓ અને તે પછી પોતાના દીકરાઓના હુકમ અને રક્ષણ હેઠલ રહે છે. (જુઓ મનુ ૫ ૧૪૭-૧૫૧).

બનાવે (૩૩) તો તે છોકરી માણસોની બીહીકથી અને પોતાની હા-
લતની વિરૂધ (યાને પોતે હંમેલવાલી છે તે છુપાવવાને) પાણીમાં યા
ઝાડપાંન ઊપર ચાલે નહીં.[1]

૧૦ (૩૪) જો પોતાની (હંમેલની) હાલત છતાં અને માણસોની
બીહીકથી તેણી પાણીમાં અથવા ઝાડપાન ઊપર જાય તો (૩૫) તેણી
ભયંકર અપ્રાધમાં આવશે.[2]

૧૧ (૩૬) સત્તા હેઠલની અથવા નહીં સત્તા હેઠલની, અદરાયલી
અથવા નહીં અદરાયલી એક છોડી સાથે કોઇ સંબંધ કરે અને તેણીને
માતા બનાવે તો (૩૭) તે ઓરતે માણસોની બીહીકને ખાતર હંમે-
લને નુકશાંન કરવું નહીં.

૧૨ (૩૮) કારણ કે જો તે છોકરી લોકોની ધાસ્તીથી પોતાના
હંમેલને ઇજા કરે તો (૩૯) તેણીની અપવિત્રાઈ તેણીનાં માબાપને
પોહોંચેછે, હંમેલને કરવામાં આવેલાં નુકશાંનનો બોજો માબાપને
માથેછે અને તેઓ તે ભયંકર અપરાધ માટે બઓધવર્શતની સજા ખમી
તોજેશ કરે.[3]

---

૧ યાને તેની કોઇ દવાદારૂ ખાઇને હંમેલ તોડે નહીં.

૨ [ સરેહ કરનાર જણાવે છે કે, હંમેલ તોડવાની દવાઇ કરનારની
જગા દોજખમાં છે અને તે કરનાર મરગરજાંની છે. તેણીએ પ્રથમ જના-
કારી કરાવી એ એક પાપ છે અને પછી હંમેલ પાડવા જવું એ બીજું
પાપ છે. જો તેણી સાથે જબરીથી જનાકારી કરવામાં આવી હોય અને જો
જનાકારી કરનાર મરદ તેણીની શરમ દુર કરવા માગતો હોય તો તેણે તેણીના
બાપ, મા, બેહેનો, ભાઇઓ, ભરથાર, નોકરો, ગુલામો અને ઘરધણી તથા
ઘર ધણયાણીને ભેગાં કરી જણાવવું કે, 'આ ઓરતને મારેથી હંમેલ
રહયા છે અને હું તેથી ખુશી છું;" અને તેઓએ જવાબ દેવો કે, "અમ-
ને તે ખબર છે અને અમે ખુશી છીયે કે તેણીની શરમ દુર થઈ છે," અને
પછી તે તેણીનો એક ભરથાર મીસાલે નીભાવ કરે.—તરજુમો કરનાર. ]

૩ [ સરેહ કરનાર લખે છે કે, તે છોકરીને બગાડનાર ધણીએ તેણી-
ને પોશણ માટે ૩૦૦ દીરમ આપવા અને તે બાલકને તે ધણી પોતાના સ-
વાધીનમાં લેઈ પોશણ કરે. ]

૧૩ ( ૪૦ ) અગર કોઈ શખ્સ એક છોડી સાથે સંબંધ કરે, ( ૪૧ ) કે જેણી સત્તા હેઠલ હોય કે ન હોય, અદરાયલી હોય કે ન હોય અને તેણીને તે માતા બનાવે, અગર તેણી જાહેર કરે કે તે બાલક ( હંમેલ ) તે માણસનું છે; ( ૪૨ ) અને અગર તે શખ્સ એમ બોલે કે જા અને એક બુઢ્ઢી ડોશીની ( દાઇની ) સલાહ લે ( કે તેણી તારા હંમેલ તોડી પાડી આપે; )

૧૪ ( ૪૩ ) અગર તે છોડી કોઇ બુઢ્ઢી ડોસી પાસે જાય અને તેણીની સલાહ લે, ( ૪૪ ) અને તે ડોસી ઝેર લાવે, ( ૪૫ ) હંમેલને મારી નાખવા માટે, અથવા તેને હાંકી કાહાડવા માટેની કોઇ ઘટતી દવા અથવા ઘટ્તો પાલો લાવે, ( ૪૬ ) અને ( તે છોડીને ) કહે તે બાલકથી તું ચોખી થા, ( ૪૭ ) અગર તે છોડી તે બાલકથી ચોખી થાય ( યાને તે હંમેલને ઝેરી દવાથી તોડી પાડે ) તો, ( ૪૮ ) તે ( હંમેલ ) રાખનાર ) શખ્સ, તે છોડી અને પેલી ડોસી આ અપરાધ માટે એક સરખાં ગુનેહગાર છે.[1]

૧૫ (૪૯ ) અગર એક શખ્સ એક છોડી સાથે સંબંધ કરે, ( ૫૦ ) કે જેણી સત્તા હેઠલ હોય યા ન હોય, અદરાયલી હોય યા ન હોય અને તેણીને માતા બનાવે તો બાલક દુન્યામાં આવે ત્યાં સુધી તે તેણીનો રક્ષણ કરતા થાય.

૧૬ ( ૫૧ ) અગર જો તે તેણીનું રક્ષણ કરનાર ન થાય ( ૫૨ ) અને લાયક રક્ષણની ગેરહાજરીમાં તે બાલક મરણ પામે તો ( ૫૩ ) તે બાલકની થયલી ખરાબી માટે તે 'બઓધોવર્શ્ત'ની સજા ખમીને તોબેશા કરે.

૧૭ (૫૪) હાડમંદ દુન્યાના પેદા કરનાર ! અગરજો તે ઓરત સુવાવડી થાય તો (૫૫) મજ્દયસ્નાનોમાંનો કોણ તેણીનું પોષણ કરે ?

૧૮ (૫૬–૫૭) અહુરમજ્દએ જવાબ દીધો: એક છોડી જે સત્તા હેઠલ હોય યા ન હોય અદરાયલી હોય યા ન હોય તેણી સાથે જે કોઈ સંબંધ કરી તેણીને માતા ( હંમેલદાર ) બનાવે તો બાલક દુન્યામાં બાહાર આવે ત્યાં સુધી તે તેણીનો ગુજારો કરે; (૫૮) અગર તેણીનો

---

[૧ સરેહ કરનાર કહે છે કે, તે હંમેલદાર ઓરતને પથ્થર મારવા નહીં, ડાંહાંમ દેવા નહીં, તેમજ હંમેલ તોડી પાડવા નહી.—તરજુમો કરનાર.]

ગુજારે નહીં કરે તો (૫૯) સઘલી બે પગવાલી અને ચાર પગવાલી માદાઓનો તેના માથે દોશ છે (યાને તેમને જે અકસમાત બને તે માટે તે અપરાધી છે.)

૧૯ (૬૦) બે પગવાલી માદા તે છોકરી અને ચાર પગવાલ તે કુત્રી છે.

૨૦ (૬૧) અગર એક કુત્રી હમેલદાર થાય તો (૬૨) મજ્દયશ્નાનોમાંના કોણથી તેણીને પોશાણ મલવું જોઇયે ?

૨૧ (૬૩) અહુરમજ્દએ જવાબ દીધો : જે ઘણીનું ઘર તેણો જે જગાએ (બ્યાવાસુતી હોય તે જગાનો) ઘણીજ નજદીકમાં હોય તે ઘણીની ફરજ છે. (૬૪) તે ઘણીએ તેણીનું પોશાણ કરવું જોઇયે તથા તેણીના કુરકુરયાં બાહાર દુન્યામા આવે ત્યાં સુધી તેણીનું રક્ષણ કરવું જોઇયે.

૨૨ (૬૫) જો તે તેણીને પોશાણ ન આપે (૬૬) અને જો લાયક પોશાણની ગેરહાજરીથી એ કુરકુરયાંઓને કાંઈ અકસમાત બને તો (૬૭) તેણે જે એ ખોટું કામ કરયું તે માટે બઓઘોવરશ્તની સજાથી તેણે તાજેશ કરવી. [1]

૨૩ (૬૮) હાડમંદ દુન્યાના પેદાકરનાર ! જો તે કુત્રી બ્યાવા માટે ઊંટના એક તબેલામાં આવે તો (૬૯) કોણની કનેથી તેણીએ પોશાણ મેલવવું જોઇયે. ?

૨૪ (૭૦) અહુરમજ્દએ જવાબ દીધો : જે ઘણીએ તે તબેલો બંધાવ્યો હોય તેની કનેથી. (૭૧) તેની કનેથી તેણીએ પોશાણ લેવું, (૭૨) કુરકુરયાં બાહાર આવે ત્યાં સુધી તેણે તેણીનું રક્ષણ કરવું જોઇયે.

---

૧ [સરેહ કરનાર જણાવે છે કે, જે ઘર નજદીક કુત્રી બ્યાવા બેઠી હોય તે ઘરનો ઘણી તેની પરવરસ કરે અને જયારે તે સગ મરણ પામે ત્યારે ઘર ઘણી તેને ઊંચકાવી પહરેજ કરાવે. તે ઘણીએ ઓછામાં ઓછી ત્રણ રાત સુધી તેની પરવરસ કરવી અને પછી જો તે ઘણી વધુ માવજત કરવાને અશક્ત હોય તો તે માટે તેણે કોઈ માતબર પુરૂષને અરજ કરવી. પણ શકતી હોવા છતાં બીજાંને સોંપવા જવું બહુ કામ નથી.—તરજુમો કરનાર.]

૨૫ (૭૩) અગર તે પોશાણ નહીં કરે, (૭૪) લાયક ખોરાક ન મળવાથી એ કુરકુરયાં નુકસાન પામે તો (૭૫) તેણે એ ખોટું કામ કરયું તે માટે બએોધોવરશ્તની સજાથી તેણે તોજેસ કરવી.

૨૬ (૭૬) હાડમંદ દુન્યાના પેદા કરનાર! અગર જો તે કુત્રી વ્યાવા માટે ઘોડાના તબેલામાં આવે તો (૭૭) કોણની કનેથી તેણીએ પોશાણ મેલવવું જોઇયે ?

૨૭-૨૮ (૭૮-૮૩) જુઓ ૨૪-૨૫(૭૦-૭૫)

૨૯ (૮૪) હાડમંદ દુન્યાના પેદા કરનાર જો તે કુત્રી વ્યાવા માટે ગાય બલદના તબેલાઓમાં આવે તો (૮૫) તેણીએ કોણની કનેથી પોશાણ મેલવવું જોઇએ ?

૩૦-૩૧ (૮૬-૯૧) જુઓ ૨૪-૨૫(૭૦-૭૫.)

૩૩ (૯૨) હાડમંદ દુન્યાના પેદા કરનાર! જો તે કુત્રી ઢોગેના વાડામાં વ્યાવા આવે તો ( ૯૩ ) તેણીએ કોણની કનેથી પોશાણ મેલવવું જોઇયે ?

૩૩-૩૪ (૯૪-૯૯) અહુરમજદે જવાબ દીધો તે વાડો બંધાવનાર કનેથી ઇત્યાદી જુઓ ૨૪-૨૫(૭૦-૭૫).

૩૫ (૧૦૦) હાડમંદ દુન્યાના પેદા કરનાર! અગર તે કુત્રી એક બુલંદ ઉઠાવેલાં બાંધકામ ઊપર[1] વ્યાવા આવે તો (૧૦૧) મજદયશનાનોમાંના કોણની કનેથી તેણીએ પોશાણ મેલવવું જોઇયે ?

૩૬-૩૭ (૧૦૨-૧૦૭) અહુરમજદે જવાબ દીધો : તે બાંધકામ કરનારા અથવા જેને લગતું તે હોય તેના તરફથી, ઇત્યાદી.

[જુઓ ૨૪-૨૫(૭૦-૭૫).]

૩૮ (૧૦૮) હાડમંદ દુન્યાના પેદા કરનાર! અગર તે કુત્રી એક વાડામાં[2] વ્યાવા આવે તો (૧૦૯) કોણની કનેથી તેણીએ પોશાણ મેલવવું જોઇએ ?

---

૧ [એરવદ રબાદી એનો અર્થ કીલ્લાની દેવાલ કરે છે જયારે દાકટર શપીગેલ તથા એરવદ કાંગા તેનો અર્થ ઘાસની ગંજી કરેછે, ને પાછલો અર્થ વાક્યનીબાધણી તથા ૬-૪૧ જોતાં વાજબી દીસતો નથી.—તરજુમોકરનાર.]

૨ એરવદ રબાદી ખાડાનો અર્થ ભોંયરૂં સમજાવે છે.—તરજુમો કરનાર.]

૩૯–૪૦ (૧૧૦–૧૧૪) અહુરમજ્દએ જવાબ દીધો : જેણે તે બારો બોડાવ્યો હોય અથવા જેને લગતો તે હોય તેના તરફથી, ઇત્યાદી.

[જુઓ ૨૪–૨૫(૭૦–૭૫).]

૪૧ (૧૧૫) હાડમંદ દુન્યાના પેદા કરનાર ! અગર તે કુત્રી ઘાસ ચારાની જગામાં વ્યાવા આવે તો (૧૧૬) કોણની કનેથી તેણીએ પોશણ મેલવવું જોઇયે ?

૪૨–૪૩ (૧૧૭–૧૨૨) અહુરમજ્દએ જવાબ દીધો : જે તેની ખેતી કરતો હોય અથવા જેને લગતી તે હોય તેની કનેથી, ઇત્યાદી.

[જુઓ ૨૪–૨૫(૭૦–૭૫).]

૪૪ (૧૨૩–૧૨૭) જ્યાં તે કુત્રી હોય તે જગાએ ઘાસ અથવા કોઈ બીજો પાલો જે ચટઈ તરીકે કામ આવે તે પાંથરે ઇત્યાદી.

[જુઓ ૨૪–૨૫(૭૨–૭૫).]

૪૫ (૧૨૮) (જે) મજ્દયસ્નાન(ની પનાહ હેઠલ તે સોંપાયલાં હોય તે) નાહાનાં કુરકુરયાંઓ પોતાની બાજુવાલાં અને પોતાનું ખાનું મેલવી શકનારાં થાય[1] ત્યાં સુધી તેમનો રક્ષણ કર્ત્તા થાય.

૪૬ (૧૨૯) હાડમંદ દુન્યાના પેદા કરનાર! કુરકુરયાંઓ પોતાની બાજુવાલાં અને પોતાનો ખોરાક મેલવી શકનારાં કયારે થાયછે ? અહુર-મજ્દએ જવાબ દીધો ! ઘરની આસપાસ ચઊદ વખ્ત દોડી શકવાની હાલતમાં તેઓ આવી શકે ત્યારે; (૧૩૦) એ પછી તેઓં પોતાની મર-જી પડે તેમ ઉનાલામાં તેમજ શ્યાલામાં ફરહર કરી શકે. (૧૩૧) કુરકુર-યાંઓની છ મહીના અને બાલક છોકરાંઓની[2] સાત વરસ સુધી સંભા-લ કરવી જોઇયે. (૧૩૨) (હંમેલદાર) ઓરતો ( આગલ રખાયછે તે )

---

૧ એટલે કે તેઓ પોતે પોતાનો બચાવ કરનારાં તથા પોતાનું પોશણ કરનારાં થાય ત્યાં સુધી.

૨. એ ઉપર જણાવેલાં હરાંમ ફલતથી અવતરેલાં બાલક વિષેનો ઇસારો છે.

મીસાલે (હંમેલદાર કુત્રી આગલ) અહુરમજદના છોકરા આતશની ચોકશી (રાખવી જોઇયે).[1]

૪૭ (૧૩૩) હાડમંદ દુન્યાના પેદા કરનાર! જો આ મજદયસ્નાનો કુરકુરયાં મેલવવાને માટે કુત્રાંઓનો સંબંધ કરવા ઇચ્છે તો (૧૩૪) તેઓએ શું કરવું જોઇયે?

૪૮ (૧૩૫) અહુરમજદએ જવાબ દીધો: ઢોરોને ચારો મેલવવાની જગાના વચલા ભાગમાં તેઓ એક ખાડો ખોડે, (૧૩૬) જમીન સુક્કી હોય તો અરધા પગ જેટલી અને જમીન નરમ હોય તો માણસની ઊંચાઇના અરધા ભાગ જેટલી ઊંડી તે ખોડે.

૪૯ (૧૩૭) તે કુત્રીને તેઓ બાલકો તથા આતશને લીધે બાંધે (જેથી તે તે બાલકો ઉપર હુમલો ન કરે તથા આતશને અપવિત્ર ન કરે.) (૧૩૮) ત્યાં બીજો કોઇ કુત્રો આવે ત્યાં સુધી તેની તેઓ સંભાલ કરે. (૧૩૯) તેઓ તે બીજા કુત્રાને ત્યાં આવવા દે, પછી એક ત્રીજાને આવવા દે અને તેને પેહેલા બેથી (કુત્રી અને કુત્રાથી) દુર પકડી રાખે જેથી તેઓ તેને ઇજા કરે નહી.[2]

૫૦ (૧૪૦) ...........[3]

૫૧ (૧૪૧) અગરજો કોઈ એક હંમેલદાર કુત્રીને મારે, ' જેણી ત્રણ કુરકુરયાંનો જનમ આપનાર હોય, જેણી તે કુરકુરયાં ધરાવતી હોય

---

૧. [આપણા ધરમ મુજબ એક હંમેલથી છુટેલી ઓરત આગલ એક રોશણી જારી રાખવી જોઇયેછે કે જેથી તેણીને દેવો કશી ઇજા કરે નહીં અને તેજ મીસાલે હંમેલથી છુટેલી કુત્રી આગલ પણ રોશણી રાખવા જણાવી છે.—તરજુમો કરનાર.]

૨. યાને એક કુત્રો બાહાર આવ્યા પછી બીજા કુત્રાને તે કુત્રી પાસે જવાદે. સરેહ કરનાર બાલકોને તે કુત્રાથી દુર રાખવાનું કારણ એવું બતાવે છે કે તેણી તેમને કરડે નહીં અને આતશથી દુર રાખવાનું કારણ એવું જણાવે છે કે તેણીને તેથી ઇજા ન પોંહોચે.

૩. એમાં એની પછીનાજ ફકરાનો થોડો ભાગ ભાગી તુટી હાલતમાં અહીં આવેલો છે અને તે રદ થવો જોઇએ.

જેણી તેમને જનમ આપે અને જેણી તેમને દુધ પાયછે,'[1] અને તે મારથી કમનસીબે તે માતા થયલી કુત્રીના હંમેલ ટુટી પડે, તો તે માટે ની સજા શું હોય ?

પર (૧૪૨) અહુરમજ્દએ જવાબ દીધો : પરોણીથી ૭૦૦, સ્રઓશોચરનથી ૭૦૦ ફટકા તે મારે.

## ફર્ગરદ ૧૬.

**ચોકસ સમયે ઓરતોની તરતીબ.–એ વખતે તેમની સાથે સંબંધ કરવાનો ગુનાહ.**

આ ફર્ગરદ એક ખાસ બાબદ માટે રચાયલી છે. જેની વીગત તેના પેહેલા ફકરા ઊપરથી માલમ પડેછે અને જે ચોકસ દિવસો ઉપર ઓરતોની તરતીબ કરવાને લગતી છે.

એ ફર્ગરદ સંપુર્ણ અને નીયમીત રચાયલી છે અને તેના છેલા ચાર ફકરાજ માત્ર બીજાઓ સાથે પુરતો સંબંધ ધરાવતા નથી. બીજે ઠેકાણે પણ એ ફકરાઓ આપણુને મલેછે. મજ્દના કાયદા સામે ગુનાહ અને નાફર માની કરનારાઓનાં સંબંધમાં તે એક સામાન્ય તત્વ જેવાછે. સ્પીગેલ ધારે છે કે, §§ ૨૪–૨૯ પાછલથી ઘુસાડેલાછે અને તેમનેથી બરાબર અર્થ નીકલતો નથી. શું ત્યાંથી કોઈ ભાગ જતો રહેલો લાગતો નથી ? જયારે એક કામમાં દેવોની સામેલગીરી સ્વીકારવામાં આવે ત્યારે તેમને હાંકી કહાડવાને

---

૧. આ ફકરો તરજુમો કરનારાઓને નીરાશી ઊપજાવે છે. અમે ધારીયે છીયે કે, જે શબ્દોને અમે આવી ' ' નીશાંન વચે મેલ્યા છે તે માત્ર કુત્રીના ગુણ દર્શાવવા માટે કોઈ હાથની લખેલી વન્દિદાદની નકલમાં માર્જીન ઊપર મેલેલા હશે તેને પાછલથી ભુલમાં અસલ લખાણમાં ઘુસાવી દેવામાં આવ્યા છે; અને એમ ગણી જો તે શબ્દોને બાદ કરવામાં આવે તો વાકયનો અર્થ પસંદ પડતો થાય છે. તેની સામાન્ય મતલબમાં તો કાંઈ શક નથી. 'તએચ' ને સુધારી 'યતચ' કરવાની જરૂર દીસે છે. 'બઓજદ્રિ' નો ધાતુ 'બુજ' એટલે છોડવું (પેહેલવી 'બોખ્તનો') છે.

અને તેમનાં કામને અટકાવવાને તોજેશની અને મંત્રની ક્રિયાઓ કરવાની જરૂર છે. ૨૬ કરવામાં આવેલા એ ફકરાઓ એવોજ ખુલાસો કરેછે અને તેઓ કદાચ અસંપૂર્ણ હાલતમાં હોવા છતાં આગલા ફકરાઓ (૨૨-૨૩) સાથે પુરતો સંબંધ ધરાવેછે. § ૩૦ની સરૂઆત સાથે એક નવીજ બાબદ સરૂ થાયછે.

૧૬.

૧ (૧) હાડમંદ દુન્યાના પેદા કરનાર ઓ પવિત્ર મિનો ! મજ્દયસ્નાનોનાં એક ઘરમાં એક ઓરત દસ્તાંનની નીસાંનો, ચીન્હોવાલો, લોહી વેહેતી માલમ પડે તો (૨) મજ્દયસ્નાનોએ શું કરવું જોઇયે ?

૨ (૩-૪) અહુરમજ્દએ જવાબ દીધો: (જે રસ્તેથી તે ઓરત આવજાવ કરે) તે રસ્તા ઉપરથી સઘલાં ઝાડપાન તથા આતશ માટેની કાઠીઓ[1] કાહાડી નાખે; (૫) તે ઓરતને સુક્કી ધુલથી પાંઠરેલી જગા ઉપર બેશાડે,[2] (૬-૭) અને એ જગાને તે રેહેથાનની ઊંચાઇનાં અરધા, ત્રીજા, ચોથા અથવા પાંચમા ભાગ જેટલી ઊંચી કરે.[3] (૮) કારણ કે જો

૧ આખાં ઝાડ અને કાપેલા લાકડાં વચ્ચે તફાવત રાખેલા દીસે છે: અમે તે હોય પણ અહીં બીજીવાર જે કાઠીને માટે શબ્દ છે તે આતશમાં બાલવાને લગતી છે. સદરનાં ફર્માન મુજબ મજ્દયસ્નાનોનાં ઘરોમાં એવી પુશકલ કાઠીઓ ભરી રાખવામાં આવેછે.

૨ [ સરેહ કરનાર જણાવેછે કે, દસ્તાન જે જગાએ તુરતનું સરૂ થાય ત્યાં કોઇના હાથમાં ક્રિયાની બરસમ હોય તો તે અવાત્ર થતી નથી પણ દરૂન ઇજવાની કે યજ્શ્નેની ક્રિયા થતી હોય ત્યાંથી તેણીએ પસાર ન થતાં બીજો માર્ગ લેવો. વળી તેણીને દસ્તાન આવે તે વખતે અંગ ઊપર જે કપડાં છે તે રીમન થતાં નથી; તેણીએ તે કપડાં તુરત ઉતારીને દસ્તાનગાહનાં કપડાં પેહેડવાં અને પછી ગોમેજથી કુસ્તી પાદયાબ કરે. દસ્તાન વાલી ઓરતે કોઇબી ચીજને અડકવું નહીં પણ પોતાને માટે. અલાહેદી રાખેલી દસ્તાનગાહની જગામાં તેણીએ જઇ બેસવું અને બાજ લેવી.—તરજુમો કરનાર. ]

૩ અહીં જે સવાલ છે તે કદાચ એ જગાએ એક દેવાલ બાંધવાને લગતો હશે જેથી તેણી આતશને જોઇ શકે નહીં. [ સરેહ કરનાર કહેછે કે, ઘરની વાપરવેસની જગાએથી એ જગા હલાએદી કરવી. દસ્તાનની મુદત પુરી થવા બાદ તે જગાએ જે કાંઇ હેર નસો પડયો હોય તે કાહાડી નાખી-

તેઓ તે જગાને એવી ન બનાવે તો તે ઓરત આતશને જોઈ શકે, જો તેઓ તે ન બનાવે તો તેણી રોશની ઉપર નજર કરી શકે. [1]

૩ ( ૯ ) હાડમંદ દુન્યાના પેદા કરનાર ! ( તે જગા ) આતશથી કેટલે દુર, પાણીથી કેટલે દુર, ક્રિયાથી બાંધેલી બર્સમથી કેટલે દુર, અશો મરદોથી કેટલે દુર ( હોવી જોઇએ ? )

૪ ( ૧૦ ) અહુરમજદએ જવાબ દીધો: આતશથી ૧૫ કદમ, પાણીથી ૧૫ કદમ, બાંધેલી બર્સમથી ૧૫ કદમ અને અશો મરદોથી ૩ કદમ દૂર તે જગા હોવી જોઇયે ? [2]

૫ ( ૧૧ ) હાડમંદ દુન્યાના પેદા કરનાર ! જે કોઈ ( તે ઓરતને માટે ) ખાનું લાવે તેણે તે દસ્તાનની નીશાંનવાલી, લોહી વેહેતી ઓરતથી કેટલે તફાવતે ( તે ખાનું ) પકડી ઊભું રેહેવું જોઇએ ?

૬ ( ૧૨ ) અહુરમજદએ જવાબ દીધો : જે કોઇ તેણી માટે ખાનુ લાવે તેણે તે દસ્તાનની નીશાંનવાલી લોહી વેહેતો ઓરતથી ત્રણ કદમને તફાવતે ખાનુ પકડી ઊભું રેહેવું જોઇયે.

---

ને તેને ગોમેજ તથા પાણીથી ધોય. સોરયોસ દસ્તુરે કહયું છે કે દસ્તાન ગાહની જગામાં છવાર ઓરતો દસ્તાન બેઠી હોય અને જો તે જગાને સાફ કરવામાં આવી ન હોય તો તે જગા તથા તેમાં મેલેલાં કપડાં રીમન થાયછે.—તરજુમો કરનાર. ]

૧ [ સરેહ કરનાર કહેછે કે, દસ્તાનની જગાથી ત્રણ કદમની અંદર આતશ રાખવો એ મર્ગજાની ગુનાહ છે; જો તેણી એટલાં કદમમાં આતશને કે પાણીને જોય તો તેણીએ પાંચ સ્રઓપોચરનામની સજા ખમવા જેટલો ગુનાહ કરેલો ગણાય.—તરજુમો કરનાર. ]

૨ [ સરેહ કરનાર જણાવેછે કે, દસ્તાનવાલી ઓરતની જે ચીજ ઉપર નજર ન પડે તે ચીજ ખરાબ થતી નથી. દશતુર નેશાપુરે કહયું છે કે, દસ્તાનવાલી ઓરત તરણ કદમ દુરથી નજર કરે તો તેથી તે ક્રિયાની જણસોને યા બીજા કશાંને અબાવ કરતી નથી. શાયસ્ત લાશાયસ્તમાં કહેછે કે, દસ્તાનવાલી ઓરત ઘરના ઊપલા ભાગમાં હોય અને તેની બરાબર નીચે સીધી લાઇનમાં ક્રિયા થતી હોય તો પછી તફાવત ૧૫ કદમનો હોય તો બી તે ક્રીયા રદ થાયછે, પણ જો સીધી લાઇનમાં ન હોય તો ૧૫ કદમ પુરતાં છે.—તરજુમો કરનાર. ]

૭ (૧૩) તેઓ તેણી માટે ખોરાક શામાં લઇ જાય, તેઓ તેણી માટે પીવાનું[1] શામાં લઇ જાય ? (૧૪) લોખંડ, સીસા-કે કોઈ હલકી ધાતુનાં વાસણો માં.

૮ (૧૫) તેણી માટે ખોરાક કેટલા જથ્થામાં લાવે ? તેણી માટે જવની કાંજી કેટલી લાવે ? (૧૬) બે 'દનરે'[2] જેટલી રોટલી, એક ('દનરે') જેટલું ગાલેલું પીવાનું.[3] (૧૭) અગર નહીં તો તેણીને એકદમ જોશમાં લોહી વેહેવા માંડશે.[4] (૧૮) બાલક જ્યારે ધાવી આવે ત્યારે (૧૯) પ્રથમ તેના બે હાથ ધોય (૨૦) અને પછી તેનું આખુ બદન ધોય.[5]

---

૧ અસલમાં જે શબ્દ છે તેનો અર્થ જવની કાંજી કરીને ગણયે તો એ અર્થ બની શકે. એમ કરવાથીજ પેહેલવી તરજુમાને અસલ સાથે બંધ બેસાડી શકાય. તથા વાકયને સારાં રૂપમાં મેલાય.

૨ આ માપ ૭૦૦ ગ્રેન જેટલું ગણવામાં આવેછે.

૩ 'રોટલી' માટે જંદમાં જે શબ્દ છે તે જણાયલો નથી; એ રોટલી કોઈ ખાસ જાતની બનાવેછે જેને માટે પેહેલ્વીમાં જે શબ્દ આપયોછે તે વધુ સાદો ખુલાસો કરતો નથી. "પીવાનુ" એ શબ્દ પણ મુશ્કેલછે: પેહેલ્વીમાં એનો અર્થ શરાબ કરવામાં આવેછે. સ્પીગેલ એનો અર્થ અનાજનાં બીજ કરેછે. ક્ષાઊદ્રમ શબ્દનો અર્થ સંસ્કૃત સાથે સરખાવતાં મધ થઇ શકે.

૪ [ સરેહ કરનાર જણાવેછે કે, દસ્તુર સોશ્યોસે એવું કહયું છે કે પ્રથમ ત્રણ રાતમાં તેણીને ગોસ્ત ખાવા દેવું નહીં કારણકે નહીં તો દસ્તાન જોશ પકડે છે. દસ્તાન વાલી ઓરતે એકજ જગોએ બેસવું, ખાવું અને સુવું. ખાનું ખાતી વેલા ગોમેજથી કુસ્તી પાદયાબ કરી બાજ ધરી તેણી હાથે દસ્તાના પેહેડી ચમચા વટી ખાનુ લે. દસ્તાનની ઓરત જે ખાનું પાછું આપે તે નીરૂપયોગી છે. જે વાસણમાં ખાનું તેણીએ ખાધું હોય તે નીરંગે ધોવાથી પાક થાય, પણ તે વાસણમાં મેહેરકુસ્તન બુજીદના જણાવવા મુજબ મોબેદોથી નહીં ખવાય.—તરજુમો કરનાર. ]

૫ [ સરેહ કરનાર કહેછે કે, જે કોઈ ભુલથી તેણીને અડકે તેણે નીરંગ તથા પાણીથી પોતાનાં તનને તથા કપડાંને ધોવાં. દસ્તુર સોશ્યોસે કહયું છે કે, તેણીનું બીછાણું કોઇનાં બીછાણાને લાગે તો તે બીછાણું અપવિત્ર નથી.—તરજુમો કરનાર. ]

૯ (૨૧) જો ત્રીજી રાત પછીબી તેણી લોહી વેહેતું જુએ તો ચોથી રાત પુરી થવા સુધી તેણી અર્મેસ્તગાહ (અલાહેદી જગા)માં બેશે.

૧૦ (૨૨) જો ચોથી રાત પછીબી તેણી લોહી વેહેતું જુએ તો પાંચમી રાત જવા સુધી તેણી ત્યાં બેસે. પાંચમી રાત જવા પછીબી તેણી લોહી વેહેતું જુએ તો તેણી છઠ્ઠી રાત જવા સુધી ત્યાં બેસે. છઠ્ઠી રાત જવા પછીબી તેણી લોહી વેહેતું જુએ તો તેણી સાતમી રાત જવા સુધી ત્યાં બેસે. સાતમી રાત જવા પછીબી તેણી લોહી વેહેતું જુએ તો આઠમો રાત જવા સુધી તેણી ત્યાં બેસે. આઠમી રાત જવા પછીબી તેણી લોહી વેહેતું જુએ તો તેણી નવમી રાત જવા સુધી ત્યાં બેસે.[1]

૧૧ (૨૩) જો નવ રાત જવા પછીબી તેણી લોહી વેહેતું જુએ તો એ નાશકારક ખરાબી દેવોએ પોતાની આરાધના અને કીરતી(ના વધારા) માટે ઊત્તપન્ન કરેલી હોયછે. (૨૪–૨૫) મજ્દયસ્નાનો, એટલા માટે, એક જગા (પસંદ કરીને) તે ઊપરનાં ઝાડપાન તથા આતશ માટેનાં લાકડાં કાહાડી નાખે.

૧૨ (૨૬) એ જગાએ ત્રણ ખાડા તેઓ ખોડે, (૨૭) બે ખાડા આગલ તેઓ તેણીને ગોમેજથી ધોય, એક ખાડા આગલ પાણીથી ધોય. (૨૮) જો ઊનાલો હોય તો તેઓ ખર્ફસ્તર, અનાજ લઇ જનારા બસો કીડીઓને મારે; (૨૯) શ્યાલો હોય તો અહરોમઇન્યુશનાં પેદા કરેલાં કોઈ પણ જાતનાં ખર્ફસ્તરને તેઓ મારે.

૧૩ (૩૦) હાડમંદ દુન્યાના પેદા કરનાર! જો કોઈ મજ્દયસ્નાન દસ્તાનવાલી, લોહી વેહેતો ઓરતનાં દસ્તાનને (તેના નીયમીત કાયદાથી) બંધ પાડે, (૩૧) તેની સજા શું હોય? (૩૨) અહુરમજ્દએ જવાબ

---

૧ [પેહેલવી સરેહ કરનાર જણાવે છે કે, ત્રણ રાતની અંદર લોહી બંધ થાય તોબી પાંચમા દિવસ સુધી તેણી ચોખી થાય નહીં. નવમી રાત જવા પછીબી જો દસ્તાંન બંધ નહીં થાય તો કાંઈ ફીકર નહીં તેણીએ દશમે દીવસે ચોખ્ખું થવું. દસ્તાંન બંધ થવા બાદ તે ઓરત નાહાવા જાય તે વખતે પાછું દસ્તાંન વેહેવા માંડે તો તેણીએ પાછા પાંચ દીવસ થોભવું. –હીબ્રુ કાયદામાં પણ દસ્તાનવાલી ઓરતોને માટે સાત દીવસ સુધી દુર બેસવાની હદ ઠરાવી છે.—તરજુમો કરનાર.]

દીધો: તેનાં શરીરનાં એવાં પાપી થવા માટે તે પરોણીથી ૨૦૦, સ્રઓ-ષોચરનથી ૨૦૦ ફટકા મારે.

૧૪ (૩૩) હાડમંદ દુન્યાના પેદા કરનાર! જો કોઈ શખ્સ ઘડી ઘડી જાણી જોઇને દસ્તાનની હાલતવાલી, લોહી વેહેતી ઓરતથી પોતાના શરિરને (અડકીને) અપવિત્ર કરે (૩૪) અને તે ઓરતનું દસ્તાન અને તેને લગતાં ચીનીહો દેખીતાં હોય તો (૩૫) તેને શું સજા થવી જોઇએ?

૧૫ (૩૬) અહુરમજ્દએ જવાબ દીધો: પેહેલીવાર તે તેણીની નજદીક આવે, પેહેલીવાર તે તેણી સાથે સંબંધ કરે તો તે પરોણીથી ૩૦, સ્રઓષોચરનથી ૩૦ ફટકા મારે.

૧૬ (૩૭) જો તે બીજીવાર તેણીની નજદીક પોંહોંચે, બીજીવાર તેણી સાથે સંબંધ કરે તો તે પરોણીથી ૫૦, સ્રઓષોચરનથી ૫૦ ફટકા મારે, (૩૮) જો તે ત્રીજીવાર તેણી નજદીક પોંહોંચે, તેણી સાથે સંબંધ કરે તો તે પરોણીથી ૭૦, સ્રઓષોચરનથી ૭૦ ફટકા મારે. જો તે ચોથી વાર તેણીની નજદીક પોંહોંચે, તેણી સાથે સંબંધ કરે, અને સંબંધ થવાથી તેનાં વસ્ત્ર તથા તેની જાંગ દસ્તાનથી આલુદેહ થાય તો તે પરે-ણીથી ૯૦ સ્રઓષોચરનથી ૯૦ ફટકા મારે.

૧૭ (૩૯) જે કોઈ દસ્તાનની નીશાનો, ચીનીહોવાળી તથા લોહી વેહેતી ઓરત સાથે સંબંધ કરેછે તે (૪૦) પોતાના છોકરાને લોખંડ ભોકીને તેનું તન બાલી નાખે અને આતશમાં એક અપવિત્ર પ્રવાહી નાખે તેના કરતાં વધુ સારૂં કામ કરતો નથી (યાને તેનાજ જેટલો જબુન ગુનાહ કરેછે).

૧૮ (૪૧) જે સઘલાઓ દિનને માન આપતા નથી તેઓ બુરા, અને (પોતાનાં તનમાં) દ્રુજે ધરાવનારાછે; (૪૨) જે સઘલાઓ દિનનું સાંભલતા નથી તેઓ તેને માન આપતા નથી; (૪૩) જેઓ દીનના ફરમાનો મુજબ ચાલતા નથી તેઓ તેને સાંભલતા નથી; (૪૪) જે સઘલાઓનાં શરિર અપવિત્રાઇથી ભરેલાં (તનુપૅરથ અથવા પેષોતનુશ) હોય તેઓ દીન મુજબ ચાલતા નથી.

## ફર્ગરદ ૧૭.

**૧. દિનનાં ફર્માનો અમલમાં મેલવા વિના જે કોઇ નખ યા બાલ કાપે તેનો અપ્રાધ અને તે મોટા ગુનાહથી નીપજતાં નાશકારક પરિણામો, § § ૧-૯.—૨. એ કામોને લગતાં ફર્માનો તથા એ વેળાએ ભણવી જોઈતી બંદગી; એ બંદગી નહી ભણવાનાં પરીણામ. § § ૧૦-૨૯.—સેવટનો અભીપરાય, § § ૩૦-૩૩.**

આ નાહાનું પ્રકરણ આગલાં સઘલાંઓ કરતાં વળી ઘણું વિચિત્ર છે. નખ તથા બાલ કાપવાનાં કામને અહીં ઘણુંજ ગંભોર ગણ્યું છે; તેને માટે જે તાકીદ રાખવાને ફર્માવવામાં આવી છે તથા તે કામ કરવા આગમચ જે બંદગી કરવાને મજદયસ્નાનોને ફર્માવી છે તે એટલી બધી અગતની છે કે, તેમ જો ન કરવામાં આવે તો માણસ જાતનો તેમજ દુન્યાની ન્યામતોને નાશ થાય છે. બંદગી ભુલી જવાથી કાપેલાં નખ મોહોતના હથીઆર થઈ દેવોને કામ લાગે છે. તેવાં માણસનું શરિર અપવિત્ર છે અને તે અંગ્રે-મઈન્યુશની દુન્યાનો, એટલે કે દુશ્મનીની (પઇત્યારૅમ્) દુન્યાનો છે અને તેને સર્વે શકિતવાંન સાહેબની દુન્યા તથા માણસના તથા ન્યામતોના નાશ માટે બનાવેલો છે. કાપેલાં નખ તથા બાલ જેઓ તેમને અડકે છે તેમને અપવિત્ર કરે છે; તેમને દુરની એક જગામાં દાતવાની અને દેવોની અસર દુર કરનારી મંત્રની બંદગીઓ તેના ઊપર ભણવાની જરૂર છે. જર્થોસ્તી ધર્મની આગમચથી આ વિચાર ઇરાનીઓમાં ચાલતા હતા; આર્ય જમાનામાં પણ તે ચાલતા હતા અને તે આપણને હીંદુઓના શાસ્ત્ર ઊપરથી માલમ પડેછે.

§ § ૧-૮ માં બાલ તથા નખનો ભેગો સવાલ છે, પણ બાકીનામાં માત્ર નખનો સવાલ છે.

### ૧૭.

૧ (૧) જરથુશ્ત્રએ અહુરમજદને પુછયું: હાડમંદ દુનયાના પેદા કરનાર ઓ ઘણાજ પવિત્ર મિનો, આશો અહુરમજદ! (૨) કયાં નાશ-કારક કામથી દેવોનાં નાશકારક કૌવતને વધારે છે?

૨ (૩) અહુરમજદએ જવાબ દીધો: ઓ અશો જરથુશ્ત્ર! તે ત્યારે બને (૪) કે જ્યારે હાડમંદ દુન્યામાં (એક શખસ) પોતાના બાલ

હોરે છે અથવા કાપે છે, નખ લેછે, (૫) અને તે કાપેલી ચીજો (માણસોનાં) બુરાં માટે ઘરમાં તે નાખે છે.

૩ (૬) કારણ કે જ્યારે એવાં ગુનાહ ભરેલાં કામો કરવામાં આવેછે ત્યારે દેવો જમીન ઊપર ભેગા થાય છે, (૭) નુકશાનકારક જનાવરો જમીન ઊપર એકઠાં થાય છે, (૮) જે નુકશાનકારક જનાવરોને માણસો કીડા કહે છે, (૯) જેઓ અનાજના કોઠારમાંથી અનાજ તથા વસ્તરદાનમાંનાં કપડાં ખાઇ જાય છે.

૪ (૧૦) એટલા માટે, ઓ જરથુશ્ત્ર! હાદમંદ દુન્યામાં બાલ હોરતાં, બાલ કાપતાં તથા નખ ઊતારતાં તારે સંભાલ લેવો, (૧૧–૧૨) દીનદાર લોકોથી ૧૦ કદમ, આતશથી ૨૦ કદમ, પાણીથી ૩૦ કદમ, તથા દીનના તરીકા મુજબ બાંધેલી બર્સમથી ૫૦ કદમને તફાવતે તે કાપેલી અથવા ખરેલી જણસોને તારે લેઈ જવી.

૫ (૧૩) ત્યાં તારે એક ખાડો ખોડવો, જમીન સુક્કી હોય તો એક 'દિરિત'[1] જેટલી ઊંડી, (૧૪) જમીન પોચી હોય તો 'વીતશ્તિ'[1] જેટલી. (૧૫) ત્યાં (તે ખાડામાં) તે કાપેલી અથવા ખરેલી જણસો મેલવી, (૧૬) પછી, ઓ અશો જરથુશ્ત્ર! આ ફત્તેહમંદ કલામો તારે ભણવા: અત્ અપ્યાઇ અષા મજદાઓ ઉર્વરાઓ વક્ષત્ (જુઓ યજશ્નેનો હા ૪૭ મો ફકરો ૬ ઠો.)

૬ (૧૭) એ પછી ધાતુનાં હથ્યાર વટી તેની આસપાસ ત્રણ, છ અથવા નવ કસ ખેંચવા (૧૮) અને ત્રણ, છ કે નવ વખત 'અહુનવઈર્ય' પઢવી.[2]

---

૧ ['દિશ્તિ' એટલે દશ આંગલ અને 'વીતશ્તિ' એટલે બાર આંગલ.—તરજુમો કરનાર.]

૨ [પ્રોફેસર દાર્મેસ્તેતે આ ફર્ગરદ માટે જણાવે છે કે, દંતકથાઓના અભ્યાસ કરનાર માટે આ દસ્તાવેજ ઘણોજ કીમતી છે, કારણ કે એમા કદાચ તેને આખી દુન્યામાં પથરાયલા એક વેહેમનું મૂળ કે ખુલાસો ન મલે, તોપણ એ ફર્ગરદ તેને માટે સર્વેથી પુરાનો એક દસ્તાવેજ છે. મુંબઇમાંજ નહીં પણ આખી દુન્યામાં લોકો મલે છે કે જેઓ માને છે કે, બાલ તથા નખ બુરાઓના હાથમાં હથ્યાર છે. બાલતીક સમુદ્રના કીનારા ઉપર વસ્તા ઍસ્થે-

૭ (૧૯) તારાં રેહેઠાંનને છેડે તારાં આંગળાંઓથી એક ખાડો ખોદ, (૨૦) જેની ઊંડાઇ નાહાનાં આંગલાંના પેહેલા સાંધા જેટલી હોય; (૨૧) ત્યાં તે (કાપેલાં નખ)ને લઇ જા, (૨૨) અને આ ફત્તેહમંદ સુખનો બોલ: (૨૩) 'અષા વોહૂ મનહ્હા યા સ્રૂયે પરે મગઓનો.' (જુઓ યજશ્નેનો તરજુમો હા ૩૩ મો ફકરો ૭.)

૮ (૨૪) ત્યાં ધાતુનાં એક હથ્થારવટો ત્રણ, છ અથવા નવ કસ ખેંચ, (૨૫) અહુનવઇર્ય ત્રણ, છ કે નવ વખત પઢ, (અને પછી પક્ષી અષોજુશ્તને આ પ્રમાણે તું કહે) :

૯ (૨૬) ઓ અષોજુશ્ત[1] પક્ષી, અહીં, આ મારા નખ જો, (૨૭) હું તે તને ભેટ આપુંછું. (૨૮) ઓ અષોજુશ્ત! એ નખ તારે માટે માજન્દ્રયન દેવો સામે લડવા માટે ભાલા, તરવાર, કામઠાં, ગરૂડ પક્ષીનાં પીછાં વાલા તીર અને ગોફનના પથ્થર જેવાં થાય.

---

ન્યનો પોતાનાં કાપેલાં નખ જમીન ઉપર ખરી ન પડે તેની ઘણીજ સંભાલ લેછે, કારણ કે તેઓ એવું માને છે કે. સેતાન તે ઊંચકી લેઇને તે વડી તે પોતાની ટોપીની કલગીર બનાવે છે જેથી તે માણસોને નુકશાન કરવાનું પુખ્ત કૌવત ધરાવે છે સીવાય કે તેમની (નખની) ઉપર 'ક્રાસ' ની નીશાન પાડવામાં આવી હોય (કે જેમ વન્દિદાદમાં અહુનવઇર્ય ઇત્યાદી ભણવા ફરમાવ્યું છે.) ચીલ્યન પેમપાસના ગાઉસ લોકો પોતાના બાલ હવામાં ઉડારવાને બીહે છે, પણ દેવાલમાં આંધરાં પાડી તેમાં તેઓને તે મેલે છે. લીજના લોકોમાં એવો વીચાર છે કે, બાલ ફેંકી દેવા નહીં તેમજ નીખયાના સલ્યાઓમાં રેહેવા દેવા નહીં કારણ કે નહીં તો કોઇ દાકણ તેનો કબજો મેલવી તે ઉપર જાદુઇ ચલાવે.—તરજુમો કરનાર.]

[1] આ પક્ષી માટે બુન્દેહેશ નીચે મુજબનું વર્ણન કરેછે : અવસ્તા એ પક્ષી જુબાને ધરાવેછે અને તે બોલેછે ત્યારે દેવો નાહાસભાગમાં પડેછે. જો નખ તેની આગલ લઈ જવામાં આવતાં નથી તો દેવો અને જાદુગરો ઊંચકીને તે ભાલાના આકારમાં તે પક્ષી સામે ફેંકેછે. પણ જો તે તેના કને લઈ જવામાં આવેછે તો પક્ષી તે ઊંચકીને ખાઇ જાયછે અને પછી દેવો પોતાનું કામ કરી શકતા નથી. જો કોઈ તે તેની કને દુર લઈ જતો નથી તો તે પક્ષી તે ખાઇ શકતું નથી અને દેવો તેને ખરાબી કરવા માટે વાપરેછે.

ઊપલો ખુલાસો આપણને કાંઈબી નવી ખબર આપતો નથી : જો રેવાયેત ઉપર આધાર રાખયે તો એ પક્ષી ઘુવડ હોવું જોઇએ.

૧૦ (૨૯) અગરજો એ નપ્પ (અષૉજુશ્તને) અર્પણ કરવામાં ન આવે તો તે માજ્‌ન્યત દેવો માટે ભાલા, તરવાર, કામઠાં, ગરૂડ પક્ષીનાં પીછાંવાલા તીર અને ગોફનના પથ્થર જેવાં થાયછે.

૧૧ (૩૦–૩૩) જુઓ ફર્ગરદ ૧૬ ફકરો ૧૮ (૪૧–૪૪).

## ફર્ગરદ ૧૮.

૧. અહુરમજ્‌દ તરફથી જરથુશ્ત્રને મલેલાં ફર્માનઃ ૧લું, ખરા અને ખોટા દીનના પેશવાઓ, §§ ૧-૧૭; ૨જુંઃ બુરા ધર્મગુરૂ વિશે §§ ૧૮-૨૮, એવા શખ્સને ધર્મક્રિયાઓમાં ભાગ લેવા દેવાનો ગુનાહ §§ ૨૯-૩૧; ૩જું સ્રઓષનો કાસદ પરોદર્શ પક્ષી.-રાતની વેલાએ આતશની ક્રિયા, માણસોને જાગૃત થવાનો વખત.— પરોદર્શ પક્ષીઓ ભેટ આપવાથી મલતો સવાબ, §§ ૩૨-૬૯.

૨. સ્રઓષની તવારીખ.—જે ચાર ગુનાહોથી પોતાનું કૌવત વધે છે તેનું તથા તે ગુનાહોની તોજેશ કરવાની રીતોનું દ્રુજે વર્ણન કરે છે, §§ ૭૦-૧૨૧.

૩. અહુરમજ્‌દનાં વધુ ફર્માનોઃ ૧લું મજ્‌દયસ્નાનો અને જુદદીનો વચ્ચે જોડાંન કરવાનો ગુનાહ; ૨જું. અશોઈ સામેના ગુનાહોની તોજેશ કરવાને લગતી શિક્ષાઓ (§§ ૧૨૨-૧૩૨; ૧૩૩-૧૫૨.)

આ ફર્ગરદ જોતાં વાર માલમ પડેછે કે, તે એકેકથી તદન જુદા ભાગોથી રચાયલો છે. પેહેલો ભાગ જેમા આ ફર્ગરદનો સરૂઆત અને છેડો સમાયલો છે તેમાં અહુરમજ્‌દનાં ફર્માનો અપાયલાં છે; બીજો ભાગ પેહેલા ભાગની વચમાં ઘુસી ગયલો છે, જેમાં સ્રઓષ અને દ્રુજે વચ્ચે ચાલતો એક નવાઈ જેવો નાટક રૂપી દેખાવ છે જ્યાં તે બલવંત ફરે-

સ્તો અહ્રેમઇન્યુશને આરાધનારી દેવીને પોતાનાં કૌવતનાં અને તે કૌવત ટોડી પાડવાનાં સાધનોને લગતા ભેદ ખુલ્લા કરવાની ફરજ પાડેછે. આ ફર્ગરદમાં જરથુશ્ત્રના પુછવાથી અહુરમજ્દ પેહેલા પુરૂષમાં જવાબ આપેછે અને વળી તે પુછાયા વિનાના સવાલોના જવાબ આપેછે એટલુંજ નહીં પણ § ૧૮માંથી તો તે પોતે બીજા સવાલો પુછવાને માટે જરથુશ્ત્રને ઉશ્કેરે છે. શું એટલા ઉપરથી એમ વિચારી શકાય કે, એ ફકરા પછીનો ભાગ બીજા ધણીનો અને તેની આગમચના ભાગ કરતાં એક સદિ પછીનો રચાયલો છે? અમે એમ ધારતા નથી; એમ કેહેવું મુશ્કેલ ભરેલુંછે. એક લખનાર પોતાની લખવાની રૂઢીમાં ફેરફાર કરતો નથી એમ શું ચોકસ છે? શું એમ ચોકશાઇથી કહી શકાય કે, આગલા વખતમાં §§ ૧૮, ૩૨, ૧૨૨ ના જેવા આકાર વપરાતા ન હતા અને જે કેટલીક ફર્ગરદોનાં માથાં ખોહોવાયલાં છે તે ખોહોવાયલા ભાગમાં એવો આકાર નહીં મલી શકે? (દાખલા તરીકે જુઓ: ફર્ગરદો ૪, ૫, ૬, ૮, ૧૨, ૧૩). § ૧૧૧ ઉપરથી શ્પીગેલ આ ફર્ગરદનું લખાણ પાછલા વખતનું ઠરાવવા માગે છે. આ ફર્ગરદમાં તેમાંની બાબદો તરફ નજર કરતાં બીજી ફર્ગરદો સાથે સરખાવતાં મોટો તફાવત નજર પડે છે. પણ તેટલો તફાવત એ ફર્ગરદને પાછલા વખતની ઠરાવવા માટે પુરતો નથી. §§ ૧૩૫-૧૫૨ સોળમી ફર્ગરદની બાબદ સાથે પુરતા મળતા થાય છે; §§ ૧૨૨-૧૩૩ અને ૧૮-૩૨ અષેમઓધ માટે બીજે ઠેકાણે જે કાંઇ કેહેવાયલું છે તે સાથે જોડાય છે. દ્રુજે જે પેહેલો દાખલો આપે છે ત્યાંથી તે ભલા કામોનું વર્ણન કરનારા ફકરાઓ સુધીનો ભાગ તેમજ છેલા બે ફકરા ૧૫ મીને મળતા છે. સ્રઓષ અને દ્રુજે વચે વાતચીત કરાવવાની જે અસાધારણ રીત વાપડવામાં આવી છે તે ઊપરથી એમ માની શકાય કે એ બાબદને લગતા ફકરા વન્દિદાદથી જુદા લખાણને લગતા છે તો જો કે બીજી સઘળી રીતે જોતાં લખાણ વન્દિદાદને પુરતુ મલતું છે. પણ તેટલા ઉપરથી કાંઇ એ લખાણ પુરાતન નથી એવું અનુમાન કરાય નહીં. § ૧૧૯ બતાવે છે કે, તે પેહેલી ફર્ગરદના જમાનાનો છે. એ છેલી જગાઓમાં ગુનાહ નહીં માફ થઇ શકવાની બાબદ એક સરખી રીતે જાહેર કરવામાં આવી છે અને તે જાહેરનામાંને સુધારનારી યાને પાપ માફ કરાવવાની રીતોની જે વીગતો ફર્ગરદ ૩ ના §§ ૧૩૭-૧૫૧ મા ફકરાઓમાં જોવામાં આવે છે તેવું અતરે કશું જણાવયું નથી. મજ્દયશ્નાનોની તથા તે જમાનામાં વસ્તા બીજા પંથો જે કમનસીબે ઓળખાતા નથી તેમની ઘણી જાણવાજોગ રીતભાતનું વર્ણન એમાંથી મળે છે.

## ૧૮.

૧ (૧) અહુરમજ્દએ કહયું, ઓ અશો જરથુશ્ત્ર! ઘણા માણસો છે (૨) જેઓ (ધર્મગુરૂઓને લગતું) પઈતિદાંન (પદાંન) બાંધેછે અને જેઓ દીનનો એલમ ધરાવતા નથી. (૩) તેઓ જુઠી રીતે પોતાને અથોરનાન તરીકે જાહેર કરેછે. (૪) ઓ અશો જરથુશ્ત્ર! અહુરમજ્દએ કહયું, તેઓને તું અથોરનાન કેહેતો ના.[1]

૨ (૫) એ માણસો દિનનો એલમ ધરાવવા વિના 'ખ્રુફસ્ત્રોઘ્ન'[2] રાખેછે, (૬) તેઓ જુઠી રીતે પોતાને અથોરનાન કેહેવાડે છે; (૭) તેમને, ઓ અશો જરથુશ્ત્ર! અહુરમજ્દએ કહયું, અથોરનાન કેહેતો ના.[3]

૩ (૮) તેઓ (બર્સમની) દાંખલીઓ હાથમાં રાખેછે પણ દીનનો એલમ ધરાવતા નથી. તેઓ પોતાને જુઠી રીતે અથોરનાન કેહેવાડેછે; તેમને, ઓ અશો જરથુશ્ત્ર! અહુરમજ્દએ કહયું, અથોરનાન કેહેતો ના.

---

૧. [સરેહ કરનાર કહે છે કે, પદાંન કોઈબી ચીજનું હોય અને તે બે આંગલ પોહોલું હોવું જોઇએ તથા તે બેવડું હોવું જોઇએ અને તેના કસ કુસ્તી કરતાંબી મજબુત હોવા જોઇયે. પદાંન બેવડું હોવા વિના દફનની ક્રિયા થાય નહીં.—તરજુમો કરનાર.]

૨. ખર્ફસતરો અથવા નુકશાંનકારક જનાવરોને મારવાનું હથ્યાર, તે ઘણું ખરૂં ચાંમડાંનું બનાવવામાં આવતું હતું.

૩. [સરેહ કરનાર કહે છે કે, એ હથ્યાર ગમે તે ચીજનું બનાવે, પણ ચામડાનું હથ્યાર સારૂં છે. ખર્ફસ્તરો મારતી વખતે મોબેદો આ મુજબની નીરંગ પઢતા હતા; "શ્કનોમ્, વાનોમ્, નિજાર કુનોમ્ કાલ્બુદે શુમા, દેવાંન વ દ્રુજાંન વ જાદુઆંન વ પરીયાંન, પ હોમ્ વ બરૅસમ્ વ દીને રાસ્ત વ દુરૂસ્ત કે મનૂ ચાશીદ" (એટલે કે, હોમ તથાં બર્સમ તથા મને શીખવવામાં આવેલી રાસ્ત દીનથી હું તમે દેવો તથા દેવીઓ અને જાદુગરો તથા દાકણોનાં શરિર ભાંગું છું, તોડું છું, તથા મરણ પામેલાં કરૂંછું.) જુઓ મઇન્યોએ-ખર્દ બાબ ૧૭ ફકરો ૨૮.—તરજુમો કરનાર.]

૪ (૯) તેઓ 'અશ્ત્ર-મરીમ'[1] દીનનો એલમ ધરાવવા વોના રાખેછે, તેઓ જુઠી રીતે પોતાને અથોરનાન કેહેવાડેછે; (૧૦) તેમને ઓ અશો જરથુશ્ત્ર ! અથોરનાન કેહેતો ના.

૫ (૧૧) જે કોઇ તમામ રાત સુધી આરાધના કરવા વિના, (ગાથા) ગાવા વિના ઊંઘાઇ રહે, (૧૨) જે કોઈ ઠરાવેલી બંદગીઓ નહીં કરે, જે ક્રિયાઓ નહીં કરે જે દીનનો એલમ હાસલ નહીં કરે અને જીંદગીની બાહેશ મેલવવા માટે કોશેશ ન કરે,[2] (૧૩) તે ધણી પોતાને જુઠી રીતે, ઓ અશો જરથુશ્ત્ર ! અથોરનાન કેહેવાડે છે; અહુરમજદે કહ્યું, તેને તું અથોરનાન કેહેતો ના.

૬ (૧૪) ઓ અશો જરથુશ્ત્ર ! અહુરમજદે કહ્યું, તેને તું અથોરનાન કહી શકશે કે (૧૫) જે આખી રાત ડાહાપનના મિનોને પુછેછે,[3] (૧૬) જે મિનો ગુનાહોમાંથી છુટકારો કરે છે, જે મનને ખીલવે છે અને ચિન્વત પુલનો રસ્તો ખુશાલી ભરેલો કરે છે, (૧૭) જે જીંદગી અપાવે છે, અને જે પવિત્રાઇ તથા બેહેસ્તની ન્યાંમતો અપાવે છે.

૭ (૧૮) સાચાં મનથી તું મને સવાલ કર, (૧૯) હું કે જે પેદા કરનાર, અને વૃદ્ધિ કરનાર છું, હું જે ઘણોજ ડાહપનવાલો મીનો અને સવાલો પુછાતાં વધુ સારા જવાબ આપનાર છું. ( ૨૦ ) જો તું મને સવાલ પૂછશે તો તેથી તને મોટી ભલાઇ, તને પવિત્રાઇનું મૂળ મલશે.

---

૧. શ્પીગેલ એનો અર્થ સાંપ મારવાનું હથ્યાર કરે છે; હાઊગ તથા પાર્સિઓ એનો અર્થ ભોગ આપવા માટેનાં જનાવરો કાપવાની છરી કરેછે. પેહેલો અર્થ પેહેલવી સરેહને મલતો લાગેછે, પરંતુ તે ખાતરી પુરવક લાગતો નથી કારણકે તે વિષે તો § ૫ માં જણાવેલું છે. હાઊગનો અર્થ પાર્સી દંતકથાને મળતો છે અને તે વધુ સારો છે. એ શબ્દ 'મઇરીમ્' નહીં પણ 'માઇરીમ્' હોવો જોઇએ.

૨ અથવા બીજાને શીખવતો નથી. જીંદગીનો અર્થ અહીં હમેશગીનાં સુખ તરીકે સમજવો.

૩ યાને તે ડાહપણને લગતો એલમ હાંસલ કરેછે, દિન્ના ઉસતાદોનો સાગેર્દ થાયછે.

૮ (૨૧) જરથુશ્ત્રએ અહુરમજદને આ પ્રમાણે પૂછયું: હાડમંદ દુન્યાના પેદા કરનાર, ઘણા પાવિત્ર મિનો, અને અશો અહુરમજદ! માણસને માટે નાશકારક ખરાબી શાથી ઉત્તપન્ન થાય છે?

૯ (૨૨) અહુરમજદએ જવાબ દીધો: જે કોઇ ગુનાહ ભરેલો ધર્મ શીખાડે છે તેનેથી,[1] (૨૩) જે ત્રણ 'રતુ'[2] સુધી કુશ્તી બાધવા વિના[3] (યાને સદરાહ કુશ્તી વિના રહે,) (૨૪) જે ગાથાઓ ગાય નહીં તથા પવિત્ર પાણીઓને આરાધે નહી તેનેથી.

૧૦ (૨૫) જે કોઈ તે (ગુનેહગાર) શખ્સને બંદીવાનના જેવો તંગ હાલતમાંથી છોડવી તેને છુટાપણું બક્ષે છે, (૨૬) તે માથા આગલની ચાંમડી ઉખેડી કાહાડવા કરતાં વધુ સારૂં કામ કરતો નથી.

---

૧ એવા ધર્ણીને 'અષેમઓઘ' અથવા આસ્મોગ કેહવામાં આવેછે.

૨ આ શબ્દ કેટલો વખત બતાવેછે તે જણાવલું નથી. હાઉગ એનો અર્થ 'વરસ' કરેછે પણ ત્રણ વરસની મુદત ઘણીજ લાંબી લાગેછે. મજદયસ્ની દિન એટલા લાંબા વખતની છુટ મેલે નહીં. એ ત્રણ 'રતુ' એટલે ત્રણ ગાહ હશે અથવા તો ત્રણ ગાહાન્બારો હશે [સરેહ કરનાર કહેછે કે, ત્રણ 'રતુ' સુધી સદરાહ કુશ્તી વિના ફરનાર ધણીને આ તેમજ પેલી દુન્યામાં તજી દેવામાં આવેછે.

૩ [ આ ફકરો અને એની પછી એને મલતા આવતા એજ ફર્ગરદ ના ફકરા અતીશે જરૂરયાતના છે; કારણકે સદરાહ કુશ્તી જે મજદયસ્ની ધર્મ નું એક અગત્યનું ફર્માન છે તે તમામ અવસ્તા લખાણમાં એજ ફર્ગરદમાં જોવામા આવેછે. એરવદ કાવસજી એદલજી કાંગા બીજા સઘલા તરજુમો કરનારાઓની વીરૂદ્ધ જઇ આ ઠેકાણે એનો અર્થ કુશ્તીથી નહીં બાંધેલા કરવાને બદલે 'અભયાસ ઉપર નહીં બેસે' એવો કરેછે. § ૧૧૪માં જણાવ્યા તેમ કોઈ પણ જરથોસ્તી મરદ યા ઓરતે પંદર વરસ સુધીમાં સુદરેહ કુશ્તી પેહેરવીજ જોઇયે. સદરમાં જણાવેછે કે, જે કોઈ સુદરેહ કુશ્તી ન રાખે તેને રોટલી કે પાણી પુરૂં પાડવું નહીં; જે કોઈ તે રાખેછે તે તમામ જરથોસ્તી દુન્યામાં થતાં સારાં કામોમાં હીસ્સો મેલવેછે. બ્રાહ્મણોમાં પણ જનોઇ પેહેરવી એ પોતાના ઇશ્વર સાથે બંધાવા બરાબર ગણાયછે.—તરજુમો કરનાર. ]

૧૧ (૨૭) એવા પાપી, દીનદારોનું ખુન કરનાર (ગુનેહગાર જેવા) એક અપવિત્ર શખ્સનો આશીરવાદ તેનાં મોહોડાંથી આગલ વધતો નથી, (૨૮) એવા બે બુરાઓના (આશીરવાદ) જુબાંનથી આગલ વધતા નથી, એવા ત્રણના (આશીરવાદ) કાંઇબી કીંમતના હોતા નથી; એવા ચારના (આશીરવાદ) તેમને પોતાને નાહાસભાગમાં મેલે છે.

૧૨ (૨૯) જે કોઇ દીનદારોનું ખુન કરનાર અને અપવીત્ર એવા એકબી શખ્સને ગાલેલો હોમ (પીવા) અથવા ઈજેલો ખોરાક (ખાવા) આપેછે તે (૩૦–૩૧) એક મજ્દયસ્નાન ગામડાંમાં ૧૦૦૦ ઘોડાઓનું લશકર [૧] કોઈ લઇ જાય અને ત્યાંનાં માણસોને મારી નાખી ઢોરોને (લુંટ તરીકે) પકડી લઈ જાય તેના જેટલો મોટો ગુનાહ કરેછે.

૧૩ (૩૨) જુઓ ૭ (૧૮–૨૦).

૧૪ (૩૩) જરથુશ્ત્રએ અહુરમજ્દને પૂછયું; ઘણાજ પવિત્ર (ઈત્યાદિ) મિનો અહુરમજ્દ ! અશો અને બલવંત, દિનના અવતાર,[૨] પોતાના ધસારા (ચાલણ)માં મજબુત,[૩] અહુર તરફ ભકિત ભાવ રાખનાર સ્રઓષનો કાસદ કોણ છે ?

૧૫ (૩૪) અહુરમજ્દએ જવાબ દીધો: તે઼ઓ અશો જરથુશ્ત્ર ! 'પરોદર્શ'[૪] નામનું પક્ષી છે, (૩૫) જેને બુરૂં બોલનારાઓ 'કહેકતાશ'

---

૧. એટલે ૫૦૦ લડવૈયાઓનું લશકર; દરેક લડવૈયાને આગલા વખતમાં બે ઘોડાની રથ મલતી હતી.

૨. 'તનુ માંથ્રહે' નું વિરૂદ્ધ 'પૅષોતનુશ' છે. [ સરેહ કરનાર એ ઠેકાણે વધારે છે કે, 'અરેઝહિ' તથા 'સવહિ' માં સ્રઓષ હકુમત ભોગવે છે.—તરજુમો કરનાર. ]

૩. સ્પીગેલ એનો અર્થ 'તિક્ષણ હથ્યારવાલો' અને પેહેલવીવાલા 'ચમતકારી હથ્યારવાલો' કરે છે.

૪ એ પક્ષી તે આપણો સાધારણ મરઘો છે. મરઘો એ ગોયા દુન્યાનું નગારૂં છે. બામદાદનાં ઝઝકલાંથી દેવો ગભરાઈ નાહાસે છે અને એ બામદાદની વખતેજ મરઘો પોકારતો હોવાથી દેવોને નહસાડવાની ફતેહ માં તેનોબી હીસો ગણાય છે. બુન્દેહેશમાં કહે છે કે, 'મરઘાને દેવો તથા જાદુગરોની સામે કુત્રાની સાથે મદદગાર તરીકે પેદા કરેલો છે; બશારતથી જણાવવામાં આવેલું છે કે દુન્યાનાં પ્રાણીઓમાં જેઓ દેવોનો નાશ કરવામાં

કરે છે. (૩૬) એ પક્ષી બામદાદનું ઝઝકલું પાછું આવવાને વખતે[1] બુલંદ અવાજ કરી (આ મુજબ પોકાર કરે છે):

૧૬ (૩૭) અય્યે માણસો ઉઠો; સંપૂર્ણ પવિત્રાઇને વખાણો કે દેવો મરણ પામે.[2] (૩૮) લાંબા હાથોવાળો દેવી બૂષ્યાંસ્ત[3] તમારી ઉપર ધસે છે, (૩૯) તેણી બામદાદની વખતે જાગૃત થયલી તમામ હાડમંદ દુન્યાને પાછી ઊંઘમાં નાખવાને ઇચ્છે છે. (૪૦) ઓ માનવી! લાંબી ઉંઘ તને સજાવાર નથી.[4]

૧૭ (૪૧) આ ત્રણ ઘણીજ મોટી ન્યાંમતોની વિરૂદ્ધ તમે જતા ના: મન કે જેના વિચારો ચોખ્ખાછે, અવાજ કે જેના સુખનો પવિત્ર છે, કામો જે સંપૂર્ણતા ધરાવે છે. (૪૨) આ ત્રણ ચીજો જે ઘણીજ ખરાબ છે તેની વિરૂદ્ધ તમે થજો: બુરા વિચારો, બુરા સુખનો અને પાપી કામો.

૧૮ (૪૩) હું અહુરમજ્દનો આતશ રાતના પેહેલા ત્રિજા ભાગમાં ઘરના વડાની મદદ માટે વિનવે છે (અને બોલે છે કે):

૧૯ (૪૪) અય્યે ઘરના વડા! બીદાર થા, તારાં વસ્ત્ર પેહેર,[5] તારા હાથ ધો, બાળવાની કાઠી શોધી લાવ, તે મારા ઉપર મેલ, અને તારા

---

સરોશના મદદગાર છે તેઓમાં મરઘો તથા કુત્રો છે.' ઇરાંનના પુરાતમ રાજાઓની મિરખોન્દની તવારીખમાં જણાવવામાં આવેછે કે, ઇરાંનીઓના વિચાર મુજબ 'જે ઘરમાં મરઘો હોય છે ત્યાં કોઇ દેવ દાખલ થતો નથી, અને વલી જો કોઈ દેવનાં મઠક તરફ એ પક્ષી જાય છે અને તયાં તે કીરતીમંદ અને બુલંદ કીરતારની વખાણમાં પોતાની જબાંન ખુલે છે તો તેજ પલે તે બુરો દેવ નાહાસવા માંડે છે.'—તરજુમો કરનાર. ]

૧. ઉષહિન ગેહને વખતે.

૨. સગેહ કરનાર કહે છે કે, અશોઇની, દિનની વખાણ કરવાથી દેવો નાહાસ ભાગમાં પડે છે.

૩. અતીશે ઊંઘ અને આલસાઇની દેવી.

૪. કારણ કે નહીં તો પેહેલવી સગેહ કરનાર મુજબ તેથી દીનનાં કામો અટકે.

૫. [ પ્રોફેસર દાર્મેસ્તેટે એનો અર્થ 'કુસ્તી બાંધ, એવો કરે છે, જે

હાથ પવિત્ર કરીને તે સારી રીતે પવિત્ર કરેલી કાઠીને મારામાં સલગાવી રોશણ કર. (૪૫) (તે વિના) દેવોનું પ્રાણી 'અઝિશ્' મારા ઉપર હુમલો કરવા આવશે, તે મારી જીંદગી લુંટવા આવશે.

૨૦ (૪૬) રાતના બીજા બીજા ભાગમાં હું અહુરમજ્દનો આતશ મેહેનતુ ખેડુતને મદદ માટે વિનવેછે (અને તેને કહેછે): અઓ ખેડુત! તું બીદારથા.

૨૧ (૪૭) જુઓ ૧૯ (૪૪-૪૫).

૨૨ (૪૮) રાતના ત્રીજા ત્રીજા ભાગમાં હું અહુરમજ્દનો આતશ અશો સ્રઓષને મદદ માટે વિનવે છે (અને તેને કહેછે) અશો અને નુરમંદ સ્રઓષ! (૪૯) મારે માટે હાડમંદ દુન્યામાં પવિત્ર કરેલા હાથો વડી બાલવા લાયકનો ચોખ્ખી કાઠી લાવવામાં આવે. (૫૦) જુઓ ફકરો (૪૫).

૨૩ (૫૧) ત્યારે, ઓ જરથુશ્ત્ર! અશો સ્રઓષ તે 'પરોદરશ્' નામનાં પક્ષીને જાગૃત કરે છે.

૨૪-૨૫ (૫૨-૫૩) જુઓ ૧૫-૧૭ (૩૫-૪૨).

૨૬ (૫૪) પછી તે મિત્ર (યાને આતશ) પોતાના બીછાણાં ઊપર સુતેલા મિત્ર (ઘરધણી યા ખેડુત વગેરે)ને કહે છે: (૫૫) તું ઉઠ, (કારણ કે) તે (અઝિશ્) મને દાબી નાખે છે. (૫૬) બે માંનો જે કોઈ પેહેલે બીદાર થાયછે તે (બીજાની આગમચ) બેહેસ્તમાં જાયછે.[1] (૫૭) જે ધણી પેહેલે હાથ પવિત્ર કરીને અહુરના આતશ માટે પવિત્ર કાઠી લાવેછે તેને, (૫૮) સંતોશ પામેલો, ખુશી થયલો આતશ મિત્રતાથી (આ પ્રમાણે બોલતો) આશિર્વાદ દેછે:

---

અર્થ હાલના રેવાજને મલતો છે, એટલે કે એક જરથોસ્તી ખાબમાંથી બીદાર થવા પછી પ્રથમ કુસ્તી છોડી પાછી બાંધે છે.—તરજુમો કરનાર.]

૧. [સરેહ કરનાર અહીં વધારો કરે છે કે: ત્રણ અઓષિઅરનામ જેટલાં નજીવાં ભલાં કામથી પણ બેહેસ્તનો હીસ્સો મેળવાયછે.—તરજુમો કરનાર.]

૨૭ ( ૫૯–૬૦ ) તને ગોસ્પન્દોનું ટોલું, તથા પુશકલ માણસો મલવાનું તારાં નસીબમાં થાય ! ( ૬૧ ) તને ( ભલાં કામો માટે ) ઉશકેરનારૂં મન તથા આત્મા અપાયલો થાય ! ( ૬૨ ) જ્યાં સુધી તારા દિવસો લંબાય ( યાને તું જીવે ) ત્યાં સુધી તારો આત્મા સુખી રહે ! ( ૬૩-૬૪ ) જે કોઈ તેને માટે અશોઈને ( વધારવાની ) ખાહેશથી સુકી, બાલવા લાયકની, પવિત્ર કરેલી કાઠી લઈ જાયછે તેને આતશ એ પ્રમાણેની દુવા કરે છે.

૨૮ (૬૫) જે કોઈ, એ અશો જરથુસ્ત્ર ! સંપૂર્ણ અશોઈથી એક દીનદાર મરદને મારે લગતાં આ પક્ષિઓ (પરોદરશ)ની એક જોડી (ભેટ) આપે છે તેણે (૬૬–૬૭)ગોયા સો સથંભો,હજાર થાંભા, દશ હજાર ભારવત્યા, દશ હજાર કંગુરાંઓવાળું એક ઘર આપેલું ગણાય છે.[1]

૨૯ (૬૮) અગરજો કોઇ મારાં પક્ષી પરોદરશનું ઘણુંજ થોડું માંસ (કોઇને ખાવાને માટે) આપે, (૬૯–૭૦) તેને બેહેસ્તમાં રસ્તો મેલવવાને લગતો કલાંમ બીજીવાર હું અહુરમજ્દ કેહેતો નથી.[2]

૩૦ (૭૧) અશો સ્રઓષ પોતાનો ગુરજ નમાવેલો રાખીને (૭૨) દ્રુજેને કહે છે. (૭૩) અએ અંધકારમાં રેહેનાર, આલેસુ દ્રુજે! (૭૪) હાડમંદ દુન્યામાં તું એકલીજ હમખીસ્તર થવા વિના હમેલદાર થાયછે !

૩૧–૩૨ (૭૫) પણ તે દેવિ દ્રુજેએ તેને જવાબ વાળ્યો: (૭૬) અશો અને નુરમંદ સ્રઓષ! આ હાડમંદ દુન્યામાં હમખીસ્તર થવા વિના હું હમેલદાર થતી નથી, (૭૭) કારણ કે, મારે માટે પણ ચાર

---

૧ [સરેહ કરનાર એને માટે એવો ખુલાસો કરેછે કે, એવી બક્ષેસ કરનાર પોતાને માટે બેહેસ્તમાં એક મકાન બાંધેછે.—તરજુમો કરનાર.]

૨ અહુરમજ્દ અહીં ફરમાન આપેછે કે, મરઘા જેવાં ઊપયોગી પ્રાણીને મારો નાખવો નહીં પણ તેનો બને એટલો વધારો કરવો. જે કોઇ મરઘાને મારી નાખે છે તેને અહુરમજ્દ બેહેસ્તમાં જવા દેતો નથી. કેટલાકો અહીં એનો અર્થ એવો કરે છે કે જે કોઇ મરઘાને માંસ ખવાડેછે તે વગર અડચણે બેહેસ્તમાં જઇ શકે છે, જે અર્થ અસલ લખાણની સાથે બંધ બેસતો થતો નથી.

જાતના મરદો છે, (૭૮) જેઓ જે પ્રમાણે બીજા મરદો ઓરતો સાથે તોખમ નાખવાને હમબીસ્તર થાય છે તેમ મારી સાથે હમબીસ્તર થાય છે.

૩૩ (૭૯) અશો સરઓષએ પોતાનો ગુરજ નમાવેલો રાખીને દ્રુજેને પુછયું: અએ અંધકારમાં રેહેનાર આલસુ દ્રુજે! એ માણસોમાંનો પેહેલો કોણ છે?

૩૪ (૮૦) દ્રુજે દેવીએ જવાબ દીધો: અએ નુરમંદ સરઓષ! (૮૧) આ માણસોમાંનો પેહેલો (૮૨) તે છે જે એક અશો મરદને તેણે વિનંતી કરવા છતાં સંપૂર્ણ અશોઈથી પોતાનાં હલકાં વાપરવાના કપડાં આપતો નથી.[1]

૩૫ (૮૩) તે શખસ ગોયા જેમ બીજા મરદો ઓરતો સાથે હમબીસ્તર થઇ તેમનામાં તોખમ મેલે છે તે મીસાલે મારી સાથે હમબીસ્તર થાય છે.

૩૬ (૮૪) અશો સરઓષએ પોતાનો ગુરજ નમાવેલો રાખીને દ્રુજેને પુછયું: અએ અંધકારમાં રેહેનાર અને આલસુ દ્રુજે! તે ગુનાહની તોજેશ કરવાની રીત શું છે?

૩૭–૩૮ (૮૫) તે દ્રુજે દેવીએ જવાબ દીધો: અશો અને નુરમંદ સરઓષ! (૮૬) તેનો તોજેશ કરવાની રીત એ છે કે, (૮૭) જ્યારે કોઈ વગર માગવે એક દીનદાર મરદને પોતાના વાપરવાનાં કપડાંનો ઘણી હલકી કીંમતનો ભાગ સંપૂર્ણ પવિત્રાઈથી આપે છે ત્યારે (૮૮) તે જે પ્રમાણે ચાર પગવાલું એક વરૂ એક બાલકને તેની માતાનાં ગર્ભસ્થાનમાંથી ચીરી કાહાડે તે પ્રમાણે મારા હમેલનો તે નાશ કરે છે.

૩૯ (૮૯) જુઓ ૩૩ (૭૯)..........બીજો કોણ છે?

૪૦ (૯૦) દ્રુજેએ જવાબ દીધો: ઓ અશો અને નુરમંદ સરઓષ! (૯૧) આ માણસોમાંનો બીજો તે છે (૯૨) જે પગના આગલા

---

૧ [ સરેહ કરનાર એનો અર્થ એવો સમજાવે છે કે, અગરકોઇ શખસ સારી શક્તિવાલો હોય અને એક અશો મરદને પોતાની શક્તિ મુજબ બક્ષેસ ન કરતાં બખીલી કરે.–તરજુમો કરનાર. ]

ભાગથી ' ફ્રપધ' ના તફાવતે પીશાબ કરે છે (યાને એવી રીતે પીસાબ કરે કે જેથી તે લંબાન ઉડે) તો[1]

૪૧-૪૩ ( ૯૩-૯૬ ) જુઓ ૩૫-૩૭ (૮૩-૮૬) (૯૭) જ્યારે કોઇ (પીસાબથી) ફારેગ થવા પછી અને ત્રણ કદમની (દુરીએ જઇને) (૯૮) ત્રણ વાર 'અષેમવોહૂ' બે વાર 'હુમતનાંમ્'(યજશ્ને હા ૩૫ § ૨) અને ત્રણ વાર ,' હુક્ષથ્રોતેમાઇ' (યજશ્ને હા ૩૫ § ૫) ભણે, પછી બુલંદ અવાજે ચાર વાર 'અહુનવઇર્યં' પઢે અને પછી ' યેન્હે-હાતાંમ્ ' (યજશ્ને હા ૭ § ૨૭) ભણે તો [2]

૪૪ (૯૯) જુઓ (૮૮).

૪૫ (૧૦૦) જુઓ ૩૩ (૭૯) ......................ત્રીજો કોણ છે ?

૪૬-૪૭ (૧૦૧) દેવી દ્રુજેએ જવાબ વાળ્યો: અએ અશો અને નુરમંદ સ્રઓષ ! ત્રીજો માણસ તે છે કે જેની ઊંઘમાં મના વેહે છે (યાને જે સેહેતાંનબાજી કરે છે.)

૪૮-૪૯ (૧૦૩-૧૦૫)જુઓ ૩૫-૩૭ (૮૩-૮૬). (૧૦૬)જયારે ઊંઘમાંથી બીદાર થવા પછી તે ત્રણ વાર અષેમવોહૂ, બે વાર 'હુમતનાંમ્

---

૧ આ ફકરા ઊપરથી ઇરાંનીઓ તથા હીંદુઓ વચે ઘણું જાણવા જોગ મલતાપણું માલમ પડે છે. જુઓ મનુના કાયદા ૪ § § ૪૫-૫૨. ' ફ્રપધ એ પગની પાટલીના જેટલું માપ છે.

૨ [સરેહ કરનાર અતરે જણાવે છે કે, અવસ્તા ઉપરથી જાહેર છે કે, જે કોઇ માણસ પાપીપણાથી પોતાના પગની પાટલીથી પાતલી જેટલે દુર પીસાબ કરે તો તે તનાફુર જેટલો ગુનાહ કરે છે અને તે માટે તેણે અવસ્તાના ( ઊપર જણાવેલા ) ફકરાઓ પઢીને તોબેશ કરવી. જે ઘણી ઊભો રહીને પીસાબ કરે છે તે એક તનાફુર ગુનાહ કરે છે જેની કશી તો-બેશ અવસ્તામાં જણાવી નથી. પીસાબ એવી રીતે કરવી કે તેનો રેલો આગલ નહીં પણ પાછલ જાય. ગોગોસસ્પે જણાવ્યું છે કે, કપડાંની જાલવણી માટે જો પીસાબનો રેલો લાંબે મોકલવો પડે તો અડચણ નહીં. પીસાબ કરવા અકરૂ બેસ્તી વખતે એક યથા અહુવઇર્યો પઢવી. સોરયોસે કહયું છે કે, લગાર ઊતાવલ હોય તો ચાલતાં ચાલતાં તે પઢવી. ત્રણ કદમની અંદર, કેટલાકો કહેછે કે ત્રણ કદમનીબાહાર જઇ, અવસ્તા પઢવા-તરજુમો કરનાર.]

અને ત્રણ વાર 'હુક્ષ્થ્રોતેમાઇ' ભણે, (૧૦૮) તે ચાર વાર 'અહુ-નવઇર્યે' પઢે અને પછી 'યેહ્‌હે હાતાંમ્' ની બંદગી કરે તો.

૫૦ (૧૦૮) જુઓ (૮૮).

૫૧ (૧૦૯) તે માણસ સ્પૅન્ત આર્મઇતિને કહે: સ્પૅન્ત આર્મ-ઇતિ! (૧૧૦) આ નરને હું તારી સંભાલ હેઠલ સોંપું છું, (૧૧૧) દુનયાનાં બળવંત પાછાં બંધન વખતે તે, મને પાછો આપજે, (૧૧૨) (મારે માટે તેને એવો બનાવજે કે તે) પવિત્ર કિર્ત્તનો, દીનના આચારો તથા ક્રિયાઓનું[1] જ્ઞાન અને ઇશ્વરી કેલવણી (બસારતથી અપાયલી કેલવણી) ની વિદ્યા ધરાવનારો, પુશ્કલ ડાહપન તથા મરદાંનગીવાલો, માંથ્રનાં તનવાલો (યાને દીનનો તાબેદાર દીનદાર) થાય.

૫૨ (૧૧૩) તું તેને આતરૅદાત (આતશથી અપાયલો), આતરે-ચિથ્ર (આતશનાં તોખમનો), આતરૅજ્ન્તુ (આતશના ટોલાનો) આતરૅ દખ્યું (આતશના મુલકનો) અથવા એવુંજ બીજું આતશ ઉપરથી નીકલેલું નામ આપજે.

૫૩ (૧૧૪) જુઓ ૩૩ (૭૯)..........ચોથો કોણ છે?

૫૪ (૧૧૫) દેવી દ્રુજે જવાબ દીધો: અએ અશો અને નુર-મંદ સરઓષ! (૧૧૬) ચોથો માણસ તે છે કે જે પંદરથી વધુ વરસનો થવા છતાં સદરાહ કુસ્તી વિનાનો (અને) દુરાચારી હોય.

૫૫ (૧૧૭) પછી ચોથે કદમે (યાને કોઇ શખ્સ સદરાહ કુસ્તી વિના ચોથું કદમ ભરે ત્યારે) અમે દેવો તુરતજ તેજ પલે (તેના ઊપર હુમલો કર્યે છોયે અને) જુબાંન સુધી, તેની ચરબી સુધી તેને શીમન કર્યે છીયે. પછી એ માણસો જે પ્રમાણે યાતુઓ (જાદુગરો) ના પંથવાલા જન્દ[2] લોકો અશોઇની દુન્યાનો નાશ કરે છે

---

૧. અહીં ગાથાઓ તથા યજશ્નેનો સવાલ હોય એમ માલમ પડે છે.

૨ આ જન્દ લોકો કોણ છે તે જણાતું નથી. કોઇ તેને મિનોખિરેદમાં જણાવેલા જન્દિક લોકો સાથે ભેલી નાખે છે કે જેમને નેર્યોસંગ તથા પૂરવ તરફના બીજા ગ્રંથકારો દેવોના મીત્રો અને તેમની પરસ્તેસ કરનારા ગણે છે.

તેજ મીસાલે અશોઇની હાડમંદ દુન્યામાં મોહોતનો ફેલાવો કરે છે.[1]

૫૬–૫૭ (૧૧૮–૧૧૯) જુઓ ૩૬–૩૭ (૮૪–૮૫). (૧૨૦) એ ગુનાહ માટે કશો તોજેશ નથી.

૫૮–૫૯ (૧૨૧–૧૨૨) જુઓ ૫૪–૫૫ (૧૧૬–૧૧૭).

૬૦ (૧૨૩–૧૨૪) જુઓ ૭ (૧૮–૧૯).

૬૧ (૧૨૫) જરથુશ્ત્રએ એટલા માટે અહુરમજદને પુછયું: હાડમંદ દુન્યાના પેદા કરનાર! તે કોણ છે કે જે તને ઘણોજ ગુસ્સે કરે છે! જે તને ઘણો દુઃખી કરે છે? તું કે જે અહુરમજદ છે તેને.

૬૨ (૧૨૬) અહુરમજદએ જવાબ દીધો: તે તે વેશ્યા છે કે જેણી દીનદાર મરદના તોખમને નાપાક માણસનાં તોખમ સાથે, દેવોને આરાધનારનાં તોખમને એક મજદયસ્નાનનાં તોખમ સાથે, પેશોતનુશ (ગુનેહગાર) નાં તોખમને નહી પેશોતનુશનાં તોખમ સાથે ભેલે છે.[2]

---

અને કોઇ તેમને એક પંથ સાથે સરખાવે છે કે જેને મસાઊદી અવસ્તાની ખોટી સરેહ કરનારા દાખલ લેખે છે. પણ એકવચન 'જન્દ' શબ્દ 'આજઇન્તિ' ઉપરથી નીકલી શકે નહીં. ઘણું કરીને એ જન્દ લોકો યાતુઓના સાગેરદો હોવા જોઇએ જેમનો ધંધો નાશ કરવાને લગતો હતો અને જેમના વિષે ૧લી ફર્ગરદના ૫૭માં ફકરામાં ઇસારો છે. આ વાત જાણવા જોગ છે કે, ઇરાંનની દક્ષીણે જે લડાયક અને નાફરમાન લોકો વસે છે તેમને હજી પણ 'જન્દ' લોકો કરી કહેવામાં આવે છે. કદાચ એજ લોકો આ ફર્ગરદ રચાઇ તે જમાનામાં મજદયસ્ની ધર્મના દુશ્મન રહીને ઇરાંન ઊપર લુટફાટ કરતા હતા.

૧ [સરેહ કરનાર જણાવે છે કે, જે ધણી ત્રણ કદમ સદરાહ કુશ્તીવિના ચાલે તે દર વખતે તે ત્રણ ત્રણ સરઓષોચરનામ જેટલો ગુનાહ કરે છે. અને ચોથે કદમે જો તે એવી રીતે ચાલે તો તે તનાફુર ગુનેહગાર થાય છે અને તે પછી ને દરેક કદમે તેના ઊપર તનાફુર ગુનાહ વધયો જાય છે. એરવદ રબાદી આ સરેહનો અર્થ એવો કરે છે કે જે ધણી ૧૫ વરશ પછી છીનાળું કરે તેને પેહેલી ત્રણ વાર માટે ત્રણ સરઓષોચરનામ જેટલો અને પછી તનાફુર જેટલો ગુનાહ લાગે છે જેને માટે કશી તોજેશ નથી.—તરજુમો કરનાર.]

૨ [સરેહ કરનાર કહે છે કે, જે વેશ્યા ત્રણવાર છીનાલી કરે તેણી મર્ગરજાંન છે અને તેણીને મારી નાખવી. ગોગોસસ્પ કહે છે કે તેણીને બેડી નાખી બંદીવાન કરવી.—તરજુમો કરનાર.]

૬૩ (૧૨૭) તેણી પોતાની નજરથી (યાને તેણીની નજર પડવાથી) જ, ઓ જરથુશ્ત્ર ! ઘણાજ જોશથી વેહેતા પાણીના ઢોઢના ત્રીજા ભાગને વેહેતાં અટકાવે છે; (૧૨૮) તેણી પોતાની નજરથીજ, ઓ જરથુસ્ત્ર! પુશ્કલ ઊંગાંનવાલાં, પ્રકાશીત અને સોનેરી રંગના ઝાડપાનોની વૃદ્ધીના ત્રીજા ભાગને અટકાવે છે.

૬૪ (૧૨૯) સ્પેન્ત આર્મઇતિની જમીન ઊપરની લીલોત્રીને ત્રીજો ભાગ તેણી પોતાની નજરથી ઘટાડે છે. (૧૩૦) તેણી સાથે વાત કરવાથી અશો મરદના ભલા સુખનો અને ભલાં કામોના કૌવત, ફતેહ અને પવીત્રાઇનો ત્રીજો હીસ્સો ઘટે છે.

૬૫ (૧૩૧–૧૩૪) ઓ જરથુશ્ત્ર! હું તને કહું છું કે, આ ઓરતો પોતાનું ઝેર ફૂંકનાર સાંપો કરતાં, ભુકતાં વરૂઓ કરતાં અથવા ઝનુનથી ધસારો કરી ઢોરો ઉપર તુટી પડનાર એક માદા વરૂ કરતાં, અથવા હજાર બચ્ચાંવાલી ઘલોડી જેણી પાણીમાં ધસારો કરે છે,(અને તે પાણીનો બગાડ કરી તેમાં પોતાનાં ઘાસ્તીકારક બચ્ચાંઓને ફેલાવે છે) તેણી કરતાં વધારે નાશકારક હોય છે.

૬૬ (૧૩૫) જુઓ ૭ (૧૮–૧૯).

૬૭ (૧૩૬) જરથુએશ્ત્ર અહુરમજદને પૂછયું: ઘણાજ પવિત્ર મિનો ઓ અહુરમજદ! જો એક શખ્સ પોતાના ગુનાહથી વાકેફગાર હોઇને જાણી જોઇને દસ્તાનનાં ચીનોહોવાળી અને લોહી વેહેતો ઓરત સાથે સંબંધ કરે અને તે તેણીની એવી હાલતથી વાકેફગાર હોય, (તથા) જો તેણી પોતાનો ગુનાહ સમજતી હોય અને જાણી જોઇને તેવી રીતે કરે (યાને સંબંધ કરવા દે) તો

૬૮ (૧૩૭) આ ગુનાહની સજા શું છે; તે માટે તોજેશ કેમ થાય ? (૧૩૮) તેણે શું કામો કરવાં જોઇએ કે જેથી તે ગુનાહ ધોવાઈ જાય ?

૬૯–૭૦ (૧૩૯) અહુરમજદએ જવાબ દીધો : જો એક શખ્સ પોતાના ગુનાહથી વાકેફગાર હોઇને જાણી જોઇને દસ્તાનનાં ચીનો હોવાલી અને લોહી વેહેતી ઓરત સાથે સંબંધ કરે અને તે તેણીની

એવી હાલતથી વાકેફ હોય, ( તથા ) જો તેણી પોતાનો ગુનાહ સમજતી હોય અને જાણી જોઇને તેવી રીતે કરે ( યાને એક શખ્સને પોતાની સાથે સંબંધ કરવા દે ) તો (૧૪૦) ( સજા અને તોજેશ દાખલ ) તેણે હજાર નાહાના ગોસ્પન્દો ભેટ આપવાં, (૧૪૧) પવિત્રાઇના તરીકાથી આતશને અર્પણ કરવા માટે એ સઘલાં જનાવરોને કાયદા મુજબ કાપીને તે (ના ભાગો–ચરબી ) આપવા. પોતાના હાથો વટી પવિત્ર પાણીઓ માટે તે ભેટ લેઇ જાય.

૭૧–૭૨ ( ૧૪૨–૧૪૫ ) જુઓ ફર્ગરદ ૧૪ ફકરા ૩–૪ ( ૫–૮ ).

૭૩ ( ૧૪૬ ) પેટે ફસરનાર ૧૦૦૦ સાપો અને બીજી જાતના ૨૦૦૦ સાંપ તે મારે, (૧૪૭) જમીન ઊપરના ૧૦૦૦ અને પાણીમાંના ૨૦૦૦ દેડકા તે મારે, (૧૪૮) અનાજનો નાશ કરનાર ૧૦૦૦ કીડા અને બીજી જાતના ૨૦૦૦ કીડા તે મારે.

૭૪ ( ૧૪૯) વેહેતાં પાણીના ઝરાઓ ઊપર તે ૩ પુલ બાંધે. (૧૫૦) પરોણીથી ૧૦૦૦ સ્ત્રઓસ્રોચરનથી ૨૦૦૦ ફટકા તે મારે.

૭૫–૭૬ (૧૫૧–૧૫૪) જુઓ ફર્ગરદ ૧૪ ફકરા ૧૮ ( ૭૪–૭૬ .)

## ફર્ગરદ ૧૯.

**૧. જરથુશ્ત્રને લલચાવવાને થયલી કોશેશ, § § ૧–૩૫.—૨. જરથુશ્ત્રને અહુરમજ્દ તરફની કેલવણી: (ક) પેદાએશ અને મુખ્ય ફરેસ્તાઓની વખાણ, § § ૩૬–૫૭. (ખ) બર્સમનો ઉપયોગ, § § ૫૮–૬૬. (ગ) બરેશ્નુમની ક્રિયા § § ૬૭–૮૮. (ઘ) મરણ પછી આત્માનું થીવટ, § § ૮૯–૧૧૨ —૩. વખાણનાં નવા કીર્ત્તનો અને પરચુટણ ફકરા. § § ૧૧૩–૧૩૯—૪. દેવોએ ભરેલી સભા, તેમની શીકસ્ત.**

જુદા જુદા જમાનાઓની જુદી જુદી ચોપડીઓના ફકરાઓના સંગ્રહથીજ માત્ર ૧૯મી ફર્ગરદ બનેલી છે. એમાં એકજ મુખ્ય વિચાર કે એકજ મુખ્ય લખનાર શોધવો મુશકેલ છે કે જેની આસપાસ સઘલી બાબ-

દેનો સમુદાય કરી શકાય. પરંતુ આ આખાં પુસ્તકને નામ આપનાર શબ્દ ( વીદએવેદાત્ યાને ) દેવોને હાંકી કાઢવા અને તેમના કૌવતનો નાશ કરવાને લગતા વિચાર સાથે તેમજ જરથુશ્ત્રનાં ઇશ્વરી કામને લગતા ખ્યાલ સાથે એને ગોઠવી શકાય. આ ફર્ગરદ જે બાબદોનું વર્ણન કરે છે તેમની ગોઠવણમાં જે ગુંચવાડો જોવામાં આવે છે, કેટલાંક કીર્ત્તનો બે વાર એમાં આપ્યાં છે, કેટલાક ફકરાઓને તેમને માટે કાંઇ જગા ન છતાં વચમાં ઠોકી બેસાડયા છે, એ સઘલી બીના સાબિત કરે છે કે, એ ફર્ગરદ પાછલા વખતમાં રચાઇ છે અને તેમાં જુદાં જુદાં લખાણોની ભેળસેળ છે. કેટલાક ભાગ તેમાં દાર્શાવેલા ધરમના આચારો અને ક્રિયાઓની સાદાઇ ઉપરથી ઘણાજ સાદા માલમ પડે છે: એવી જાતના ભાગ બર્સંમ તથા બરેશ્નુમની ક્રિયાને લગતા છે. બીજા ભાગો જેમાં પુરાતમ વખતને નહીં જણાયલા તત્વો દર્શાવેલા છે તે પાછલા જમાનામાં પાછલથી ઘુસાવેલા છે. એવા તત્વોનો એક દાખલો હદ વિનાના જમાના (§ ૩૩) અને હંમેશગીની રોશણીનો આપી શકાય. અહુરમજ્દની ફ્રવષિ હોવાની બનાવત પાછલા વખતની છે તે બીના ખુદ લખાણ ઉપરથીજ માલમ પડે છે; કારણ કે જરથુશ્ત્ર અહુરના કલાંમો પઢતી વેલાએ એ ફરેસ્તા (ફ્રવષિ) ને યાદ કરવાથી પરેહજ રેહે છે. અને જો જેમ આ ફર્ગરદના §§ ૪૬-૪૮ માં જણાવ્યું છે તેમ અહુરમજ્દએ પોતે પોતાની વખાણ કરવા માટે તેને ફર્માવ્યું હોય તો એ ચીજ બોલવાને તે અટકે નહીં. સામાન્ય રીતે આ ફર્ગરદનું લખાણ કવિતારૂપી છે. ધર્મ સુધારક (જરથુશત્ર) ને લાલચ આપવાનું અને દેવોના ગભરાતનું જે ચીત્ર આપવામાં આવ્યું છે તે શાણીત્યના બાબમાં ઘણોજ સરસાઇ ભોગવનારૂં છે. ૧૯ મી ફર્ગરદના છેલ્લા ભાગને એ ફર્ગરદની સરૂઆત સાથે, દેવોની હારને તેમની લાંચ આપવાની કોશિશ સાથે જોડવાને કેટલાકો ખાહેશ બતાવે છે. પણ એ બની શકે એમ નથી. એ બંને બીના તદન સ્વતંત્ર છે: એક બાબદ જરથુશ્ત્રના જન્મ વખતની અને બીજી તેણે ધર્મની વાએજીઓ કરવા માંડી તે વખતની છે. ૧૧૩-૧૩૯ સુધીના જે ફકરાઓ એ બંને બાબદોને છુટી પાડે છે, તે તદન સવતંત્ર ફકરા છે અને તે કોઇ ખરાબ હાથથી કાંઇબી સબબ વિના, કાંઇબી ગોઠવણ વિના અંતરે ભેલી નખાયા છે. આવી તેની ગોઠવણથી લખાણ વાંચવામાં ઘણુંજ રમુજી લાગે છે. મજ્દયસની ફતવાઓના અભ્યાસ માટે ૧૯ મી ફર્ગરદ અવસ્તામા ઘણીજ અગત્યની છે. બે મુખ્ય

દુશ્મનો, બે વિરૂદ્ધ પેદાએશ, મજ્દયસની બેહેસ્ત તથા દોજખ, જરથુશ ત્રની દીન, તે દીનની મુખ્ય ખાસીયત અને તેણે ઠરાવેલી મુખ્ય ક્રિયાઓ, જરથુશ્ત્રનું ઇશ્વરી કામ, મજ્દયસની નીતીનો પાયો તથા બીજી જીંદગી માં તેના કાયમી વગેરે બાબદો તે આપણને શીખવે છે. રવાંનના થતા ચુકાદા અને તેની તોલેશને લગતો ફકરો બીજા સઘલા ફકરાઓમાં ઘણોજ જાણવાજોગ છે. કમનસીબે બીજી ઘણી જગાઓની માફક અહીં જબાંન શનાસો પોતાનાં કાનમાં હજી સંપૂર્ણતા મેલવી શક્યા નથી.

## ૧૯.

૧ (૧) પુશ્કલ દુઃખ દરદનો કર્ત્તા, દેવોનો દેવ અહ્રેમઇન્યુશ ષશ્ચિમ તરફના ભાગમાંથી, પશ્ચિમનાં મુલકોમાંથી દોડી આવ્યો. (૨) તે બુરાઇનો કર્ત્તા અહ્રેમઇન્યુશ બુમ પાડી ઉઠયો: (૩) અએ દ્રુજે! તું ધસારો કર, અશો જરથુશ્ત્રને મારી નાખ. (૪) તે દ્રુજે, દોજખી અને નાશના તત્વવાલો ઘાતકી દેવ બુઇતિ[1] તેની (જરથુશ્ત્રની) આસપાસ દોડયો.

૨ (૫) જરથુશ્ત્ર અહુનવઇર્યં પઢયો: યથાઅહૂવઈર્યો (ઇતયાદી). (તે વલી બોલ્યો) ભલાં પાણીઓને, સંપૂર્ણ પેદાએશનાં પાણીઓને તમે વખાણો, મજ્દયસ્ની દીન સ્વિકારાયલી થાઓ! (૬) (જરથુશ્ત્રના આ શબ્દોથી) તે દ્રુજે, દોજખી, નાશકારક મોહોતના તત્વોવાલો ઘાતકી દેવ બુઇતિ ધભરાતથી નાહાસવા લાગ્યો.

૩ (૭) તે દ્રુજેએ બુમ પાડી: અએ ઘાતકી અહ્રેમઇન્યુશ! (૮) તેને માટે, અશો જરથુશ્ત્રને માટે મોહોતવાલાનો ઇલાજ હું જોતો નથી. (૯) તે જરથુશ્ત્ર એટલો બધો નુરમંદ અને અશો છે. (૧૦) પરંતુ જરથુશ્ત્રએ પોતાની બુદ્ધિથી જોઇ લીધું કે: બુરી ખાશયતના અને બુરાઇના કર્ત્તા દેવો મારાં મોહોત માટે પ્રપંચ કરે છે.

---

૧ [ દાદારે દાદુખ્ત નામની રેવાયતમાં નીચે મુજબ જણાવ્યું છે: 'માણસનાં શરિરમાં મોહોત કેમ દાખલ થાયછે? આહરિમનથી ઘણા દરૂજો ઉત્તપન્ન થયલા છે જેઓ માણસનાં શરિર અને આત્મામાં દાખલ થાયછે: એઓમાંનો એક 'બુત' નામનો દરૂજ છે; માણસનો વખત ભરાઈ રેહેવા આવેછે ત્યારે એ દરૂજ માણસના શરિરમાં એટલી બધી ગરમી પેદા કરેછે કે તેથી તે આજારી પડેછે.'—તરજુમો કરનાર. ]

૪ (૧૨) અકોમનો[1] નાં ઘાતકી કપતના પ્રંપચથી માર ખાવા વિનાં, (૧૩) હાથમાં કત જેટલી લાંબી ગોફણો[2] પકડીને (૧૧) જરથુશ્ત્ર ઉઠયો અને આગલ વધ્યો, (૧૪) જે (ગોફણો) તે અશો જરથુશ્ત્ર ને પેદા કરનાર અહુરમજ્દ તરફથી મલી હતી. (૧૫) આ વિસ્તર્ન, ગોળ, ઘણીજ લાંબી હદવાલી દુન્યામાં તું તે કયાં ધરાવે છે ? દરેજ નજદીક, પોઉરુશસ્પનાં ઘરના ઊંચા કોનારા ઊપર.[3]

૫ (૧૬) જરથુશ્ત્રએ એ પછી અહ્રેમઇન્યુશને જાહેર કીધું: બુરી પેદાએશના પેદા કરનાર એ અહ્રેમઇન્યુશ ! (૧૭) દેવોની પેદાએશનો હું નાશ કરીશ. (૧૮) જુઠા દેવોને આરાધનારી પરીનો હું નાશ કરીશ, જેથી (દેવોને) મરનાર સઓશ્યન્ત કાંસોય નદિમાંથી જન્મે.[4] (૧૯) અને તે ઊગમનના (મુલકમાંથી) આવે.

૬ (૨૦) બુરી પેદાએશવાળા અહ્રેમન્યુશે તેને જવાબ દીધો: (૨૧) ઓ અશો જરથુશ્ત્ર મારી પેદાએશનો નાશ કરતો ના, (૨૨) તું પોઉરુશસ્પનો છોકરો છે. તું તારી માતાથી નીકલેલો

---

૧. યાને બુરો મિનો, એ વોહુમનો (બેહમન)નો હરીફ ગણાય છે.

૨. [કેટલાક એનો અર્થ નવ ગાંઠની લાકડી કરે છે. સરેહ કરનાર કહે છે કે, એ ગોફણ તે કાંઇજ નહીં પણ 'યથા અહુવઇર્યો'નું અલંકાર હથયાર છે.—તરજુમો કરનાર.]

૩. ઘર દરેજ નદિના કીનારા ઉપર આવ્યું હતું જે કીનારાનો ઘસારોછે.

૪ [સરેહ કરનાર જરથુસ્ત્રના મોહોડાંમાં નીચલા શબ્દો વધારે છે: હું અને મારા સાગેર્દો તારો નાશ કરીશું, અને સઓશ્યન્તનાં આવવા પછી તે પણ પોતાનાં કામોથી તારો નાશ કરશે. જે જગાએ સરવેથી લાંબા દિવસ ઉપર સુરજ આવેછે ત્યાંથી તે જે જગાએ સરવેથી ટુંકાં દિવસ ઊપર તે આવે છે તેને પૂર્વ કહે છે; સરવેથી ટુંકા દહાડામાં તે જયાં આવે છે ત્યાંથી તે જે તરફ નીચે જાય છે તે દક્ષિણ દીશા છે, જયાંથી સરવેથી ટુંકા દહાડા ઉપર તે નીચે જાય છે ત્યાંથી તે સરવેથી લાંબા દાહાડા ઉપર જે જગાએ તે નીચે જાય છે તે પશ્ચિમ દીશા છે અને બાકી રહી તે ઊત્તાર દીશા છે. કોઇ કહે છે કે ઊત્તારે દોજખનો બારો છે. પ્રોફેસર વેસ્ત હાલના હામુન સમુદર સાથે 'કાંસોય'ને સરખાવે છે.]

છે.[1] ( ૨૩ ) પવિત્ર મજ્દયસ્ની દીનને તું શ્રાપ દે, ( ૨૪ ) (જેથી) દેશોના સરદાર વધ્ધેન[2]એ મેલવ્યું હતું તેમ તું સુખ મેલવે.

૭ ( ૨૫ ) અશો જરથુશ્ત્રએ તેને જવાબ દીધો; હું પવિત્ર મજ્દયસ્ની દીનને શ્રાપ દેઇશ નહીં, ( ૨૬ ) અગર મારૂં શરીર, મારો આત્મા અને મારી બુધી છુટાં પડે તોબી.

૮ ( ૨૭ ) બુરી પેદાએશના કરનાર અઙ્રોમઇન્યુશે ત્યારે તેને કહ્યું ( ૨૮ ) હું અઙ્રોંમન્યુશની પેદાએશને તું કયા કલાંમથી મારશે, તું કયા કલાંમથી નાશ કરશે, કયાં સંપૂર્ણ હથ્યારથી તું તેને મારશે?

૯ ( ૨૯ ) અશો જરથુશ્ત્રએ તેને જવાબ દીધો: (૩૦) હાવનિની તશ્તા (રકાબી), હોમ, અને અહુરમજ્દએ કહેલા કલામથી[3] ( હું તાર, પેદાએશને મારીશ, તેનો નાશ કરીશ. ) ( ૩૧ ) મારાં હથ્યારો એવાં ઉત્તમ છે. ( ૩૨ ) હું એ કલાંમથી મારીશ, એ કલાંમથી હું નાશ કરીશ. ઓ બુરા અઙ્રોમઇન્યુશ ! મારાં આ સંપુર્ણ હથ્યારો છે. ( ૩૩ ) સ્પૅન્ત-મઇન્યુશે તે પેદા કર્યા છે; હદ વિનાના વખતમાં તેણે તે બનાવ્યાં હતા; ( ૩૪ ) પવિત્ર અને ભલા સરદારો અમેષા સ્પન્દાએ તેમને ( હથ્યારોને ) વધાર્યાં હતાં. ( ૩૫ ) અને જરથુશ્ત્ર-અહુનવઇર્ય પઢયો.[4]

૧૧ ( ૩૬ ) જરથુશ્ત્રએ અહુરમજ્દને કહ્યું: ( ૩૭ ) હું તને પુછુંછું, ઓ અહુર ! તે તું મને સાચું કહે. ( ૩૮ ) દરેજ ( નદિના )

---

૧. અઙ્રો મઇન્યુશ અહીં જરથુશ્ત્રને એવું સમજાવવા માગે છે કે, માતાથી અવતરેલું માણસ જાહુકનું સુખ કદી ભોગવી શકતો નથી, માટે જો તે તેને મલી જાય તો તે તેને હંમેશગીનું સુખ બક્ષે. [ સરેહ કરનાર અતરે વધારે છે કે: તારી આગમચ તારા વડીલો મને આરાધતા હતા અને તેમ તું પણ કર—તરજુમો કરનાર.]

૨. આ સરદાર કોણ હતો તે જણાવયું નથી; કદાપી તે ઇરાંનનો કોઇ દુશમન અને બુતપરસ્તી તુરાંની રાજા હશે.

૩. અવસ્તા.

૪ યાને જરથુશ્ત્રએ અઙ્રોમઇન્યુશને જે ધમકી આપી હતી તે મુજબ તેની પેદાએશના નાશ માટે જરથુશ્ત્ર અહુનવઇર્ય પઢયો.

ઊંચા કીનારા ઉપર જરથુશ્ત્રએ અહુરમજદને પૂછયું; ભલા અહુરમજદ, વોહુમનો, અષવહિશ્ત, ક્ષથ્રવઈર્ય અને સ્પેન્તઆર્મઈતિ તરફ (મોહોડું કરીને) બેસીને તે બોલ્યો:

૧૨ (૩૯) તે દુજે, તે બુરા મિનો અંહરેમઈન્યુશ, (ના ફટકાઓમાં)થી હું માણસોનો કેમ બચાવ કરીશ? (૪૦) મજદયસ્નાનોના આ ઘરમાંથી હું હમરિત રિમની તથા પતરિત રિમની[1] ને હું કેમ હાંકી કાહાડીશ? (૪૧) હું નસુશને કેમ હાંકી કાહાડીશ? દિનદાર મરદને હું કેમ પવિત્ર કરીશ? દિનદાર બાનુને હું કેમ પવિત્રાઈ આપીશ?

૧૩ (૪૨) અહુરમજદએ જવાબ દીધો: ઓ તું જરથુશ્ત્ર! મજદના સંપૂર્ણ કાયદા (દીન)ને તું આરાધ.[2] (૪૩) સાત કર્ષવરૅવાલી) દુન્યા[3]માં અમેષાસ્પન્દોને તું આરાધ. (૪૪) પોતાના કાયદાવાલા આકાશી ધુંબજને, હદ વિનાના વખતને, ઊત્તમ કામ કરનાર હવાને, ઓ જરથુશ્ત્ર! તું આરાધ. (૪૫) અહુરના પૈદા કરેલા સખત પવનને અને અહુરમજદની દીકરી પવિત્ર આર્મઈતિને તું આરાધ.

---

૧ [ખુદ નસુશને અડકવાથી હમરિત રિમની અને નસુશને અડકી આવેલાને અડકવાથી 'પતરિત રિમની' થાય છે.—તરજુમો કરનાર.]

૨. [યાને વન્દિદાદ ભણ.—તરજુમો કરનાર.]

૩. ઇરાનીઓની કુદરતી વિદયા દુન્યાને સાત ભાગોમાં વેંહેંચેછે; એઓ પૃથ્વીને લગતા અને કલ્પીત ભાગોછે, જે વિષે બુન્દેહશનાં ૫માં પ્રકરણમાં વર્ણન છે. ખુનિરથ કર્ષવરૅ પૃથિવની અધવચમાં હતો, અઇર્યન મુલક જાણે ધ્રુવ (*pole*)ના જેવો હતો, અને બાકીના કર્ષવરૅ તેની આસપાસ પૃથ્વી ઊપરની વિષુવૃત્ત (*terrestrial latitude*)ની મીસાલે આવેલા હતા; સુરજ જયાં જયાં અટકે છે ત્યાં ત્યાં તેમની સરહદ નકી થાયછે. બુન્દેહેશમાં કહે છે કે, એ કર્ષવરૅઓ આ પૃથ્વી કરતાં ઉત્તમછે અને માણસોથી તેમાં જવાઈ શકાતુ નથી. બીજા હાથ ઉપર લૅગાર્દે પોતાના આર્મિન્યન અભ્યાસમાં સવહિ કર્ષ્વર ને સાવહ નામનાં ગામ સાથે સરખાવેછે જે અભીપરાય સ્વિકારી શકાય નહીં; સઘલાં લખાણ એ ખુલાસાની વિરૂદ્ધ છે. [બુન્દેહશ આ સાત

૧૪ (૪૬) હું અહુરમજ્દની ફ્રવષિને તું આરાધ; (૪૭) એ ફ્રવષિ ઘણીજ ઊમદા, ઘણીજ સંપૂર્ણ, ઘણીજ પ્રકાશીત ઘણીજ જોરેમંદ, ઘણીજ ડાહપનવાલી, ઘણીજ ખુબસુરત, ઊત્તમ પવિત્રાઈ વાલી છે, (૪૮) અને જેની જીંદગીનો તત્વ પવિત્રદિન છે. (૪૯) તે પેદાએશ જે અહુરમજ્દની છે તેને ઓ જરથુશ્ત્ર! તું આરાધ.[1]

૧૫ (૫૦) અહુરમજ્દના સુખનોને જરથુશ્ત્રએ માનપૂર્વક આવકાર દીધો અને બોલ્યો: (૫૧) હું અહુરમજ્દની પેદાએશને આરાધીશ, (૫૨) વીસ્તીર્ન મુલકોવાળા, ઊત્તમ, ઘણાજ પ્રકાશીત, ઘણાજ ફત્તેહમંદ હથ્યારોવાળા મિથ્રને હું આરાધીશ. (૫૩) ઘણાજ અશો, દબદબાવાળા સ્રઓષને હું આરાધીશ, જે દેવોનાં માથાં ભાંગવાને પોતાના હાથમાં એક ગુરજ રાખેછે.

૧૬ (૫૪) પોતાની પવિત્રાઈથી પ્રકાશનાર પવિત્ર દિનને હું આરાધીશ. (૫૫) પોતાના કાયદાવાળા આકાશી ઘુંબજને અને હદ વિનાના વખતને તથા ઊત્તમ કામવાલી હવાને હું આરાધીશ. (૫૬) અહુરના પેદા કરેલા બળવંત પવનને તથા અહુરમજ્દની પ્રકાશીત દીકરી પવિત્ર આર્મઇતિને હું આરાધીશ. (૫૭) દેવોના નાશ માટે સથાપેલી પવિત્ર માજ્દયસ્ની દીનને હું આરાધીશ.

૧૭ (૫૮) જરથુશ્ત્રએ અહુરમજ્દને પૂછયું: સંપૂર્ણ પેદાએશ વાલા અહુરમજ્દ! હું તને શાથી આરાધીશ? (૫૯) કયી બંદગીથી અહુરમજ્દની પેદાએશને હું આરાધીશ?

---

કર્ષવરેનાં ઠેકાણાં નીચે મુજબ જણાવે છે: ખનિરથ વચમાં છે, તેની પૂર્વે સવહિ, પશ્ચિમે અરૅજહિ, દક્ષિણે ફ્રદદફ્ષ તથાં વિદદફ્ષ, અને ઊતરે વોઊરુબરેશ્ત તથા વોઊરુજરેશતછે. (૧૯) મા ફ્રકરાની નોટમાં દિશાઓનું જે વર્ણન છે તે બુન્દેહશ ખનિરથની આસપાસના છ કર્ષવરેને લગાડેછે અને જણાવેછે કે, સુરજ ઉગેછે ત્યારે સવહિ, ફ્રદદફ્ષ, વિદદફ્ષ અને ખનિરથના અરધા ભાગને રોશિણ આપેછે અને અસ્ત પામેછે ત્યારે અરૅજહિ, વોઊરુબરેશ્ત અને વોઊરુજરેશ્ત તથા ખનિરથના બાકી અરધા ભાગને રોશણી આપે છે; એ ઠેકાણે દિવસ હોય છે ત્યારે આગલે ઠેકાણે રાત પડેછે.—તરજુમો કરનાર.]

૧. [સરેહ કરનાર અહીં વધારે છે: તારા સ્વાધીનમાંથી મારી પેદાએશને છોડતો ના.—તરજુમો કરનાર.]

૧૮ (૬૦) અહુરમજ્દએ જવાબ દીધો : ઓ અશો જરથુશ્ત્ર ઊંચાં ઝાડો પાસે તું જા. (૬૧) બુલંદ, ઊત્તમ અને પુશકલ કૌવત વાલાં ઝાડ તરફ (જઈને) આ કલાંમો તું બોલ : મજ્દનાં પેદા કરેલાં સંપૂર્ણ અને પવિત્ર ઝાડને નેમાજ !

૧૯ (૬૨) પછી તું એક બરસ્મ તેમાંથી તોડ, (૬૩) 'એષ' જેટલી લાબી અને 'યવ' જેટલી પોહોલી. (૬૪) કાપીને તે તોડતો નહીં (યાને એમની એમ તોડજે, છરી ના વાપરતો). (૬૫-૬૬) અહુર મજ્દ અને અમેષાસપન્દોને તથા સોનેરી રંગવાલાં ઊંચાં કદના હ ઓમને અને મજ્દના પેદા કરેલા વોહુમનોની ભેટો જે દીનદાર માણસ માટે ઘણીજ કીમતી છે તેમને વખાણતાં ડાભે હાથે વાલીને અશો મરદ તેને તોડે.

૨૦ (૬૭) જરથુશ્ત્રએ અહુરમજ્દને પુછ્યું : (૬૮) ઓ અહુરમ જ્દ ! તું સર્વજ્ઞાનીછે, તું જે અહુરમજ્દછે તે તું ઊંઘ કે છાકતપણું જાણ તો નથી. (૬૯) ભલો મિનો (જે માણસમાંછે તે) હમરિત રિમન થાયછે, તે પતરિત રિમન થાય છે, દેવોથી મરાયલાં તનથી (રિમની પોહોંચે છે,) દેવો હમરિત રિમન કરે છે. (એવે વખતે) વોહુમનો (માણસમાંનો ભલો મિનો) પવિત્ર થાય તે માટે ( શું કરવું જોઇએ) ?

૨૧ (૭૦) અહુરમજ્દએ તેને જવાબ દીધો: એક કૌવતમંદ, ખસી કરેલા અને ઠરાવેલા ગુણો ધરાવનાર (યાને કાયદા મુજબ પવિત્ર કરેલા) ગોધા (યાને વરસ્યા)નો ગોમેજ તારે મંગાવવો, (૭૧) તે પવિત્ર થનાર (રીમન)ને અહુરની જમીન ઊપર[1] લઈ જવો, (૭૨) અને બરે-ષ્નુમ આપનારે એક કસ ખેંચવો.

૨૨ (૭૩) સો વખત વખાણની બંદગી-અષેમ વોહુ પઢ. (૭૪) મોટે આવાજે બસો વખત અહુનવઈર્ય પઢ. (૭૫) પછી (તે રીમનને) દિન મુજબ લાયક કરેલા ગોધાના ગોમેજથી ચાર વખત, અહુરમજ્દ-

---

૧ [સરેહ કરનાર મુજબ નવ કૈત્રમ જેટલી ઊજડ જગાએ—તરજુમો કરનાર. ]

નાં પાણીથી બે વાર નહવાડ.[1] પછી વોહુમનો ( યાને રિમન થયલો દિનદાર મરદ) પવિત્ર થશે, પછી તે માણસ પાછો પોતાની ( આગલી પવિત્ર) હાલતમાં આવે છે.

૨૩ (૭૭) પછી તે જમના અને ડાભા હાથથી, ડાભા અને જમના હાથથી પોતાનાં કપડાં ઊંચકે, (૭૮) પછી તે કૌવતથી બનાવેલા પ્રકાશીત તારાઓ આગળ, ખોદાતાલાના પેદા કરેલા તારાઓ આગલ, નમન કરે (એવી રીતે કે) તેઓ(સેતારાઓ) તેના ઉપર પોતાની રોશણી ફૂંકે, (૭૯) જ્યાં સુધી તેની નવ રાત પુરી થાય ત્યાં સુધી ( તે એમ કરે. )[2]

૨૪ (૮૦) આ વખત જવા પછી આતશ આગલ તે 'જઓથ્ર' લઈ જાય, સુક્કી અને સખત કાઠી તે આતશ પાસે લઈ જાય, આતશ ઊપર તે સારા પ્રકારની સુગંધીઓ લઇ જાય, ( ૮૧ ) તે વોહુમનોએ ધુપ લેવી. [3]

૨૫ (૮૨) પછી તે 'વોહુમનો' પવિત્ર થશે, તે શખસ પાક થશે. (૮૩) પછી તેણે ફરીથી જમના અને ડાભા હાથથી અને ડાભા તથા જમના હાથથી પોતાનાં વસ્ત્ર ઊંચકવાં. (૮૪) પછી વોહુમનો બોલે: અહુરમજદને નેમાજ, અમેષાસ્પન્દોને નેમાજ, બીજા અશો (મીનોઓ)ને નેમાજ ! [4]

---

૧ [પ્રોફેસર દાર્મેસ્તેતે અહીં રીમનને નહવાડવાને બદલે તેના કપડાં ધોવાનો અર્થ કરે છે; 'વોહુમનો' નો અર્થ તે વસ્ત્ર કરે છે; તે કહે છે કે આ બાબદ માણસને લાગુ ન પડે કારણ કે માણસોને તો છ વાર ગોમેજથી અને ૩ વાર પાણીથી નાહાવાને ૮ માં અને ૯ મી ફર્ગરદોમાં જણાવેલું છે.—તરજુમો કરનાર. ]

૨ [પ્રોફેસર દાર્મેસ્તેતે અહીં પણ માણસને બદલે વસ્ત્રનો અર્થ લેઇ જણાવે છે કે, વસ્ત્ર નવરાત સુધી સેતારાઓની રોશણીમાં વખાતાં કરે.—તરજુમો કરનાર. ]

૩. સરેહ કરનાર અહીં વસ્ત્રને ધુપ આપવા જણાવે છે, પણ અવસ્તા લખાણ એ અર્થને ટેકો આપતું નથી.

૨ [સરેહ કરનાર અતરે જણાવે છે કે, અફર્ગે આ ફકરા ઊપરથી બતાવ્યું છે કે, જેના હાથ ધોયલા ન હોય તેણે સુરજની નેમાજ કરવી નહીં તથા બાજ લેવી નહીં.—તરજુમો કરનાર.]

૨૬ (૮૫) જરથુશ્ત્રએ અહુરમજદને પૂછયું: એ સર્વજ્ઞાની અહુરમજદ ! (૮૬) દેવોની પરસ્તેસ કરનારાઓ તથા ગુનાહમાં જીંદગી ગુજારનારા શખ્સોથી (દુર થવાને) અશો મરદને હું સમજાઊં, અશો બાનુને હું સમજાઊં, (૮૭) જેથી તેઓ જમીન ઉપર વેહેતાં પાણીઓનો, અનાજનાં ઊગાંનનો ફેલાવો કરે, બીજી ન્યામતો તેઓ ફેલાવે ? (૮૮) અહુરમજદએ જવાબ દીધો: ઓ અશો જરથુશ્ત્ર ! તું તેમને સમજાવ.

૨૭ (૮૯) જરથુશ્ત્રએ અહુરમજદને પૂછયું: હાડમંદ દુન્યાના પેદા કરનાર ઓ અહુરમજદ ! બદલા (યાને ગુનાહ માટે સજા તથા સવાબ માટે ઇનામ)ની જગા કયાં છે ? તે કયાં અમલમાં મેલાય છે ? જે શખ્સ હાડમંદ દુન્યામાંથી પોતાનો આત્મા છોડે છે તેને તે કયાં પોંહોંચે છે ?

૨૮ (૯૦) અહુરમજદએ જવાબ દીધો: તે માણસ મરણ પામે છે પછી, તે માણસ (આ દુન્યામાથી) જાય છે પછી, (૯૧) દેવો, બુરા મિનોઓ અને તેમને પેદા કરનાર (તે ગુજરેલાની) આસપાસ (ત્રણ રાત સુધી) ભટકવા માટે આવે છે. (૯૨) ત્રીજી રાત જવા પછી, (બામદાદની) રોશણી આગલ વધી પોતાનાં કીરણો ફૂંકે છે, પ્રકાશીત હથ્યારો વાલો મિથ્ર પવિત્ર ચલકાતવાલા પાહાડોની ટોંચ ઊપર પોંહોંચે છે, (૯૩) સૂર્ય (દૃષ્ટિ મર્યાદામાં) ચઢે છે.

૨૯ ( ૯૪ ) ત્યારે વિજરેષો નામનો દેવ, ઓ અશો જરથુશ્ત્ર ! દેવોની પરસ્તેસ કરનારા બુરાઓનાં, ગુનાહમાં જીંદગી ગુજારનારા શખ્સોનાં રવાંનોને બાંધીને ઘસડી જાય છે,[1] ( ૯૫–૯૬ ) કારણ કે ( ઘણા દૂરના ) વખતમાં પેદા કરેલા આ રસ્તા ઊપરથી બુરાને લગતો તથા ભલાને લગતો ( શખ્સ એઓ બંને એક સરખી રીતે ) અહુરમ-

---

૧. [ સરેહ કરનાર જણાવેછે કે, જે કોઇ માણસ મરણ પામે છે તેની ગરદન આસપાસ દેવો એક ફાંસો નાખેછે; માણસ અશો હોય છે તો ત તે ફાંસો તુરત કાહાડી નાખેછે, પણ જો તે પાપી હોય છે તો તે ફાંસો તેનાં ગલાંમાં પેવસ થાય છે અને તે વડે દેવો તેને દોજખમાં ઘસડી જાય છે.– તરજુમો કરનાર. ]

જદના પેદા કરેલા ચિન્વત પુલ[1] ઉપર પોહોંચે છે. (૯૭) જીવતાંઓએ હાડમંદ દુન્યામાં જે કાંઇ કર્યું હોય તે મુજબ નીરમાંન કરેલો પોતાનો હીસ્સો રવાંન તથા બુદ્ધી શોધે છે.

૩૦ (૯૮–૯૯) પછી દબદબાવાલી અને અશો, બરજોબન વાલી, તાજથી સીંગારાયલી, પરોપકારી અને જોરાવર ભલી જીંદગી તુરત ત્યાં હાજર થાયછે. ( ૧૦૦ ) બુરૂં કામ કરનાર બુરાનાં રવાંનને તે અંધારાંમાં ડુબાડે છે; ( ૧૦૧ ) અશોનાં રવાંનોને તે પ્રથમ હર–બૅરૅજઇતિ પસાર કરાવે છે. મિનો યજદોના રસ્તા ઉપર, ચીન્વત પુલ તરફનો રસ્તો ( પસાર કરતાં )તે તેમને ટેકવે છે (જેથી તેઓ દોજખમાં ટુટી ન પડે.)

૩૧ (૧૦૨) વોહુમનો (બેહેમન અમેષાસ્પન્દ) પોતાનાં સોનેરી તખ્ત ઉપરથી ઉઠે છે; (૧૦૩–૧૦૪) વોહુમનો બોલે છે: અએ અશો રવાંન ફાંની દુન્યામાંથી આ અમર્ગ દુન્યામાં અમો વચ્ચે તું કેમ આવ્યોછે ?

૩૨ (૧૦૫–૧૦૭) ખુશાલીથી હરખમાં આવીને અશો માણસોનાં રવાન અહુરમજદનાં સોનેરી તખ્ત ભણી, અમેષાસ્પન્દોનાં તખ્તી ભણી, અહુરમજદનાં મકાન, અમેષાસ્પન્દોનાં અને બીજાં અશોઓનાં મકાંન ગરોન્માન ભણી આગલ વધે છે.

૩૩ (૧૦૯) જેમ એક મેંઢું એક વરૂ આગલ તેનાં કૌવતથી ધુજવા માંડે છે તેજ પ્રમાણે (૧૦૮) બુરા દેવો, બુરૂં કરનારાઓ, પવિત્ર થયલા એક અશો મરદના સુગંધી સુવાસથી[2] તેનાં મરણ બાદ ધુજેછે.

---

૧ [ આ પુલ દોજખ ઊપર લંબાય છે અને તે ઊપરથી સ્વર્ગમાં જવાય છે: અશો રવાંનોને માટે તે નવ હાથ પોહોળો થાયછે, પણ પાપીઓ માટે તે દોરા જેટલો પટલો થઇ જાયછે, જેથી તે પાપી રવાંન દોજખમાં પડી જાય છે. ઘણી દંતકથાઓમાં આ પુલ જણાયલો છે; તે મુસલમાનોનો સીરત પુલ છે. ઇંગ્રેજો તથા ફ્રેનચો વટીકમાં બી એવા પુલને લગતો વીચાર છે. સરેહ કરનાર જણાવે છે કે, દરેક જણ એ ઠેકાણે અહુરમજદ તથા આહરિમનને જોવા આવશે; જે અશો હશે તે બંદગી કરશે, જે પાપી હશે તેનેથી બંદગી ન થશે અને તે ભારી પસતાવામાં પડશે—તરજુમો કરનાર. ]

૨. અથવા કદાચ 'અશો મરદના રવાંન આગલ'.

૩૪ (૧૧૦) (બેહેસ્તમાંના) અશો લોકો તેની (યાને તે અશો રવાંનની) સાથે મલે છે, (૧૧૧) નઈર્યોસન્ઘ પણ ત્યા હાજર હોય છે. (૧૧૨) નઈર્યોસન્ઘ અહુરમજ્દનો પ્રધાન[1] છે.

૩૫ (૧૧૩) વખાણ, ઓ જરથુશ્ત્ર! અહુરમજ્દની પેદા કરેલી એ પેદાએશને તું વખાણ. (૧૧૪) જરથુશ્ત્રએ માન સાથે મારા કલાંમને આવકાર દીધો (અને બોલ્યો): (૧૧૫) અહુરમજ્દની પવિત્ર પેદાએશને હું વખાણું છું. (૧૧૬) અહુરની પેદા કરેલી જમીનને હું વખાણું છું. મજ્દનાં પેદા કરેલાં પાણીને, પવિત્ર ઝાડ પાંનને હું વખાણું છું, (૧૧૭) વોઊરૂકષ સમુદ્રને હું વખાણું છું. (૧૧૮) રોશણીથી પ્રકાશીત આકાશને, સેતારાઓવાળા ઘુંમજને હું વખાણું છું. (૧૧૯) સરૂઆત વિનાના, પોતાની મેલે ચાલતા સેતારાઓને હું વખાણું છું.

૩૬ (૧૨૦) અશો લોકોનાં મિનોઈ, પ્રકાશીત અને તમામ દબદબાવાળાં રેહેઠાંનને હું વખાણું છું. (૧૨૧) અહુરનાં મકાંન, અમેષાસ્પન્દોનાં મકાંન, બીજાં અશોઓનાં મકાંન ગરોન્માનને હું વખાણું છું. (૧૨૨) અહુરમજ્દના પેદા કરેલા ચિન્વત પુલને હું વખાણું છું જે પોતાની મેલે ઊભાં થયલાં ગાતુ-મિસ્વાન[2] તરફ (લઈ જાય છે.)

---

૧. અને નહીં કે કાસદ (અસ્નો અરથ જવું અને નહીં કે મોકલવું.) નર્યોસન્ઘ એ ક્રિયાને લગતા આતશને આપેલું રૂપ છે; માણસો અને આકાશી રેહેવાશીઓની વચે કામ કરનાર અથવા આતશને લગતો કોઇ ફરેસ્તો છે. સંસકૃતમાં નરાસંશ એ આતશનો એક એતાબછે. એ નામનો અર્થ 'માણસ તરફથી બોલનાર' થાય છે.

૨. આ શબ્દનો અર્થ અનિશ્ચિત છે અને તે શું જગા બતાવે છે તેનો ખુલાસો હજી સંતોશકારક રીતે થયો નથી. પેહેલવી ઊપરથી એનો અર્થ નફાની, નહીં ખુટે એવી ખુશાલીનો જગા થાય છે, પણ એ તો સરેહ કરનારે એનો છુટો અર્થ કરવાને માટે તજવીજ કરી છે, અને એ જગા કયી છે તે તે સમજાવતો નથી. સ્પીગેલ મુજબ મિસ્વાન-ગાતુશ તે જગા છે-કે જ્યાં અશો ગુજરેલાંઓની પુશ્કલ નેકીઓ એકઠી થાય છે જ્યાંથી તે નેકીઓ જીવતાંઓને ફાયદો પોંહોંચાડે છે. પણ એવા ખજાંનાની

૩૭ (૧૨૩) સંપૂર્ણ સઓક[1]ને હું વખાણુંછું જેની નજર દુર-સુધી પોહોંચે છે. (૧૨૪) તમામ પેદાએશને ખીલવનાર અશો લોકોનાં-બળવંત ફરોહરોને હું વખાણુંછું. (૧૨૫) મજ્દનાં પેદા કરેલાં (આકાશી) નુર[2]ના રક્ષણ કર્ત્તા અહુરના પેદા કરેલા વૅરેથ્રઘ્નને હું વખાણુંછું. (૧૨૬) પ્રકાશીત, નુરમંદ, ગોધાના જેવા આકારવાળા, સોનેરી શીંગનાં વાળા[3] સેતારા તિશ્ત્રયને હું વખાણુંછું.

૩૮ (૧૨૭) વખત ઊપર સરદારી ભોગવનારા પવિત્ર અને અશો

---

હૈયાતી, એક જણ ભલું કામ ન કરે તેનો બદલો બીજાના વધુ સવાબથી અહુરમજ્દ વાલેછે (કે જેમ સદરબુન્દેહશ કહે છે) એ વિચાર અવસ્તાને લગતો નથી. વલી એ ફકરો પાછલથી ઘુસેલો હોવાનાં ચીનીહઆ શબ્દના વ્યાકરણને લગતા આકાર તથા ક્રિયાપદની ગેરહાજરીમાં મલે છે. એ લખાણનો અર્થ 'મિસ્વાનમાં ચિન્વત પુલ આવેલો છે' એમ થઈ શકે. કેટલાક લખનારાઓ મુજબ બેહેસ્ત અને દોજખની વચ્ચે આવેલી જગા 'મિસ્વાન' છે જયાં જે શખ્સોનાં ભલાં તથા બુરાં કામો તેમનો સેવટનો ઈનસાફ થતી વખતે એકસરખાં ઉતરેછે તેઓ જાયછે. એ જગાને લાગુ કરેલું 'ખ્વધાત' વિષેશણ બતાવેછે કે, કુદરતથી બનેલી જગાનો એ એક ભાગછે; કદાચ એ જગા આ દુન્યા અને ગરોન્માનની વચ્ચે છે કે જયાં બંને મિનો (સ્પેન્તમઈન્યુશ અને અંગ્રેમઈન્યુશ)ને માટે તેમનાં કામો બજાવવા માટેનું રેહેથાંન અને જગા છે.

૧ સ્પીગેલ મુજબ 'ઊપયોગ'નો ફરેસ્તો, વિન્દિશમન મુજબ 'આબાદી'નો ફરેસ્તો. અવસ્તામાં એનું કામ ઘણુંજ અસંપૂર્ણ રીતે બતાવ્યુંછે. જે રોશણી માણસની બંદગી બેહેસ્તમાં પોહોંચાડેછે તેનો એ પ્રતીનીધી દીસેછે. એ અર્થ લઈએ તો તે 'સુચ્'='બલવું' ઉપરથી નીકલે.

૨ એ નુર બાહારના પ્રકાશ સાથે જોડાયલો કુદરતી દબદબો છે, જે બેહેસ્તમાં યજ્દો તથા દિનદાર લોકોનું હોયછે. આ દુન્યામાં તે મુખ્ય કરી આર્ય ટોલાને, પોતાની ઊત્તમ વર્ત્તણુકથી ઉમદા થયલા ટોળાને અને તેના રાજાઓને મલેલું હોયછે, પણ એઓ જ્યારે ઈનસાફ અને પવિત્રાઈનો માર્ગ તજેછે ત્યારે અહુરમજ્દ તે તેમની કનેથી ખુંચવી લેછે.

૩ આર્ય લોકો પરોપકારી ફાયદેમંદ મિનોઓને ગોધા કે ગાયના ગુણો લાગુ પાડેછે; એ ગોસ્પન્દો ઘણાં ફાયદેમંદ અને ઊમદા ગુણના છે અને ઈરાંનીઓના વિચાર મુજબ હૈયાત પ્રાણીઓમાં પ્રથમ એ જાનવરો પેદા થયાં હતાં.

ગાથાઓ[1]ને હું વખાણુંછું (૧૨૮) અહુનવઇતિ ગાથાને હું વખાણુંછું. ઉશ્તવઇતિ ગાથાને હું વખાણુંછું. સ્પેન્તમઇન્યુશ ગાથાને હું વખાણુંછું. વોહૂક્ષત્ર ગાથાને હું વખાણું છું. વહિશ્તોઇશ્તિોઇશ ગાથાને હું વખાણું છું.

૩૯ (૧૨૯) અરેજહિ તથા સવહિ કર્ષવરને હું વખાણું છું. ફ્રદધફ્શુ અને વીવીધફ્શુ કર્ષવરને હું વખાણું છું. વોઊરૂબર્રેશ્ત અને વૉઉરૂજર્રેશ્ત કર્ષવરને હું વખાણું છું. ખનિરથબામ્ય[2] કર્ષવર જ્યાં આપણે છિયે તેને હું વખાણું છું. (૧૩૦) પ્રકાશીત દબદબાવાળી હેતુમત[3] (નદિ) ને હું વખાણું છું. (૧૩૧) અષિવઙ્હુઇ (સંપૂર્ણ અશોઇ) ને હું વખાણું છું. ચિસ્તિ વઙ્હુઇને હું વખાણું છું. સંપૂર્ણ ડાહપનને હું વખાણું છું. (૧૩૨) આર્ય દેશોનાં ખોરેહને હુંવખાણું છું.

૪૦ (૧૩૩) અશો સ્નઓષ, જ્યારે તેને વખાણવામાં આવે છે ત્યારે સંતોષી અને મદદગાર થાય છે; તે કદર બુજનારો છે. તે દબદબાવાળો, હંમેશ ફત્તેહમંદ અશો સ્નઓષ છે. (૧૩૪) આતશ માટે જેર લાવો. સુકી કાઠી આતશ માટે લાવો. કીમતી જાતના સુગંધો આતશ માટે લાવો. (૧૩૫) સ્પૅંજઘ્ર દેવને મારનાર વાઝિશ્ત[4] આતશને વખાણો. (૧૩૬) રાંધેલો ખોરાક તથા પુશ્કલ પીવાનું[5] લાવો.

---

૧ ગાથાઓને વખતના સરદાર ગણવાનું કારણ એ કે વરસની ગણત્રી બરાબર પુરી કરવાનો આધાર એમની ઊપરછે, એમ સરેહ કરનાર જણાવેછે.

૨. આ એક ગોળ કુંડાલાં જેવો કર્ષવર છે જેની વચમાં ઇરાંન આવેલું છે. આ કર્ષવરમાંથી ઇરાંની પેહેલવાનોએ દેવોને હાંકી કહાડયા હતા.

૩. સ્પીગેલ મુજબ આ હિલમન્દ નદિ છે. આ નદિને એટલી બધી અગત આપવાનું કારણ સમજ પડતું નથી. એનો અર્થ વર્સાદ લાવનારાં વાદળાં કરી શકાય.

૪. એ આતશ વીજલીનો છે. મઝ્દયસ્નાનો ઘણીક પ્રકારના આતશો ઓલખાવે છે; વીજલીનો, ભઠ્ઠીનો, ઝાડોમાંનો ઇત્યાદી. સ્પૅંજઘ્ર દેવ થોડોજ જણાયલો છે. અહીં તે જે ભાગ બજાવતો દીસે છે તે ઉપરથી તે કાળાં વાદલાં અને વેદમાંના વૃત્ર મિસાલે ધમકી આપતો લાગે છે. તેનાં નામનો અર્થ ઉગાંનને અટકાવનાર થાય છે. બુન્દેહેશમાં કહે છે કે વાઝિશ્ત આતશ વાદલાંઓમાં સ્પૅંજઘ્ર દેવ સાથે લડે છે.

૫ સરેહ કરનાર એનો અર્થ મીઠી ખીર કરેછે.

૪૧ (૧૩૭) અશો સ્રઓષને વખાણો, (૧૩૮) જેથી શરાબ પિવા વિના છાકત થનાર દેવ કુન્દને સ્રઓષ મોહોત આપે. (૧૩૯) દુજેના બુરા નોકરોને, દેવોને આરાધનારાઓને, ગુનાહ ભરી જીંદગી ગુજારનારાં માણસને તે મારે.

૪૨ (૧૪૦) દેશને પવિત્ર કરનાર આશ્રવન (નો જે) ઘણી નજદીકનો પેશી (? પડોશી)[1] છે તે તેને માટે તે જમીન ઊપર કામ કરે, તે ઘાસચારા, ગોસ્પન્દોનાં પોશાણ, ઢોરોનાં પોશાણ માટે તે સંભાળ રખે.

૪૩(૧૪૧) કરો[2] માછલી જે પાણીને તલ્યે, ઊંડા સમુદ્રને તલ્યે રેહે છે તેને હું વખાણુંછું. બંને મિનોની પેદાયેશમાંના ઘણાજ લડવૈયા કુદરતી મેરેજૂ-પારોને[3] હું વખાણુંછું. સાત પ્રકાશીત બંદગીઓને હું વખાણુંછું જે ન્યાંમતો, ફરજંદો અને દોલત મેલવી આપે છે.

૪૪ (૧૪૨) નીચલા દેવો વાત કરવા લાગ્યા; બોલવા લાગ્યા, મનસુબો કરવા લાગ્યા, વિચાર કરવા લાગ્યા; દેવોનો દેવ ખુની અફ્રોમઇન્યુશ, અન્દ્રદેવ, સઊર્વદેવ, નાઑંગ્હઇત્યદેવ, તઊરૂદેવ, જાઇરેકદેવ, ઝનુની અએશ્મદેવ, અધતષ[4] દેવ, દેવોના પેદા કરેલા શ્યાલાનોદેવ, મોહોત લાવનાર અને ફના કરનાર વખત જે માબાપને રીબાવે છે, બુઇ-

---

૧. મનુના કાયદામાં પણ હિંદુઓ ઉપર ફરજ નાખવામાં આવેલી છે કે, તેઓએ પોતાના પડોશી ધર્મગુરૂઓને ધર્મને લગતાં ભોજન ખાવા ઇત્યાદી માટે નોતરવા.

૨. આ એક નવાઇ જેવી માછલી છે. રંઘા નદિને તલ્યે હજાર માણસોનાં જેટલી ઊંડાઇએ તે રહે છે; તેની આંખ એવી તીક્ષણ છે કે, તે દરેક મુશકેલી પાર કરી શકેછે. 'ગઓકિરેન' અથવા જીંદગોના ઝાડની અફ્રોમઇન્યુશે પેદાકરેલા દુશમનો સામે ચોકશી રાખેછે.

૩ એ કોણ છે તે જણાયલું નથી પણ તે તારાઓ અથવા આકાશને લગતો કોઈ ફરેસ્તો છે એમ તેનાં વિશેષણ ' ખુધાતો ' ઊપરથી ધારવામાં આવેછે. [ ધુશતી એનો અર્થ આકાશ ગંગા ( *milky way* ) કરેછે. ]

૪ એનો અર્થ 'બુરું કરનાર ' થાયછે અને તેથી એને 'અએશ્મ' નાં વિશેષણ તરીકે બી લેખી શકાય.

તિશ, દ્રિવિશ, દઇવિશ અને કશ્વિશ[1] દેવો, તથા દેવોનો સર્દાર, દેવોમાં સર્વેથી બુરો અંગ્રેમઇન્યુશ, પુશ્કલ દુઃખ દર્દના કર્ત્તા, બુરાઇઓને બનાવનાર અઙ્રેમઇન્યુશ બુમ પાડી ઊઠયો: બુરાઇના પેદા કરનાર બુરાદેવો પોતાની કોશેશથી કોણને અરેજુરની ટોંચ ઊપર લાવશે ?

૪૫ (૧૪૩) બુરાઇના પેદા કરનાર બુરાદેવો ભેગા થયા અને મનસુબો કરવા લાગ્યા, બુરાઇના પેદા કરનાર બુરાદેવો વાતચીત કરવા લાગ્યા અને બુમો પાડવા લાગ્યા (૧૪૪) તેઓ બોલ્યા, લુચ્ચા બુરા દેવને (જ) આપણે અરૅજુર[2]ની ટોંચ ઊપર લઈ જઈ શકયે.

૪૬ (૧૪૫) અફ્સોસ ! પોઉરૂષસ્પનાં ઘરમાં અશો જરથુશ્ત્ર જન્મેલો છે. (૧૪૬) તેને માટે મોહોત આપણે કયાં શોધીશું ? (૧૪૭) તે એક હથયાર છે જે દેવોને (મારેછે), દેવોનો તે હમનબર્દ છે. (૧૪૮) તેનેથી દ્રુજે પોતાની ખાશ્યત ખોહી દેછે (યાને જુઠું કે ઠગાઈ ઊઘાડી પડી જાયછે અને કાંઈ વલતું નથી), દેવોને પુંજનારાઓ માર ખાયછે ( અને તેમની સાથે ) (૧૪૯) દેવોનો પેદા કરેલો નસુશ અને જુઠા સુખનો વાલી ઠગાઈ (પણ નાશ પાંમેછે. )

૪૭ (૧૫૦) તેઓ (આ મુજબ) બોલ્યા: દેવો, બુરાઓ, બુરૂં કરનારાઓ અંધારાંના રેહેઠાનને તલ્યે, ભયંકર દોજખમાં નાહાસેછે.

---

૧ આ છેલ્લા ચાર દેવો લુચ્ચાઇ, કંગાલ્યત, ઠગાઈ અને ઓડખાંપણને લગતા છે. વન્દિદાદ સાદેમાં ૧૪૧મો તથા ૧૪૨મો ફકરો અહીં સુધી છોડી દીધોછે.

૨ દેવોનો પાહાડ, દોજખનો દરવાજો. અઙ્રેમઇન્યુશની અહીં મતલબ એવી છે કે કોઈ માણસને ફરેબ મારીને દોજખી બનાવવાની કોશેશ કરવી.

# ફર્ગરદ ૨૦.

**૧. વેદાંનું મૂળ.—પેહેલો તબીબ થ્રિત, §§ ૧–૧૮.—૨. દુઃખ દરદને અટકાવવા તથા તેમને સાજાં કરવા માટેની મંત્રની બંદગીઓ, §§ ૧૯–૨૯.**

આ ફર્ગરદ ઘણીજ ટુંકી હોવા ઉપરાંત એમાં એકજ બાબદ સમાવેલી છે અને તે વૈદાંને લગતી છે. ઇરાંન સર જમીનમાં એ ફાયદેમંદ હુન્નર કેટલો માન ભરેલો હતો તે તેમાંથી માલમ પડે છે. થ્રિત જેના વિષે અહીં સવાલ છે તે, દંતકથા મુજબ, યિમથી ઉતરતો આવેલો એક પેહેલવાંન તથા કેરેસાસ્પનો બાપ હતો જેને માટે પેહેલી ફર્ગરદમાં ઇસારો છે; આ રીતે પેહેલવાંની જમાનાના ઇરાંની પાદશાહોનો તે કુટુંબી ઠરેછે. તેને વેદના ત્રિત સાથે સરખાવવો મુશકેલ છે કારણકે એ છેલો ઘણી તો સુરજની રોશણીને જે કેટલાંક વિશેશણો લગાડેલાં છે તેમાંના એકને અલંકારી રૂપ આપવાથી બનેલો છે. આ ફર્ગરદ બે ભાગોમાં વેંહેંચાયલી છે, જે એક બીજાથી સ્વતંત્ર દીસેછે: તેમાં અહુરમજ્દ અને મંત્રની બંદગીઓનું વર્ણન છે. આ તથા એની પછીની બંને ફર્ગરદો દુઃખ દરદને અટકાવવા અથવા મંત્ર ભણીને હાંકી કાહાડવાને લગતી ખાસ બંદગીઓને લગતી કેતાબનો ભાગ છે અને તેથી તે આથ્રવનોજ ભણી શકેછે. જે બે ભાગ એમાં જોવામાં આવેછે તેમાં પેહેલો ભાગ ધર્મ સંબંધી વિચાર અથવા આરાધનાનો ખુલાસો આપેછે: તેની મતલબ દીનદારોને અશોઇ માટે ઊશકેરવાની અથવા ફરેસ્તાઓની મદદ માગવાની છે. બીજા ભાગમાં મંત્રની બંદગીઓ છે જે મંત્રો ભણવાથી દુખદરદ દફે થાયછે. ૨૦મી ફર્ગરદના §§ ૧૯–૨૯ એ બીજા ભાગને લગતાછે. આ બંદગીની સેવટે આઇર્યમાઇશ્યો (અર્યમન ફરેસતા) ને આરાધવામાં આવેછે અથવા વધુ સારી રીતે બોલયે તો એ શબ્દથી સરૂ થતી યજશને (હા ૫૩) માંની બંદગીનો ફકરો ભણાવવામાં આવેછે. એ બંદગીને અવસતામાં ઘણીજ પવિત્ર, ઘણીજ બલવંત, ઘણીજ કૌવતમંદ ઘણીજ ફાયદેમંદ જણાવવામાં આવી છે; કોઇ વાર તેને હોનવરના જેવી સરખાવવામાં આવે છે. તેનો ખાસ ગુણ દુઃખ દરદો હઠાવવાનો છે અને એજ ગુણને ખાતર તેને આ ફર્ગરદમાં જગા મળી છે. સવાલ ઉઠાવવામાં આવશે કે એ અર્યમન કોણ છે જેની મદદ એ બંદગી વીનવે છે. અવસ્તાના ઘણા ફકરાઓ-

માં એ નામનો માત્ર અર્થ આરાધના થાય છે, એ શબ્દથી સરૂ થતી માંથ્ર (મં-ત્ર)વાંની થાય છે એમાં તો કોઇથી વાંધો લેવાય નહીં. પણ એ માંથ્રમાં જયાં એ શબ્દ આવે છે તયાં તેનો અર્થ કાંઇ માંથ્ર થઇ શકે નહીં અને તેથી તેનો અર્થ જાણવો જોઇયે છે. શ્પીગેલ એવું માને છે કે, દીનની તાબેદારીને રૂપ આપી અર્યમન ફરેસ્તો ઊપજાવયો છે. મજદયસની ધર્મના ચોકસ જમાનામાં એવો અર્થ તેનો થયો હોય પણ તાવને દુર કરનાર અને જખ્મોને આરામ આપનાર કૌવત માટે આવો ભાવવાચક વિચાર પ્રથમ જમાનાના ઈરાંનીઓની નજરમાં હોઇ શકે નહીં. વલી અવસ્તામાં ઘણે ઠેકાણે આતશ તથા રોશણીના ફરેસ્તાઓ અષવહિશ્ત તથા સઓક સાથે જોડાયલો તથા ભલેલો અર્યમન શબ્દ મલે છે (યશત ૨,૧,૩,૧); બીજે ઠેકાણે તેને અષવહિશ્તનું હથ્યાર ગણ્યું છે (યશત ૩, ૫). એસઘલાં ઊપરથી આપણને એવા ઠરાવ ઉપર આવવાને સત્તા મલે છે કે, તે રોશણીનો કોઇ આકાર છે, અને તે અર્થે તે વેદિક અર્યમન સાથે ઘણી સારી રીતે મલે છે; વેદમાં તે મોટી કુદરતનો છોકરો, દીવસ તથા રાતને છુટાં કરવાનું એક સાધન છે, ઘણી વાર તેને ખુદ સુર્ય તરીકે ગણવામાં આવે છે. અવસ્તામાં અઇર્યમન એ મિત્ર તેમજ નોકર છે; એજ તેનો પ્રથમ અર્થ હોવો જોઇએ.

## ૨૦

૧ (૧–૭) જરથુશત્રએ અહુરમજદને પૂછ્યું: હાડમંદ દુન્યાના પેદા કરનાર ઓ ઘણાજ પવિત્ર મિનો, ઓ અશો અહુરમજદ! કામમાં ખબરદાર, ચાલાક, પરોપકારી, જાદુઈ કૌવત ધરાવનાર, પ્રકાશીત, બળવંત અને (મજદયસ્ની) દીનની આગમચનાં (પરધાત)[1] માણસોમાં પેહેલો કોણ હતો (૮) જે દુ:ખ દરદને દુ:ખ દરદ ઊપર અને મોહોતને મોહત ઉપર ફેંકનાર (યાને તેમનો નાશ કરનાર,) (૯) શરિરના નાશને અટકાવનાર (૧૦) અને માણસનાં શરિરને અંદરખાંનેની તાવનાં જોશમાંથી છોડવનાર હતો.

---

૧ [ પેહેલવી સરેહ કરનાર આ સાત વિષશણો વધુ નક્કીપણે બતાવવા માટે જણાવેછે કે:–સ્પેન્દયાદના જેવા ખબરદાર જેના ઊપર તરવારના ફટકા કાંઈબી અસર કરતા ન હતા એમ કેહેવાયછે, કાઇ-ઉશ (કાઊશ)ના જેવા ચાલાક અથવા દાનાવ, જમશીદના જેવા પરોપકારી, પાતખ્રોબ (વીશ્તાસ્પનો ભાઈ પાત્-ખોસ્રુ) ના જેવા જાદુઇ કૌવત ધરાવનાર, જરથુશ્ત્રના જેવા પ્રકાશીત, કૅરશાસ્પના જેવા બલવંત, હોષંગના જેવા દિનની આગમચના. ]

૨ (૧૧) અહુરમજ્દએ જવાબ દીધો: ઓ અશો જરથુશ્ત્ર ! કામમાં ખબરદાર, ચાલાક, પરોપકારી, જાદુઈ કૌવત ધરાવનાર, પ્રકાશીત, બલવંત, દિનની આગમચનાં માણસોમાં પેહેલો થ્રિત[1] હતો, જે દુ:ખ દરદને દુ:ખદરદ ઉપર અને મોહોતને મોહોત ઉપર નાખતો હતો, શરિરનો નાશ અટકાવનાર અને માણસનાં તનમાંની તાવને હાંકી મેલનાર હતો.

૩ (૧૩) દરદની સામે થવા, મોહોતની સામે થવા, અગન બલવા અને તાવ સામે લડવા, માથાંના દુ:ખારા સામે લડવા, તનની નબલાઇ અને કોહોવાત સામે લડવા, અપવિત્રાઈ સામે લડવા, (૧૪) દુ:ખારો, ચેપ અને કોહોવાત જે અંગ્રેમઇન્યુશે માણસોનાં તનમાં ઊત્તપન્ન કર્યાં છે તેની સામે લડવા માટે, (૧૨) ક્ષથ્રવર્ય (શેહરિવર) પાસે મેંહેરબાંની દાખલ એક ઊપાય[2] માંગ્યો.

૪ (૧૫) પછી હું અહુરમજ્દ તેને માટે દવાને લગતા ઝાડ

---

૧ [ પ્રોફેસર દાર્મેસ્તેતે વેદને આધારે કહેછે થ્રિત અને થ્રએતઓન પ્રથમ એકજ ધણીનું નામ હતું અને એ બંનેનું કામ એકજ હતું. હમજા નામની એક ફારસી કેતાબને આધારે તે વલી જણાવેછે કે, થ્રિતની મીસાલે થ્રએતઓન દવા શોધી કાહાડનાર હતો, તાવીદો તેનાજ નામના માંદગી વેલાએ બનાવવામાં આવેછે અને વલી ફર્વરદીન યશતમાં તેની ફ્રવષિને દુ:ખદરદો દૂર કરવા માટે આરાધવામાં આવેછે. બીજા હાથ ઉપર પેહેલ્વી સરેહ કરનાર એને જમશીદ પાદશાહ સાથે સરખાવેછે અને કહેછે કે, જમશેદ ત્રિજો પાદશાહ હતો.—તરજુમો કરનાર. ]

૨. એ શબ્દનો અર્થ શકમંદ છે; એને વિસ્ એટલે ઝેર અને 'ચિણ' દૂર કરવું ધાતુ ઉપરથી અર્થ કાહાડી શકાય; અહીં જે સવાલ છે તે દુ:ખ દરદો સામેના ઇલાજ, તેની સામે કામે લગાડવાનાં હથ્યારો વીષે છે અને નહીં કે પેહેલ્વી મુજબ સોનેરી તાજ અથવા મુગત વિષે. ધાતુના ફેરેસ્તા ક્ષથ્રવર્યનું અહીં કામ શું છે તે કેહેવું મુશકેલ છે. શું થ્રિત તેની કને વાઢાડકાપનાં હથ્યાર અથવા સોનાનું તાવીજ માંગે છે? §§૧૫-૧૭ એ વિચારની વિરૂદ્ધ જાય છે, કારણ કે અહુરમજ્દ તો તેને માટે બાજીપાલાનોજ ઇલાજ લેઇ જાય છે.

પાલો લઈ ગયો, (૧૬) સેંકડો, હજારો અને અસંખ્ય (પાલા) (૧૭) તથા તે મધ્યે ગઓકૅરેન[૨] ( હું લઇ ગયો. )

૫ (૧૮) માણસનાં શરિર(નો તનદરોસ્તી) માટે, દરદ, મોહોત, અગન, તાવ, માથાંનું દરદ, દુ:ખારો, ચેપ અને કોહોવાત જે અઙ્‌રો-મઇન્યુશે માણસોનાં તનમાં ઉત્તપન્ન કર્યાં છે તેની સામે થવા માટે અમે એ સઘલાંને વખાણ્યે છીયે, અમે ઇચ્છયે છીયે, અમે તે માંગયે છીયે.

૬ (૧૯) અએ દરદ ! હું તને શ્રાપ દેઊં છું. અએ મોહોત ! હું તને શ્રાપ દેઊં છું. અએ અગન ! હું તને શ્રાપ દેઊં છું. અએ તાવ ! હું તને શ્રાપ દેઊં છું. માથાંના દુ:ખારા અને તાહાડયા તાવ, મગજના બગાડા તથા આંધલાંપણાં ! હું તમને શ્રાપ દેઊંછું. અએ જુઠાઈ હું તને શ્રાપ દેઊં છું. (૨૦) અએ અપવિત્રાઇ ! અએ દુખારા ! હું તને શ્રાપ દેઊં છું.

૭ (૨૧) ઓ અહુર ! મને બળવંત કૌવત (આપ) (૨૨) જે કૌવતથી હું દ્રુજનો નાશ કરૂં, તે કૌવતથી દ્રુજેને હું મારૂં.

૮ (૨૩) હું દરદની સામે થાઊં છું, મોહોતની સામે થાઊં છું, અગન બળવાની સામે થાઊંછું, તાવની સામે થાઊંછું, માથાનાં દુ:ખારા-ની સામે થાઊંછું, અપવિત્રાઇની સામે થાઊંછું, (૨૪) દુખારો, ચેપ અને કોહોવાત જે અઙ્‌રોમઇન્યુશે માણસોનાં શરિરમાં ઉત્તપન્ન કરયાં છે તેની સામે હું થાઊં છું.

૯ (૨૫) તમામ દરદો અને મોહોત, યાતુઓ (જાદુગરો) અને પઇરિકા (પરિ)ઓ તથા પાપી જાનિઓની સામે હું લડું છું.

૧૦ (૨૬) અઇર્યમન-ઇશ્ય જરથુશ્ત્રના સાગેર્દો—મરદો અને બાનુઓનાં સુખ માટે પોહોંચે ! (૨૭) સાચાં અને પવિત્ર મનની

---

૨. અથવા સફેદ હોમ નામનું ચમતકારી ઝાડને વોઉરૂકષંદર્યાં ના ગર્ભસ્થાંનમાં, મિનોઈ પાણીના ઝરા અર્દ્વિ શુરની નજદીક ઊગતું માનવામાં આવે છે અને જેનું 'કરો' માછલી દેવોની સામે રક્ષણ કરે છે, જે કોઇ ગઓકૅરેન ખાય છે તેને તે અમરર્ગી આપે છે; કયાંમતને વખતે તે ગુજરેલાંઓને સજીવન કરશે, આ દુન્યામાં તે જઇફીનું રક્ષણ કરે છે.

ખુશાલી માટે તે આવે! દીનથી સંપુર્ણ બદલો મલે. (૨૮) પવિત્રાઈનો પવિત્ર આશીર્વાદ હું ઇચ્છુંછું. અહુરમજ્દ તે (આશીર્વાદ) તે મોટો કરે!

૧૧ (૨૯) અઇર્યમન તમામ દરદ તથા તમામ મોહોતને, તમામ યાતુઓ અને પઇરિકાઓને તથા પાપી જાનિઓને મારેછે.

---

## ફર્ગરદ ૨૧.

**૧. પ્રથમ પેદા થયલા ગોધાની આરાધના, §§ ૧-૨.—૨. વર્સાદ અને દુઃખ દરદના ઊપાયો મેલવવા માટે વાંદલાંઓને વિનંતી, §§૩-૧૯—૩. સૂર્યની આરાધના, §§ ૨૦-૩૦; ચંદ્રની આરાધના, §§ ૩૧-૩૨; સેતારાઓની આરાધના, §§ ૩૩-૩૬.—૪. મંત્રની બંદગીઓ §§ ૩૭-૪૨.**

---

આ ફર્ગરદ કદાચ તે છે કે જે ઊપર આંકવેતિલના દુશ્મનોએ ઘણી જ મૂર્ખાઇ બતાવીછે; તેમની નજરમાં એ ફર્ગરદ માત્ર બેહુંદી વાતોનો જત્થો છે. બરચીત એમાંની આરાધનાઓમાંના તત્વો ઘણા ઇશવરી મહજબના જેવા તથા સુરજ, ચંદ્ર, તારા, તથા આતશની પુંજાને મલતા લાગેછે; પણ ઇશ્વરનાં એકત્રપણાં અને તમામ સૃષ્ટી પેદા થવાને લગતા અવસ્તાના વિચારો હજી ત્યાં જલવાયલા છે. આ લખાણમાં જે મુખ્ય ભુલ ચાલેછે તે દુન્યાની આબાદી ઉપર સેતારાઓની અસર હોવાની અને ચોકસ જાદુઇ કલાંમોને લાગુ કરેલા ગુંણોને લગતીછે.

આગલ જણાવ્યું છે તેમ દુઃખ દરદ દુર કરવાને મંત્ર તરીકે આ ફર્ગરદ સરજાયલી છે અને તેમાં જે હારબંધ આરાધનાઓ આવેલીછે તે દરેકની સાથે જાદુઈ કલાંમ હોયછે. એ બંદગીઓની મતલબ જમીનની આબાદી અને માણસો તથા ગોસપન્દોની તનદરોસ્તી અને કોવત જાલ-

વી રાખવાની હોવી જોઇએ. એટલાજ માટે ગોસપન્દોનું રક્ષણ કરનાર ફરેસ્તાને, વાદલાંઓને, તથા સેતારાઓને[1] આશ્રવન અરજ કરેછે; તે તેમની કને વરસાદ અને ફલદ્રુપપણું અને પછી માણસો તથા ગોસપન્દો માટે તંદરેસતી માંગેછે. દરેક આરાધનાની સાથે કેટલાક શબ્દો આવેછે જે મતલબને ટોડી નાખેછે અને તે હોવાનું કાંઈ કારણ બતાવવામાં આવ્યું નથી (૨૪–૨૮). એ શબ્દોમાં મજદયસ્નાન ધર્મગુરૂ તમામ મજદયસ્નાન બાનુઓને અથવા તેમનામાની કોઇ ચોકસને આશીરવાદ દેછે. એ કલાંમોને તેમની આગમચ આવતી આરાધનાઓ સાથે એક એવા ફકરાથી સાંધવામાં આવેછે કે જેનો અર્થ ઘણોજ અનિસ્ચિત છે (§૨૩). તેનો બોલિબોલ અર્થ આ મુજબ છે: પછી આગલ બુરાઇ (અથવા બુરાઈ તરફ), પછી આગલ પવિત્ર દીન (અથવા પવિત્ર દીન તરફ). એનો અર્થ આ મુજબ પણ કરી શકાય; પછી બુરાં તથા ભલાં કામો સરૂ થાયછે; અથવા વધુ સારી રીતે જો બુરાઇ ઊત્તપન્ન થાયછે તો તેની સામે થવાને પવિત્ર દીન આવેછે; અથવા એથીબી વધુ સારી રીતે: બુરાઈ ઊત્તપન્ન થાય ત્યારે પવિત્ર દીનની મદદ લેવી; માંથ્ર ભણવા. આ છેલો અર્થ બાકીનાં લખાણ સાથે ઘણોજ બંધ બેસ્તો દીસેછે; એ વાકય §§ ૨૪–૨૮ને લગતો અને તેને મલતા માંથ્રને રજુ કરવા અથવા જાહેર કરવાને કામ લાગેછે.

૨૧મી ફર્ગરદ સેવટે પાછી આગલી સામાન્ય બાબદ ઉપર આવેછે; તેમાં જે દુ:ખ દરદો અને બુરા મિનોઓ સામે લડત ચલાવવાનીછે તેનું વર્ણન કરી અર્યમન–ઇશ્યોનાં બળને આરાધવામાં આવેછે. છેલ્લી ત્રણે ફર્ગરદોની નેમ દુ:ખદરદોને દુર કરી આરાંમ આપવાની છે.

## ૨૧.

૧ (૧) અએ પવિત્ર ગોધા[2] તને નેમાજ! અએ અશો પેદા

---

૧. અથવા તિસ્ત્રયને જે મિનોખિરેદ મુજબ તમામ ફલદ્રુપપણાં, તમામ આબાદીનું મૂલ છે, તેજ પાણીને તથા તમામ તોખમોને વરસાવે છે (જુઓ એ કેતાબનું પ્રકરણ ૪૯ અને ૬૨મું) એજ કેતાબ વલી આપણને શિખવે છે કે, કેટલાક સેતારાઓને પાણીની ઊત્તપત્તી માટે, બીજાઓને ગોસ્પન્દોની વૃદ્ધિ માટે ઊત્તપન્ન કર્યા છે; સુર્ય તથા ચંદ્રને તમામ ફુલ ફલાદીની ઊત્તપત્તી અને વૃદ્ધી માટે બનાવ્યા છે. જુઓ આ ફર્ગરદને છેડે એ પ્રકરનોના થોડા ભાગનો આપેલો તરજુમો.

૨. એ ગોસપન્દોનો ફરેસ્તો અથવા તો પ્રથમ પેદા થયલો ગોધોછે. બુનદેહેશ મુજબ તેને તમામ જીવતાં પ્રાણીઓમાં પેહેલ વેહેલ અહુરમજદએ

કરેલા ગોધા તને નેમાજ ! તું જે ફરાગતી આપનાર છે, તું જે વૃદ્ધિ કરનાર છે તે તને નેમાજ ! તું જે અશો મરદને માટે, હજી નહીં પેદા થયલા અશો લોકોને માટે પેદા કરનાર તરફની બક્ષેસ છે તે તને નેમાજ ! ( ૨ ) તું કે જે[3] જહિ, નાપાક અર્ષમઓધ, બુરા તથા જુલમી શખસનો નાશ કરેછે.

૨ ( ૪ ) પંથરાઇ જતાં પાણી, વરસતાં પાણી, વેહેતાં પાણીના આકારે (૩) તમે આવો, ઓ વાંદલાં તમે આવો ? ( ૫ ) હજાર, દશ હજાર ઢોઢ વરસાવો. (૬-૮) ઓ અશો જરથુશ્ત્ર ! તું બોલ, દુઃખદરદ અને મોહોતનાં જાનિઓએ નીપજાવેલા દુઃખદરદ અને મોહોતના નાશ માટે, કંગાલીયતપણું અને દુઃખદરદ નાબુદ કરવા માટે ( તું તે માંગ ).

૩ ( ૯ ) જો ( એમાંનું એક દુઃખ ) રાતના ( ચાર પોહોરો માંના ) પેહેલા પોહોરે આવી પડે તો બીજે પોહોરે તનદરોસ્તી આવેઃ (૧૦) બીજે પોહોરે તે આવી પડે તો મધરાતે આરાંમ આવે. (૧૧) જો તે મધરાતે આવી પડે તો બામદાદમાં આરામ આવે. ( ૧૨-૧૩ ) વરસાદ વરસાદમાં વરસે છે તો (૧૪) પાણી, જમીન, ઝાડપાન, આરાંમ આપનાર સાધનોને તાજગી મલેછે.

૪ (૧૫) વોઊરુકષ સમુદ્રમાં પાણીઓ એકઠાં થાય છે તેમ

---

પેદા કર્યો હતો. મજ્દયસનાનોમા એવો વિચાર છે કે, એ ગોધો એવા ચમતકારી ખવાસ તથા બુદ્ધિનો હતો કે યજ્દો કરતાં પણ તે કશાથી ઊતરતો ન હતો. અહ્રેમનઈન્યુશ્રિ પેદા કરનાર તરફનું આ પ્રથમ હૈવાત પ્રાણી જોવાથી તેનો નાશ કરવા માટે તેણે પ્રપંચ કર્યો અને તેને મારી નાખવા તેની નજદીક પોંહોંચ્યો. પણ તે ગોધાનું રવાંન સ્વર્ગમાં દોડી ગયું જયાં તેને તમામ પ્રાણીઓ ઉપર અને મુખ્ય કરી જનાવરો અને માણસોની તનદરોસ્તી ઉપર દેખરેખ રાખવાનું કામ સોંપવામાં આવ્યું હતું. એ અજાયબ જેવી કથા અવસ્તામાં ઘણે ઠેકાણે, ગાથાનાં એક કીર્તનમાં તેમજ તેને માટે ખાસ રચેલી એક યશ્તમાં વર્ણવીછે. એને લગતી વધુ વીગત માટે જુઓ મારો યજશ્નેનો તરજુમો હા ૨૯મો.

[3] 'જહી, ઇત્યાદી, તારો નાશ કરેછે' એમ પણ અર્થ થાય, પણ એ પ્રથમ ગોધાને મારી નાખનાર કાંઈ એ જહી કે અર્ષમઓષ હતા નહીં.

(૧૬-૧૭) તમે ઊઠો, પ્રથમ જમીન તરફથી વાતાવરણ તરફ ઉતાવલથી આગલ વધોને વાતાવરણથી જમીન ઉપર તમે પડો. (૧૮) તમે ઊઠો (આકાશની) આસપાસ ગોલ કુંડાલામાં ફરો. (૧૯) તમારા જન્મ અને તમારો વૃધ્ધીને માટે અહુરમજદએ વાતાવરણ ઊત્તપન્ન કર્યું છે.

૫ (૨૦) સેતાબ ચાલના ઘોડાવાળા અએ સુરજ, તું ઊઠ, હરપ્ઁરૅજઇતિ ઊપર તું પ્રથમ ચઢ, પેદાએશમાં (તારી) રોશણી પ્રકાશીત કર. (૨૧-૨૨) જયારે તું માન પામેલો છે ત્યારે તું અહુરથી પેદા થયલા રસ્તા, મિનોઇ ફરેસ્તાઓએ ઉત્તપન્ન કરેલાં વાતાવરણ, પાણીઓથી બનેલા મુલક ભણી તું ઉગ.

૬ (૨૩) આ પ્રમાણે બુરી પેદાએશ સામે માંથ્રસ્પેન્તથી લડીને (૨૪) તારા જન્મ અને તારી વૃદ્ધિને હું પવિત્ર કરીશ: (૨૫) તારાં તન અને જીંદગીનાં કૌવતને હું પવિત્ર કરીશ, (૨૬) તને ફરજન્દો અને દુધથી માતબર બનાવીશ.

૭ (૨૭) તું હથ્યારોમાં માતબર, બાનુઓનાં દુધમાં માતબર, પ્રાણીઓના દુધમાં માતબર, રસકસમાં માતબર, ચરબીમાં માતબર થશે; તને પુશ્કલ ફરજન્દો મલશે. (૨૮) તારે માટે હજારો ઝરાઓને હું પવિત્ર કરીશ કે જે ખેતરોમાં વેહેછે કે જે (જમીનનાં) બાલકો (પ્રાણીઓ)ને માટે પોશણ છે.

૮ (૩૦) જુઓ ૪ (૧૫-૧૯).

૯ (૩૧) ઓ ચંદ્ર! તું ઉપર ચઢ, તું કે જે ઢોરોનું તોખમ ધરાવેછે તે તું હરપ્ઁરૅજઇતી ઉપર ચઢ અને (તારી) રોશણી પ્રાણીઓમાં પ્રકાશીત કર.

૧૦-૧૨ (૩૨-૩૪) જુઓ ૫ (૨૧-૨૯.) તારા જન્મ અને તારો વૃદ્ધીને માટે ઉગવાનું અહુરજદએ ઉત્તપન્ન કર્યું છે.

૧૩ (૩૫) પાણીનું તોખમ ધરાવનારા અએ ઊંડા સેતારાઓ તમે ઉપર ચઢો, હરપ્ઁરૅજઇતી ઊપર પ્રથમ ચઢો અને (તમારી) રોશણી પેદાએશમાં પ્રકાશીત કરો.

૧૪-૧૬ ( ૩૬ ) જુઓ ૫ ( ૨૧-૨૯ ). તમે ઊપર ચઢો, તમારા જન્મ અને તમારી વૃદ્ધી માટે મજ્દએ ઊપર ચઢવાનું ઊત્તપન્ન કર્યું છે.

૧૭ ( ૩૭ ) તમે ઊઠો કે જેથી કખુઝિ[1] દેવી હાંકી મેલાય, અયશ[1] દેવી તથા જાદુગર જહિ માર ખાધેલી થાય.

૧૮-૨૨ (૩૮-૪૨) જુઓ ફર્ગરદ ૨૦ ફકરા ૮-૧૧ (૨૩-૨૯).

## મિનો ખિરેદ, પ્રકરણ ૪૯.[2]

(૧) તે દાંના મરદે ડાહપનના મિનોને આ મુજબ પૂછ્યું: (૨) આ સેતારાઓ જે આકાશ ઊપર દીસે છે અને જેમની સંખ્યા આટલી મોટી છે તેમનું કામ શું છે અને તેમની અસર કેવી છે? (૩) સુરજ અને ચંદ્ર તથા સેતારાઓની કુંચ કેવી છે?

(૪) તે ડાહપનના મિનોએ જવાબ દીધો: (૫) આકાશમા જે તમામ સેતારાઓ દેખાય છે તેઓમાંના પેહેલો જે તિશ્ત્રય કેહેવાય છે તે (તમામ દુન્યામાં) મોટો, સંપૂર્ણ, ઘણોજ કીમતી અને ઘણોજ પ્રકાશીત જાહેર થયલો છે. (૬) અને દુન્યામાં જે કાંઇ હૈયાતી ધરાવે છે તેનું ફલદ્રુપપણું અને આબાદી તિશ્ત્રયના માર્ગમા છે (અને ત્યાંથીજ તે આવે છે.)

(૭) જે સેતારાઓ પાણીનાં તોખમ ધરાવે છે તેમને પાણીની ઊત્તપત્તી અને વૃદ્ધી માટે (પેદા કર્યા છે.) .... .... ....( ૧૦ ) ગોસ્પન્દોનું તોખમ ધરાવનાર સેતારાઓને ગોસ્પન્દોનાં રક્ષણ અને વૃદ્ધી માટે પેદા કર્યા છે. ) .................... (૨૪) સુર્ય તથા ચંદ્રની કુંચ-

---

૧ આબંને નામો કયી દંતકથાના શખસોને લાગુ કરેલાં છે તે જણાતું નથી; પેહેલવી સરેહ કરનાર, તેમને ઓલખતો નથી પણ તેઓ તેમનો અર્થ 'રોશણી ઓછી કરનાર' 'વેરાન્યત કરનાર' એવો કરી તેમને આહરિમનનાં વિષેશણ ગણે છે. 'કખુઝિ' ને ફાર્સિ 'કખ્' એટલે ભયંકર દેખાવની મૂર્ત્તિ' ઉપરથી તુરાની લોકોની કાંઇ કૃત્તિ લેખી શકાય.–'અયશ' સંસકૃત अगस्त्य નામના પ્રખ્યાત હિંદુ ઋષિની અને ઇન્દ્રના એ નામના એક બેતાબની યાદ આપે છે.

૨ જુઓ પાનું ૨૧૪ નોટ.[1]

ની નેમ મુખ્ય કરી દુન્યામાં રોશણી ફેલાવવાની અને તમામ ફુલ ફલાદીની ઊત્તપત્તી તથા તમામ વૃદ્ધી કરવાની છે.

પ્રકરણ ૧૨મું.

(૪૧) ચમરોષ પક્ષિનું[1] કામ જાદ્બેષ[2] ઝાડ ઉપરથી ખરતાં તોખમો ઊંચકીને તિશ્ત્રય જ્યાંથી પાણી (જમીન ઊપર વર્સાવવા માટે) લે છે ત્યાં લઇ જવાનું છે. (૪૨) પછી તિશ્ત્રય તે પાણી અને તોખમોને સાથે જમીન ઊપર વર્સાવે છે.

## ફ્રર્ગેરદ ૨૨.

**ભલી પેદાએશ સામે લડવાને અને તેનો નાશ કરવા માટે અંગ્રે-મઈન્યુશે ઊભી કરેલી ખરાબીઓથી અહુરમજ્દ જરથુશ્ત્રને વાકેફ કરેછે, § § ૧-૬.— અહુરમજ્દ માંથ્રસ્પૅન્તની મદદ માગેછે, § § ૭-૮.— આરાધનાઓ, § § ૯-૧૯— માંથ્ર-સ્પૅન્ત અહુરમજ્દની સેવા બજાવવાની તૈયારી બતાવે છે, § § ૨૦-૨૧—નઈર્યોસંઘ મદદ માટે અઈર્યમનને અરજ કરેછે, § § ૨૨-૨૮.—આરાધનાઓ, § § ૨૯-૩૭.—નઈર્યોસંઘ અહુરનો હુકમ અમલમાં મેલેછે, § § ૩૮-૪૦.—આરાધનાઓ, § § ૪૧-૬૨.—અઈર્યમન પોતાને થયલી અરજ સ્વીકારે છે.—તેનાં કામો, § § ૬૩-૬૯.—અઈર્યમનની બંદગી, § ૭૦.**

વન્દિદાદને છેડે મંત્રની જે બંદગીઓ છે તેનો સેવટનો ભાગ આ ફ્રર્ગેરદ છે. ધર્મ ક્રિયાને લગતો એ એક સફો છે કે જ્યાં બંદગીને લગતાં ભણ

---

૧ એ પક્ષીઓનો રાજા છે અને તે અલબોર્જ પાહાડ ઊપર રહે છે. દર ત્રણ વરસે ઇરાનના દુશમન ગામો ઉપર હુમલો કરી ત્યાંના પાકનો તે નાશ કરે છે અને તેમને વેરાન કરી નાખે છે.

૨ આ ઝાડ તમામ ઝાડોનાં તોખમ ધરાવે છે અને તે મિનોઇ પાણીઓવાળા વોઉરુકષ સમુદ્રની વચ્ચે ઊગતું કેહેવામાં આવે છે.

તર આગમય કલ્પનાને લગતા અને તવારીખ સંબંધી કેટલાક વિચારો સમાવેલા છે. મંત્ર ભણનાર આથ્રવને પ્રથમમાં એ વિચારો વાંચવા જોઇએ છે અને પછી જે દુઃખદરદ દૂર કરવાનું તેનું કામ હોય છે તેને લગતી આરાધણાની બંદગીઓ તેણે પઢવી જોઇએ છે. એ આરાધનાઓ ફર્ગરદ ૧લીને લગતો જે તવારિખ રૂપી ભાગ એમાં આવે છે તેની મતલબ તોડી નાખે છે. આ રીતે મુખ્ય બાબદ §§ ૧–૮, ૨૦–૨૮, ૩૮–૪૦, ૬૩–૬૯, ફકરાઓની બનેલી છે. પણ એમાં જે અવ્યવસ્થા જોવામાં આવે છે તે માત્ર દેખીતીજ છે; ક્રિયાઓ અને ધરમના આચારોને અનુસરતા થાય એવી રીતે દરેક ભાગની ગોઠવણ કરેલી છે. જો અમે ઠગાતા ન હોઇએ તો, આ ફર્ગરદ યજશ્નેના ૧૯મા હાના છેડેના ભાગ જેવી દીસે છે; જેમ એ ૧૯મો હા હોનોવરની બંદગીની મોટાઇ અને શકિતને બુલંદ દરજ્જો આપે છે, તેમ આ ફર્ગરદ અર્યિમન-ઇશ્યોને ઇશ્વરી શકિતવાલી બનાવે છે. પરંતુ વન્દિદાદની આ સેવટની ફર્ગરદ ઘણા પાછલા વખતની છે તેનો કોઇ ઇનિકાર કરી શકશે નહીં, કારણ કે તેમાં મજ્દયસ્નની દીનના મુખ્ય ફત્વાઓને બદલી નાખવામાં આવયા છે અને ફરેસ્તાઓની શકિતને કીરતારની શકિતની બરાબર બતાવી છે. અહુરમજ્દ ગોયા વીનંતી કરતો હોય તેમ તેમની કને મદદ માગે છે. પરંતુ આ બગાડાની કીંમતને ઘણી સહરાવવા સામે ચોકસાઇ રાખવી જોઇએ છે, અઙ્રેમઇન્યુશે ઊભી કરેલી ખરાબીઓ કીરતારને પોહોંચતી નથી પણ માત્ર હાડમંદ દુન્યાને અને માણસોનેજ પોહોંચે છે. બુન્દેહશનાં ૧૯ માં પ્રકરણના ૧૩–૧૪ ફકરા તે ખુલ્લું બતાવે છે.

## ૨૨.

૧ (૧) અહુરમજ્દએ અશો જરથુશ્ત્રને કહયું: (૨) હું જે અહુરમજ્દ છું, હું જે ન્યામતો આપનાર છું (૩) તે મેં જયારે ખુબસુરત, ચલકતું, ઘણે દુરથી પ્રકાશીત રેહેથાંન પેદા કર્યું, (૪) જેથી મેં મને બુર્જોર્ગ અને ભાગ્યશાલી કર્યો;

૨ (૫) ત્યારે તે ગુનેહગાર (દેવે) મને દીઠો; (૬) પાપી ખુની અઙ્રેમઇન્યુશે મારી વિરૂદ્ધ ૯૯૯૯૯ ખરાબીઓ ઊત્તપન્ન કરી. (૭) એટલા માટે, ઓ ઘણા ચલકાતમંદ માંથ્રસ્પૅન્ત! તું મને આરાંમ કર.

૩ (૮) હું તને એ (ફાયદા) ના બદલામાં હજાર સેતાબ ચાલના અને મજબુત દોડનારા ઘોડાઓ આપીશ. મજ્દના પેદા કરેલા

પવિત્ર મિનો ઓ સઓક ! હું તને વખાણું છું. ( ૧૦ ) હું તને તેના બદલામાં સેતાબ ચાલના, જોરેમંદ પીઠવાલાં હજાર ઊંટો આપીશ. ( ૧૧ ) મજ્દના પેદા કરેલા પવિત્ર મિનો ઓ સઓક ! હું તને વખાણું છું.

૪ ( ૧૨ ) હું તને તેના બદલામાં હજાર તંનદરોસ્ત અને ખોડ ખાંપણ વિનાના ગોધાઓ ભેટ આપીશ. ( ૧૩ ) ઓ પવિત્ર સઓક ! હું તને વખાણું છું. ( ૧૪ ) હું તને પાલેલાં તમામ પ્રકારનાં હજાર નાહાનાં ઢોરો આપીશ. ( ૧૫ ) ઓ અશો સઓક હું તને વખાણું છું.

૫ (૧૬–૧૭) હું તને પ્રકાશીત, સુખ આપનાર, અસરકારક આશીર્વાદ બક્ષીસ, ( ૧૮ ) જે અસંપુરણ હાલતને ભરપુર અને ભરપુરને બેહદ કરે છે, ( ૧૯ ) જે મીત્ર સાથે પ્રીતી કરાવી, મિત્રાચારીનો ગાંઠ મજબુત કરાવે છે.

૬ ( ૨૦ ) પુશાકલ ચલકાતવાલા માથ્રસ્પેન્તએ અહુરમજ્દને જવાબ દીધો : ( ૨૧ ) હું તને કેમ આરાંમ કરીશ ? એ ૯૯૯૯૯ તારી સામેની ખરાબીઓનો હું કેમ નાશ કરેશ ?

૭ ( ૨૨ ) પેદા કરનાર અહુરમજ્દએ નર્ઇર્યોસહ્‌હને કહ્યું :–

૮ ( ૨૩ ) ડાહ્યા નર્ઇર્યોસહ્‌હ, અહીંથી તું જા, અઇર્યમનનાં રેહેથાંનમાં તને લઇ જા અને તેને કેહે : અશો અહુરમજ્દએ તને એમ કેહેવાડયું છે :

૯–૧૦ (૨૪–૨૭) જુઓ ૧–૨ ( ૩–૬ ). ( ૨૮ ) એટલા માટે ઓ ઘણીજ ઇચ્છવા લાયક અઇર્યમન ! તું મને આરાંમ કર.

૧૧–૧૨ ( ૨૯–૩૭ ) જુઓ ૩–૫ (૮–૧૯).

૧૩ ( ૩૮ ) અહુરના સુખનોને માન આપી ડાહયો નર્ઇર્યોસહ્‌હ અઇર્યમનનાં રેહેથાંનમાં પોતાને લઈ ગયો અને તેને કહયું : અશો મિનો અહુરમજ્દએ તને આ મુજબ કેહેવાડયું છે :

૧૪–૧૬ ( ૩૯–૫૩ ) જુઓ ૧–૫ (૨–૧૯).

૧૭–૧૮ ( ૫૪–૬૨ ) જુઓ ૩–૫ (૯–૧૯.)

૧૯ (૯૩-૯૪) તુરતજ અને વગર ધીલે, ઘણીજ ચાહવા લાયક અર્ઇર્યમને આતુરતાથી અને ઝડપથી પવિત્ર પાહાડ ઊપર, (અહુરમજ્દ અને જરથુશ્ત્ર વચ્ચે ચાલેલી) પવિત્ર વાતચીતનાં જંગલમાં તેમ કર્યું.

૨૦ (૯૫) ઘણીજ ઇચ્છવા લાયક અર્ઇર્યમન નવ નર ઘોડા લાવી; (૯૬) તે નવ નર ઊંટ લાવી, (૯૭) તે નવ ગોધા લાવી, (૯૮) તે નવ નાહનાં બીજાં જનાવરો લાવી. (૯૯) અંહરોમઇન્યુશે માણસના તન સામે જે સઘલી ખરાબીઓ ઉત્તપન્ન કરી છે તેની સામે ફતેહ મેલવવાને તે નવ જાતના અનાજ (અથવા પાલા) લાવી, તેણે નવ કસ ખેંચ્યા.[1]

સમાપ્ત.

૧ આ કસ ખેંચવાની અથવા ખાડા ખોડવાની મતલબ અનાજ અથવા વેદાંના પાલાની વાવણી કરી તેમને ઉગાડવાની છે.

